પુસ્તક મળવાનાં ઠેકાણાં:-

નવનીતલાલ ચીમનલાલ ગાંધી
પી. ગૌત્તમ ઍન્ડ કંપની.
૧૯૪૨, ગાંધીરોડ, ચાર રસ્તા,
અમદાવાદ-૧. ટે. નં. ૨૦૯૨૮

પૂનમચંદ નાગરદાસ દોશી
હેડમાસ્તર.
તાલુકાશાળા ડીસા. (બનાસ કાંઠા)

શા. વાડીલાલ શામળદાસ
સારંગપુર, તળિયાની પોળ,
અમદાવાદ.

પ્રથમાવૃત્તિ ૧૦૦૦ ] કિંમત : રૂ-૫૦ [ સંવત ૨૦૧૮,

પ્રકાશક :
શા. વાડીલાલ શામળદાસ
સારંગપુર, તળિયાની પોળ,
અમદાવાદ-૧.

મુદ્રક :
ચંપકલાલ પી. શાહ
અલકા પ્રિન્ટરી
પાંચકુવા, અમદાવાદ-૧.

ॐ હ્રીં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

# 卐 મંગલ વચન 卐

અનાદિ કાલથી ચાર ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરતાં આત્માને કોઈ પણ જન્મમાં કોઈ પણ ગતિમાં શ્રી વીતરાગ માર્ગની પ્રાપ્તિ થઈ નથી ને થઈ હોય તો તે ફળી નથી. સંસારમાં ભ્રમણ કરતા આત્માને બધુ મળ્યું છે. આત્માએ બધુ ભોગવ્યું છે. ફક્ત આત્માને શ્રી જિનેશ્વરદેવના ધર્મની પ્રાપ્તિ થઈ નથી આજ કારણે આત્મા ચારે પ્રકારની ગતિમાં ભમતો જ રહ્યો. પૂર્વની અનંત પુણ્યાઈના કારણે તેને માનવ દેહની પ્રાપ્તિ થઈ. છતાં શ્રીજિનેશ્વર દેવનો ધર્મ તેને આજ પૂર્વે પ્રાપ્ત ન થયો. એટલે જ માનવ દેહની સાર્થકતા આત્મા ન કરી શક્યો. પરિણામે જન્મી, ગમે તે રીતે આયુષ્ય વ્યતીત કરી, મરીને ફરી જન્મ મરણના ચક્રાવામાં ચડ્યો.

આજે ફરી એને મહામૂલ્ય માનવ દેહની પ્રાપ્તિ થઈ છે. ભલે કાળ પંચમ હોય. હુંડા અવસર્પિણી હોય, છતાં જે આત્માને શ્રી જિનેશ્વર દેવનું શાસન મળ્યું છે. તેના પ્રત્યેની શ્રદ્ધા પ્રકટી છે. સમ્યગ્જ્ઞાન તથા સમ્યગ્ ચારિત્રની સાધના મળી છે તેવા આત્મા માટે આ કાળ પણ સાધનાનો સુવર્ણ કાળ છે.

પ્રસ્તુત પ્રકાશનમાં આજ ઉદ્દેશને આંખ સામે રાખીને થયેલા મનનીય પ્રવચનોનું સારભૂત અવતરણ પ્રસિદ્ધ થયું છે. જુદા જુદા સ્થળે અમદાવાદ શહેરમાં થયેલાં પ્રવચનો વિવિધ વિષય સ્પર્શી, વિચારપ્રેરક તથા પ્રેરક અને ઉદ્બોધક છે.

પ્રથમ પ્રવચન "સાધનાનો સુવર્ણયુગ" પ્રભુભક્તિનું મહત્વ ગાઈ રહ્યું છે. સમ્યગ્દર્શનની નિર્મલતા પ્રભુ ભક્તિ પર નિર્ભર છે. જ્ઞાનયોગ, ધ્યાનયોગ, ક્રિયાયોગ, અને ભક્તિયોગ એ ચાર યોગમાં જ્ઞાનને પ્રામ કરાવનાર તથા ક્રિયાની પાત્રતા આત્મામાં પ્રગટાવનાર

તેમજ ધ્યાનમાં આત્માને સ્થિર કરનાર જો કોઈ હોયતો ખરેખર તે ભક્તિ છે...ભક્તિ મુક્તિની દૂતી છે. આ ભક્તિના મહિમાને તેની ભવ્યતાને આ પ્રથમ પ્રવચનમાં મુનિરાજ શ્રી સ્પષ્ટતાથી દષ્ટાન્તો દ્વારા જૈન ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થયેલા પ્રસંગ ચિત્રો દ્વારા રોચક તથા હૃદયંગમ શૈલીએ સમજાવે છે.

**બીજું પ્રવચન** "અરિહંત દેવની ઓળખ" માં અનન્ત ઉપકારી શ્રી અરિહંતદેવની મહાનિર્યામક, મહામાહણ, મહાસત્થવાહ અને મહાગોપ તરીકે ઓળખાણ આપીને પ્રવચન કર્તા મુનિશ્રી અનન્ત ઉપકારી. અશરણ શરણ શ્રી અરિહંત પરમાત્માની મહત્તા ને પોતાની સ્વચ્છ શૈલી દ્વારા વ્યકત કરી રહયા છે.

**ત્રીજું પ્રવચન** "આત્મ ઉજ્જવલતાનાં અનન્ય પ્રતિકો" માં વ્યાખ્યાનકાર મુનિશ્રી શ્રીજિનેશ્વરદેવના ધર્મની આરાધના માટેના પગથીયારૂપ અભય, અદ્વેપ, તથા અખેદને અંગે ખૂબ ખૂબ સ્વચ્છ તથા સરલ શૈલીએ ઉપદેશે છે. આ પ્રવચનમાં શ્રીશત્રુંજયમહા-તીર્થનો ઉદ્ધાર કરનાર શ્રી વાગ્ભટ્ટ મંત્રીશ્વર તથા ભીમા કુંડલીયાનો પ્રસંગ રજુ કરી ભકિત, ભાવના તથા શ્રદ્ધાપૂર્વકના સદ્‌ભાવનો મહિમા ગાય છે. શ્રી જિનમંદિર, જિનમૂર્તિ તથા જિનાગમ એજ કલિકાલમાં પણ આત્મ ઉજ્જવલતાનાં, આત્મ નિર્મલતાનાં પ્રબલ આલંબનો છે. તેની ભકિત કરવાથી આત્માની ઉન્નતિ થાય છે. આ હકિકત પ્રવચનમાં વ્યકત થઈ છે...

**ચોથું પ્રવચન** "જીવન જીવવાની કળા" માં મુનિશ્રી ધર્મની ઉપયોગિતા સમજાવી, સર્વ કલાઓમાં ધર્મકળા શ્રેષ્ઠ છે. એ ઉપદેશે છે. જયતાક પલ્લીપતિના દષ્ટાન્ત દ્વારા કર્માધીન સંસારમાં કર્મનેવશ આત્મા કર્મના યોગે કેવી રીતે પટકાય છે ? ને જાગૃત થતાં તેનો ઉદ્ધાર કઈ રીતે થાય છે તે વિસ્તૃત રીતે સમજાવે છે.

પાંચમું વ્યાખ્યાન "બંધન અને મુક્તિ" માં આશા કે તૃષ્ણાના ગુલામ બંધનમાં બદ્ધ છે. આશાને ત્યજનાર મુક્ત છે. મુક્તિની શુદ્ધ દશાને સ્પર્શનારા છે. આ કથનીય વ્યાખ્યાનકાર મુનિશ્રી જણાવે છે. આ વ્યાખ્યાનમાં સુબુદ્ધિ મંત્રીનું તથા કપિલ કેવલીનુ દષ્ટાન્ત આપીને વિષયને સ્પષ્ટ કરવામાં આવેલ છે

છઠ્ઠું વ્યાખ્યાન "શ્રી સંઘ ભક્તિ" માં વ્યાખ્યાનકાર મુનિશ્રી સંઘનો મહિમા, સંઘનુ સ્વરૂપ. તથા સંઘ ભક્તિ વિષે વિચારણીય મુદ્દાઓને છણે છે. પરમાર્હતશ્રી વસ્તુપાલ તેજપાલ જૈન શાસન પ્રભાવક સુશ્રાવક બેલડીનાં પ્રસંગ ચિત્ર દ્વારા પોતાના વિષયને ખૂબજ સુંદરરીતે તેઓ અહીં ચર્ચે છે.

સાતમું વ્યાખ્યાન "સાધર્મી સેવાનો શુભ સંદેશ" મા આજે બહુ ચર્ચાયેલા "સાધર્મિક ભક્તિ" ના પ્રશ્નને વ્યાખ્યાનકાર મુનિરાજશ્રી ખૂબ શાસ્ત્રનિષ્ઠાપૂર્વક સચ્ચોટ તથા સાત્વિક રીતે ચર્ચે છે. અને વર્તમાનકાલના વાતાવરણમાં સુંદર માર્ગદર્શન આપે છે. પરમાર્હત કુમારપાલ મહારાજાએ જે રીતે સાધર્મિક ભક્તિ કરી, અને શ્રી પેથડશા મંત્રીના પુત્ર ઝાંઝણે જે રીતે સાધર્મી ભાઈઓનું બહુમાન જાળવવા, મક્કમતાપૂર્વક ગુજરાતના રાજા સારંગદેવને પ્રત્યુત્તર આપ્યો. એ બધો ઇતિહાસના પાને ગૌરવપૂર્વક આલેખાયેલ વૃતાન્ત અહિં મુનિશ્રી સુંદર રીતે વર્ણવે છે, જે સર્વ કોઈને સાધર્મીભક્તિ વિષે મહામૂલ્ય બોધપાઠ આપી જાય છે.

આઠમું વ્યાખ્યાન "સાચા સુખનું રહસ્ય" માં સંસારના કાલ્પનિક સુખો પાછળ પાગલ થઈને દોડતા સંસારી જનોને મુનિરાજશ્રી જાગતા રહેજોનો મંગલ સંદેશો સુણાવે છે. સ્વપ્ન જેવા આ સંસારની કરુણતા દર્શાવવા તેઓ તાપસનુ દષ્ટાન્ત શ્રોતાવર્ગને સમજાવે છે.

**નવમું વ્યાખ્યાન** "સાચા સુખનો સરળ માર્ગ" માં સંસારનાં સુખોની અસારતા સમજાવી મુમુક્ષુવર્ગને સાચા સુખની ચાવી વ્યાખ્યાનકાર મુનિવરશ્રી અહિં આપે છે. તેઓ કહે છે કે—"સાચા સુખનો સરલ માર્ગ એક જ છે કે, આશ્રવનો ત્યાગ કરી સંવર-ભાવને સ્વીકારો" (પૃ. ૧૨૬) જૈન શાસનનો મર્મ આટલા ટૂંકા વાક્યમાં પણ સુંદર આવી જાય છે આ વ્યાખ્યાનમાં તેઓ કાલ્પનિક સુખ પાછળ પાગલ બનતા યુવકનું જીવનચિત્ર રજૂ કરે છે.

**દશમું વ્યાખ્યાન** "શ્રદ્ધા સંજીવની" માં તેઓ શ્રદ્ધાના બળ વિષે બાહુ ટૂંકમાં પણ સચ્ચોટ રીતે જણાવે છે કે, સંસારના સમસ્ત બલોમાં શ્રદ્ધાનું બલ અતુલ છે. જીવનમાં કશું જ નહિ કરી શકનાર ઘણા આત્માઓ એક જ શ્રદ્ધાના બળે જીવન ઉજ્જવલ બનાવી ગયા. (પૃ. ૧૩૭) શ્રદ્ધા સમ્યગ્ શ્રદ્ધા પર આ વ્યાખ્યાનમાં ઘણું સુંદર રીતે કહેવાયું છે. આજે જે રીતે જડવાદ પ્રત્યે, વિજ્ઞાન પ્રત્યે માનવને આંધળી શ્રદ્ધા વધતી જાય છે. ને શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ તથા શુદ્ધ ધર્મ પ્રત્યેની સમ્યગ્ શ્રદ્ધા જે રીતે દિનપ્રતિદિન ઘટતી જાય છે તેને અંગે અહિં ઘણી ઘણી સ્પષ્ટ વાતો યુક્તિપૂર્વક કહેવાઈ છે. મૃગાવતી જેવાં સ્ત્રીરત્ન તથા શ્રાવિકા શ્રેષ્ઠનાં જીવનમાં શ્રદ્ધાએ કેટ-કેટલો મહત્વનો ભાગ ભજવ્યો છે. તદુપરાંત શ્રદ્ધા, પરમશ્રદ્ધાના બળે મૃગાવતીજી ચંડપ્રદ્યોત જેવા રાજાના સકંજામાંથી છૂટી પોતાનું શીલ નિર્મલ રાખીને આત્મશ્રેય સાધવા જે રીતે ઉજમાળ બન્યા તેનું સુંદર આલેખન આ વ્યાખ્યાનમાં થયું છે અંતે તેઓ જ કહે છે કે, "આત્મવિશ્વાસ સાથે અડગ શ્રદ્ધા જગતમાં આદર્શ સ્વરૂપ બને છે" સમ્યગ્શ્રદ્ધા કેટ-કેટલું આત્માને બળ આપે છે. સત્વ આપે છે શક્તિ તથા સામર્થ્ય આપે છે. જેનું વર્ણન વચનાતીત છે. છતાં આ પ્રવચનમાં ટુંકમાં સુંદર તથા સચોટ જણાવ્યું છે.

**અગીયારમું વ્યાખ્યાન** "સાધર્મીસેવાનું સુંદર સ્વરૂપ" માં સાધર્મિક ભક્તિ માટે શાસ્ત્રીય મર્યાદાપૂર્વક સુંદર રીતે કહેવાયું છે.

તેઓ જણાવે છે કે, સ્વાર્થનો અંધાપો લઈ કરનાર પોતાના જ મોજશોખને પૂરા કરવા પાછળ જીવન વેડફી નાંખનાર માનવને સાધર્મી ભક્તિ ક્યાંથી મળે ? આ કથન કેટ-કેટલું વેધક છે તથા સત્યગર્ભિત છે, આજે સંસારમાં રાચનારાને માચનારા જડવાદને જ ઉન્નતિનું ધ્યેય માની બેઠેલાઓને સાધર્મિકોની સાચી ભક્તિ સૂઝે નહિ. એ દેખાઈ રહ્યું છે, તેઓ સાધર્મી ભક્તિની વિટંબના સિવાય અન્ય કશું કરી શકે તેમ નથી. જેમના હૈયામાં ધર્મ પ્રત્યે દૃઢ અનુરાગ છે જૈનશાસન જેમને મન સર્વસ્વ છે. તેવા ધર્મશીલ ઉદાર હૃદયી આત્માઓ સાધર્મિક ભક્તિના રહસ્યને, પામી શકે છે, ગરીબમાં ગરીબ પણ સાધર્મિકને જોઈને જેનું ધર્મશીલ હૃદય આનંદની ઉર્મીઓથી નાચી ઉઠે છે, તેજ ખરેખર ! સાધર્મિકોની સાચી ભક્તિ કરી શકે છે, સાધર્મિક ભક્તિનો આદર્શ દૃષ્ટાંત દ્વારા અહિં સ્પષ્ટ રીતે રજુ કર્યો છે. ભગવાન શ્રી મહાવીરદેવના સમયનો આ પ્રસંગ છે. સુશ્રાવક શાંતનું તેની ધર્મપત્ની કુંદદેવી, સુશ્રાવક જિનદાસ શેઠ ઇત્યાદિ પાત્રો દ્વારા આ દૃષ્ટાન્ત સાધર્મી ભક્તિ માટેનો કેટ-કેટલો ઉજ્જવલ પ્રેરક તથા ઉદ્‌બોધક આદર્શ પૂરો પાડે છે. વર્ત-માનના વાતાવરણમાં સાધર્મિક ભક્તિનો પ્રશ્ન બહુ ચર્ચાઈ રહ્યો છે. પણ સાધર્મિક સેવાની જાહેરમાં વાતો કરનાર વર્ગને આજે ભોગ ક્યાં આપવો છે ! તેમને તો દેવદ્રવ્ય તથા જ્ઞાનદ્રવ્યદ્વારા જો સાધર્મિક ભક્તિ કે સેવા થતી હોય તો કરવી છે. આની સામે વ્યાખ્યાનકાર મુનિવરશ્રી સ્પષ્ટ પડકાર કરે છે કે "દિનપ્રતિદિન સાધર્મી સેવાની ખૂબ જ વાતો ચાલે છે. પણ એ વાતો સત્ય સ્વરૂપે કર્તવ્યમાં ઉતરવી જોઇએ" ( પૃ. ૧૫૦ )

બારમું વ્યાખ્યાન "દાન ધર્મની મહત્તા" માં દાન ખરેખર સર્વ ધર્માચારોનું મૂલ છે. શીલની પાત્રતા આત્મામાં પ્રગટાવનાર યાવત્ સર્વ ધર્માચારની પાત્રતા પ્રગટાવનાર દાન ધર્મ છે. તેના અંગે અનેક મનનીય વાતો વ્યાખ્યાનકાર મુનિશ્રી કરે છે. જે પ્રેરક તથા જીવન

ઉન્નતિની દિશાની ઉદ્બોધક છે. શ્રી શાલિભદ્રના જીવે પૂર્વભવમાં તપસ્વી મુનિરાજને આપેલ દાનનો પ્રભાવ અને તેનું મૂલ્ય કેટલું અદ્ભુત તથા લોકોત્તર નીવડ્યું તે કથા પ્રસંગ અનેક પ્રશ્નોની જાગૃતિ પૂર્વક અહિં મુનિવરશ્રી રજૂ કરે છે. દાન એતો માનવતાનો મહા ગુણ છે. દાન એ ઔચિત્ય છે. અનેક ગુણોનું આકર્ષણ છે દાન મહત્તાનાં ગાન આ પ્રવચનમાં હૃદયંગમ શૈલીએ થયાં છે

**તેરમું પ્રવચન** "રસનાની રામાયણ" પાંચ ઈંદ્રિયોમાં વધારે અસંયમી બનીને જીવનને દુર્ગતિમાં ધકેલવામાં સહાયક રસના માટે સુંદરશબ્દોમાં ઉપદેશ આપે છે રસના સંસારમાં કલેશ કરાવે છે. કષાયને વધારે છે. તેમ જ રસના ચટકા પણ રસના કરાવે છે પેટ બગાડી શરીરને બગાડવા દ્વારા આત્માને અધઃપતન ભણી દોરી જનાર જેમ રસના છે. તેમ સંસારમાં વેર વિરોધ તથા વૈમનસ્ય જગાડનાર તથા પરંપરાએ પરલોકમાં પણ આત્માને અનર્થ આપનાર રસનાનો અસંયમ છે આના- યોગે વ્યાખ્યાતા મુનિવરશ્રીએ મંગુ આચાર્ય મહારાજનું દૃષ્ટાન્ત સમજાવ્યું છે. તેમજ જીભના બોલવાના અસંયમ પર માતા–પુત્રનું દૃષ્ટાન્ત વિસ્તાર પૂર્વક જણાવ્યું છે. એકંદરે પાંચે ઇન્દ્રિયોમાં રસના ઈંદ્રિયનો સંયમ ઘણો જ ઉપકારક છે. એ જ આખા પ્રવચનનો મુખ્ય ધ્વનિ છે.

**ચૌદમું પ્રવચન** "પ્રગતિનાપંથે પૂનિત પ્રયાણ" માં વ્યાખ્યાનકાર માનવજીવનની મહત્તા તથા તેની સફળતા માટે દૃષ્ટાન્તો પૂર્વક મનની તથા સચોટ ઉદ્બોધન કરે છે ૩૨ પેજના આ વ્યાખ્યાનમાં ચિન્તામણિ રત્નને વગર સમજે ગુમાવનાર રબારી ને સમજીને કેવલ એક આ આના ખાતર ગુમાવનાર વાણીયો, બંનેના દૃષ્ટાન્તથી સમજણ ત અણસમજણ વચ્ચેનું અંતર વ્યાખ્યાનકાર મુનિશ્રી સ્પષ્ટ કરે છે. અ સમજથી કદાચ માનવ જન્મ ભૂતકાળમાં એળે ગયો પણ વર્તમાનક સમજણ આવ્યા પછી માનવ જન્મ જેવો મહામોંઘો જન્મ નિ ન જવો જોઈએ તે વિષે આ પ્રવચનમાં તેઓ પ્રેરણા આપી ર

ॐ અર્હમ્

બુદ્ધિશાન્તિવર્ધક ગ્રંથમાળા મણકો ૫ મો

# સાધનાનાં સોપાન

રાજનગરની ચૈત્યપરિ પાટીમાં થયેલાં
પ્રભાવક પંદર પ્રવચનોનો સંગ્રહ


વ્યાખ્યાનકાર
પૂજ્ય પંન્યાસ પ્રવર શ્રી સુજ્ઞાનવિજયજી ગણિવરના શિષ્યરત્ન
મુનિરાજ શ્રી રાજેન્દ્રવિજયજી મહારાજ


પ્રસ્તાવના લેખક:
પ. પૂ પરમવિદ્વાન્ પન્યાસ પ્રવરશ્રી
કનકવિજયજી ગણિવર.




પ્રકાશક:
શા. વાડીલાલ શામળદાસ
સારંગપુર, તળિયાની પોળ,
અમદાવાદ.




છે. જ્યાં ત્યાંથી સવાર માનીને જીવનને ઉજ્જવલ બનાવવાનો પ્રેરક સંદેશ આ વ્યાખ્યાનમાંથી મળી રહે છે વંકચૂલનું દૃષ્ટાન્ત વિસ્તાર પૂર્વક સચોટ શૈલીએ વ્યાખ્યાનકાર આ પ્રવચનમાં ઉપદેશે છે.

પંદરમું પ્રવચન "માનવતાનું મૂલ્યાંકન" જે આ પ્રકાશનનું અંતિમ વ્યાખ્યાન છે. ૪૨ પેજમાં આ વ્યાખ્યાન અહિં પ્રસિદ્ધ થયું છે. "માતૃપરદારેષુ" શ્લોક પર મનનીય મીમાંસા અહિં રજૂ થાય છે. વર્તમાનના ઘોર હિંસક તથા અસંયમી વાતાવરણની વચ્ચે આ વ્યાખ્યાન સંયમ, સદાચાર, તપ, ત્યાગ, વૈરાગ્ય તથા અહિંસક ભાવનાનો મંગલ સંદેશ આપી જાય છે. પ્રાસંગિક અનેક શબ્દે પ્રશ્નો છેડીને આ વ્યાખ્યાનમાં મુનિરાજશ્રીએ અનેક ઉપયોગી તથા ઉપકારક ઉપદેશ નિર્ભય પણે આપ્યો છે. મહાન બાદશાહ સીકંદરના ફરમાનો લોભી શેઠ તથા સંતનો ઉપદેશ. અને જ્યોર્જ બર્નાર્ડશોની માંસાહાર વિષેની વેધક વિચારણા ઈત્યાદિ પ્રસંગો આ વ્યાખ્યાનમાં વિસ્તાર પૂર્વક મુનિરાજશ્રીએ છણ્યા છે.

૨૪૬ પેજનું આ પુસ્તક પંદર મનનીય વ્યાખ્યાનો નો સંગ્રહ છે. ચિંતન મન તથા પ્રેરણાથી સભર છે. તેના વિષયોનું અકંદર સર્વગ્રાહી વિહંગાવલોકન અહિં રજૂ થયું છે.

લગભગ ૨૪ વર્ષની ભરયુવાનવયે ગુરૂનિશ્રાએ રહી સંયમની સાધના સાથે સ્વાધ્યાય વિનય વૈયાવચ્ચાદિ ગુણોની આરાધના કરતાં પૂર્વકાલીન ક્ષયોપશમથી જે શક્તિ તેમને પ્રાપ્ત થઈ છે. તે દ્વારા જૈનશાસનનાં પરમસત્યોની પ્રભાવના કરી રહ્યા છે.

**લોક વાહવાહ કે લોક હેરીને ત્યજીને મોહની નિંદમાં સુતા સંસારી જનોને કરૂણા હૃદયે મુનિરાજશ્રી રાજેન્દ્રવિજયજી જાગતા રહેજોની**

## મંગલ

યસ્ય જ્ઞાનમનન્તવસ્તુવિષયં યઃ પૂજ્યતે દૈવતૈ-
ર્નિત્યં યસ્ય વચો ન દુર્નયકૃતૈઃ કોલાહલૈર્લુપ્યતે
રાગદ્વેષમુખાદ્વિષાંચ પરિષદ્ ક્ષિપ્તાક્ષણાદ્યેનસા
સશ્રીવીરવિભુર્વિધૂતકલુષાં બુદ્ધિર્વિધત્તાં મમ

પરમપૂજ્ય સ્વ. બુદ્ધિવિજયજી મ. સા. ના પરમ પટ્ટપ્રભાવક
પ. પૂ. આ. વિ. શાન્તિચન્દ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ



જન્મ : સંવત ૧૯૫૨ના જેઠ સુદી ૨ નાંડલ.
દીક્ષા : સંવત ૧૯૮૨ના ફાગણ વદી ૭ ટાકરવાડા (જી. પાલનપુર)
પન્યાસ : સંવત ૧૯૯૯ના પોષ વદી ૭ ગામ ઉંઝા
આચાર્ય પદ : સંવત ૨૦૦૯ના માગસર શુદી ૧ ગામ પૂરણ (રાજસ્થાન)



# અર્ઘ્યાંજલિ

બાલ્યવયથી જેઓશ્રીએ મને સુસંસ્કારોનો વારસો આપી મ

જીવનને પવિત્ર બનાવ્યું છે.

જેમની પવિત્ર વાણીનો સ્રોત આજે પણ અવિરત વહી રહ્યો

જેઓશ્રીની અથાગ મહેનત અને સંપૂર્ણ

લાગણીના પ્રતાપે સાધનાના સોપાને

ચઢી સંયમ માર્ગની કંઈક અંશે

સાર્થકતા કરવા હું ભાગ્ય-

શાળી બન્યો છું.

તે મારા પરમોપકારી પરમતારક પરમારાધ્ય

પૂજ્ય ગુરુદેવ પન્યાસપ્રવરશ્રી

**સુજ્ઞાનવિજયજી ગણિવરના કરકમલમાં**

**આ પુસ્તક સમર્પણ કરી આનંદ**

**અનુભવી રહ્યો છું.**

પૂજ્યગુરુદેવની કૃપા મારા જીવનમાં સતત વહ્યા કરે

એવી અંતઃકરણથી શાસનદેવ પ્રત્યે પ્રાર્થના કરું છું.

સિદ્ધાર્થ સોસાયટી,
**પાલડી-અમદાવાદ.**
સંવત ૨૦૧૮
મહા શુ. ૧ સોમ.

લી.
ચરણરેણુ કૃપાપાત્ર
**રાજેન્દ્રની શતકોટિ**
સાદર વંદનાવલી.

ૐ અર્હં
શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

## સારંગપુર તળિયાની પોળ અમદાવાદમાં
### સંવત ૨૦૧૭ના ચાતુર્માસમાં થયેલ અદ્‌ભૂત

# શાસન પ્રભાવના

કર્મઠ વાગડ દેશોદ્ધારક દાદાશ્રી જિતવિજયજી મહારાજ સાહેબના સમુદાયના પરમ પૂજ્ય બુદ્ધિવિજયજી મહારાજ સાહેબ તથા પૂજ્ય પન્યાસ પ્રવર શ્રી તિલકવિજયજી મહારાજ સાહેબના ચાતુર્માસ તળિયાની પોળમાં થયા હતા. પરમ પૂજ્ય સ્વ. બુદ્ધિવિજયજી મ. સા. ના પટ્ટ પ્રભાવક આચાર્ય દેવેશ શ્રીમદ્વિજય કાતિચંદ્ર સૂરીશ્વરજી મહારાજ સાહેબની ઉગ્ર તપસ્યા તથા શાન્ત સ્વભાવનું આકર્ષણ ઘણું જ હતું...ઘણા વખતથી તેઓશ્રીજીને પોળમાં ચાતુર્માસ કરાવવાની શ્રી સંઘની ભાવના હતી. ચાલુ વર્ષે શ્રી સંઘના આગેવાનો ભાભર પૂજ્ય આચાર્ય દેવેશ ને ચાતુર્માસની વિનતિ કરવા ગયા હતા... પૂજ્ય આચાર્ય દેવેશની પણ અમદાવાદ ચાતુર્માસની ભાવના હતી...

પણ...પૂજ્ય આચાર્ય દેવેશ...અવસ્થાના અંગે શરીર અસ્વસ્થ હોવાથી ચાતુર્માસ અત્રે ન પધારી શક્યા. તેઓશ્રીજીની આજ્ઞાથી તેઓશ્રીજીના વિદ્વાન શિષ્યરત્ન પૂજ્ય પન્યાસજી સુજ્ઞાનવિજયજી મ. ચાતુર્માસ અર્થે પોળમાં જેઠ સુ. ૧૧ ના રોજ પધાર્યા ..

ઘણા વર્ષો બાદ ચાતુર્માસ થતું હતું. તેમા પણ પૂજ્ય પન્યાસજી મ.ની વાતાનું આકર્ષણ અજબ હતું...વ્યાખ્યાનમાં શ્રાદ્ધપ્રતિક્રમણ અને ભીમસેન ચરિત્રની શરુઆત થઈ વ્યાખ્યાન શ્રવણમાં જનતા ઉભરાવા માંડી દિવસે દિવસે ભાવનાની અભિવૃદ્ધિ થતી હતી.

ચૌમાસીની આરાધના સુંદર રીતે પસાર થઈ...

સ્વર્ગારોહણ તિથી...અસાઢ વ. ૬ ના રોજ પૂજ્ય કચ્છ વાગડ દેશોદ્ધારક દાદાશ્રી જિત વિજયજી મ. ની સ્વર્ગારોહણ તિથી હતી. પૂ. દાદાશ્રી જિત વિજયજી મ. સા. ના નામથી કોણ અજાણ છે? એમનું ઉજ્જવલ ચારિત્ર, તપ, ત્યાગની મૂર્તિ કચ્છ વાગડમાં ધર્મધ્વજ લહેરાવનાર દાદાશ્રીજીની તિથી ઉજવણી ભવ્ય રીતે થઇ હતી.

સવારમાં વ્યાખ્યાન થયું. પૂજ્ય પન્યાસજી મહારાજ શ્રીની નીશ્રામાં મુનિ શ્રી રાજેન્દ્ર વિજયજીએ દાદાશ્રીજીના જીવનનું સુંદર વર્ણન સંભળાવ્યું. બપોરે પૂજા પ્રભાવના વિગેરે જિન ભક્તિના કાર્યક્રમો ગોઠવવામાં આવ્યા હતા.

મુનિશ્રીનું વ્યાખ્યાન સાંભળ્યા પછી રવિવારનાં જાહેર પ્રવચનો રાખવાની યુવક વર્ગની ઈચ્છા થઇ. પૂજ્ય પન્યાસજી મહારાજશ્રીની આજ્ઞાથી દર રવિવારે જાહેર વ્યાખ્યાનો થવા લાગ્યાં. જુદા જુદા વિષયો પર જુદી રીતે રીતે સમજાવવામાં આવતું.

**જાહેર પ્રવચન :—**

તા. ૬–૮–૬૧ રવિવારના રોજ **"માનવતાનો મંગળ સંદેશ"**
,, ૧૩–૮–૬૧ રવિવારે **આધ્યત્મવાદની ઉત્તમતા યાને ભૌતિકવાદની ભયંકરતા.**

૧૫ મી ઓગસ્ટ મંગળવાર. **"આબાદીના અવળા રસ્તા"**
૨૦–૮–૬૧ **ભવની ભવાઈ યાને સ્વાર્થની સગાઈ**

૨૭–૮–૬૧ **ચેતનના ચમકારા યાને જીવનના ઝબકારા**

દર રવિવારે ઉપાશ્રયનો વિશાળ વ્યાખ્યાન હૉલમા પણ ઘણો સાંકડો લાગતો. છેક દાદરમાં પણ લોકોને બેસવું પડતું. થોડા મોડા આવનારને ઉભા રહેવાની પણ જગ્યા મળતી નહિ.

તા. ૨-૯-૬૧ ના રોજ સામુદાયિક નવકાર મંત્રની આરાધના રાખવામાં આવી હતી. જેમાં ઘણાં ભાવુકો જોડાયાં હતાં. પૂજ્ય પન્યાસજી મહારાજ સાહેબે શ્રીનવકારનું મહાત્મ્ય સમજાવી જનતાને રસ તરબોળ બનાવી હતી...ઘણા ભાવુકો તો નવકારનું વર્ણન સાંભળી આશ્ચર્ય મુગ્ધ બન્યા હતા. ભગવાનની મૂર્તિ આગળ સામુદાયિક લાખ નવકાર ગણવામાં આવ્યા હતા. તે દિવસે શા. ઉમેદલાલ સામળદાસ તરફથી ખીરના એકાસણાં કરાવવામાં આવ્યા હતા.

બપોરે ૨ થી ૩।। પૂજ્ય પન્યાસજી મહારાજની નીશ્રામાં, મુનિશ્રી રાજેન્દ્રવિજયજી મ. 'મંત્રાધિરાજનું મહાત્મ્ય" એ વિષય પર જાહેર પ્રવચન આપ્યું હતું. દરેક વ્યાખ્યાનોમાં દિવસે દિવસે જનતાની ભીડ વધે જતી હતી. ઉપાશ્રયમાં કદિ નહિ આવનારા પણ વ્યાખ્યાન ના સમય પહેલેથી હાજર થઈ જતા હતા. રવિવારનો દિવસ એક ઉત્સવ જેવો જ થઈ પડ્યો.

પોળના જ નહીં...આજુ બાજુના જૈન જૈનેતરો પણ વ્યાખ્યાન શ્રવણ માટે ઉપસ્થિત થતા હતા. આધુનિક પ્રશ્નોને સામે રાખી તેની તાત્વિક સમાલોચના વ્યાખ્યાનોમાં થતી હતી. ઘણા ગ્રેજ્યુએટો પણ વ્યાખ્યાનથી આકર્ષાયા હતા.

સમયે સમયે પૂજ્ય પન્યાસજી મહારાજ સાહેબ યોગ્ય સૂચનો કરી ધર્મવિમુખ આત્માઓને ધર્મ સન્મુખ થવાની પ્રેરણા આપતા.

તા. ૩-૯-૬૧ રવી. આજે બપોરે ૨ થી ૩।।

"દેહની દેવડી પર આત્માનું આક્રમણ" એ વિષય પર જાહેર પ્રવચન હતું. પર્યુષણ પર્વ નજીક આવતાં હોઈ... ક્ષમા અને તપસ્યાના માટે આજે અજબ વર્ણન કરવામાં આવ્યું હતું...ક્રોધથી થતાં નુકશાનો, મૌનનો પ્રભાવ..."ક્ષમાવીરસ્ય ભૂષણમ્" વિગેરે વિષયોની વિશદ ચર્ચા આજે થઈ હતી...પર્યુષણ પર્વની ઉજવણી માટે કટિબદ્ધ થવા મુનિરાજશ્રીએ પ્રેરણા આપી હતી...

આજનું વ્યાખ્યાન સાંભળનારા કહેતા કે—"જીવનમાં આવું સાંભળવાનો અમારો પહેલો જ અવસર છે" ઘણા લોકોએ "ક્ષમા" રાખી પર્યુષણા પર્વની આરાધના કરવાનો નિશ્ચય કર્યો હતો.

**મહાપર્વની આરાધના** :—પર્યુષણા પર્વ નજીક આવી રહ્યાં હતાં....પૂજ્ય પન્યાસજી મ. ના સિંચનથી આ વખતે ઉત્સાહ જુદી જાતનો દેખાતો હતો....પર્યુષણાપર્વના પહેલા દિવસથી જ વ્યાખ્યાન-પ્રતિક્રમણમાં ખૂબ જ ભરતી થતી હતી... એક ધારું ત્રણ ત્રણ કલાક વ્યાખ્યાન ચાલતું તો પણ કોઈ ઉઠવાનું નામ જ લેતું નહિ... અઠ્ઠાઈ વિગેરે તપસ્યા પણ સારા પ્રમાણમાં થવા પામી હતી... પ્રતિક્રમણની ક્રિયામાં પૂજ્ય પન્યાસજી મહારાજ સાહેબ, સૂત્રોના ગંભીર અર્થને વર્ણવતા ત્યારે તો સભા મંત્રમુગ્ધ જ બની જતી....ક્રિયાનો સાચો આનંદ મેળવતી...કલ્પસૂત્ર વાંચન.... મહાવીર જન્મ વાંચનના દિવસે દેવદ્રવ્યની ઉપજ પણ સારા પ્રમાણમાં થઈ હતી....ગણધરવાદનું વિશદ વર્ણન ચાર કલાક ચાલ્યું હતું. મુનિશ્રી રાજેન્દ્રવિજયજી મહારાજે....આત્મા-કર્મ....વિગેરે સિદ્ધાંતનું ખૂબ જ સચ્ચોટ પ્રતિપાદન કર્યું હતું.... ભૌતિકવાદના સિદ્ધાન્તોનું નિરસન પુણ્ય-પાપ-પરલોક વિગેરે વિષયોની છણાવટ પણ સારા પ્રમાણમાં થઈ હતી.... સંવત્સરી મહાપર્વની આરાધના કોઈ જુદા પ્રકારની જ હતી. બારસા સૂત્રનું વાંચન....ચૈત્ય પરિપાટી વિગેરે સુંદર રીતે થયું હતું.

સાંજનું સાંવત્સરિક પ્રતિક્રમણ તો એક યાદગાર બની ગયું હતું. અપૂર્વ શાન્તિ સાથે પૂજ્ય પન્યાસજી મહારાજની નીશ્રામાં પ્રતિક્રમણ શરૂ થતાં લોકો હર્ષિત બની ગયા.

એકંદર આરાધનાની સુવાસથી મઘમઘતુ આનંદમય વાતાવરણ સહુને આકર્ષી રહ્યું હતું....આરાધના નહિ કરનાર ઘણો વર્ગ આ વખતે આરાધના સન્મુખ થયો હતો....

૭૭૦

ૐ અર્હમ્

બુદ્ધિશાન્તિવર્ધક ગ્રંથમાળા મણકો ૫ મો

# સાધનાનાં સોપાન

રાજનગરની ચૈત્યપરિ પાટીમાં થયેલાં
પ્રભાવક પંદર પ્રવચનોનો સંગ્રહ

વ્યાખ્યાનકાર
પૂજ્ય પંન્યાસ પ્રવર શ્રી સુજ્ઞાનવિજયજી ગણિવરના શિષ્યરત્ન
મુનિરાજ શ્રી રાજેન્દ્રવિજયજી મહારાજ • • • • •

પ્રસ્તાવના લેખક :
પ. પૂ. પરમવિદ્વાન્ પન્યાસ પ્રવરશ્રી
કનકવિજયજી ગણિવર.



પ્રકાશક :
શા. વાડીલાલ શામળદાસ
સારંગપુર, તળિયાની પોળ,
અમદાવાદ.



મહાપર્વની આરાધના અદ્ભુત રીતે થઈ ગઈ...વ્રત નિયમની યથાશક્ય પ્રવૃત્તિ દિનાનુદિન વધતી ચાલી....

**ચૈત્ય પરિપાટીનો નિર્ણય:** સંવત્સરી પ્રતિક્રમણ પછી ઉત્સાહી કાર્યકરો પૂજ્ય પન્યાસજી મહારાજ પાસે આવ્યા..પૂજ્ય પન્યાસજી મહારાજને વિનંતિ કરતા જણાવ્યું કે-" અમારી ભાવના પોળ તરફથી ચૈત્ય પરિપાટી નીકળે તો સારું એવી છે. બધા જિનમંદિરોનાં દર્શન થાય સાથે સાથે પ્રત્યેક પોળોમાં વ્યાખ્યાનોની અસર પણ જનતા પર સારી પડશે.

જવાબ વાળતા પન્યાસજી મહારાજ સાહેબે જણાવ્યું કે-તમારી ભાવના ઉત્તમ પ્રકારની છે અમદાવાદમાં અમે ઘણા વર્ષે આવ્યા છીએ તો અમને પણ શ્રીજિનબિંબોના દર્શનનો અપૂર્વ લાભ મળશે...સાથે સાથે જિનાજ્ઞાસાર ગર્ભિત પ્રવચનોની અસર આજની જનતા ઉપર થાય તે ઇચ્છનીય છે

પૂજ્ય પન્યાસજી મહારાજના શબ્દોની અસર વીજળી વેગે થઈ ગઈ બે ત્રણ દિવસમાં જ ઉદાર સદ્‌ગૃહસ્થોએ પોતાનો ફાળો નોંધાવી આપ્યો.

બસ ! પછી પૂછવું જ શું હતું ?

પ્રચાર કાર્ય પ્રારંભાઈ ગયું. આમંત્રણ પત્રિકા પણ બહાર પડી ગઈ. "સંદેશ", "જનસત્તા", "ગુજરાત સમાચાર" વિગેરે દૈનિક પેપરોનાં પણ ચૈત્ય પરિપાટીની જાહેરાત છપાઈ ગઈ.

ઉત્સાહી યુવક વર્ગ લાગણી પૂર્વક કામે લાગી ગયો.

ભાવનાની ઉર્મિઓ સાથે ભા. શુ૦ ૧૪ના શુભ મુહૂર્તથી ચૈત્ય પરિપાટી શરૂ થઈ...પ્રારંભમાં ૫૦૦ માણસો યાત્રામાં જોડાયા હતા.. દિવસે દિવસે અરની વધતી હતી...પોળમાં જ્યાં જ્યાં પૂજ્ય પન્યાસજી મહારાજ આદિ મુનિવરો પધારતા ત્યાં ત્યાં ગહુંલીઓ થતી હતી... પ્રભાવના પણ સારા પ્રમાણમાં થતી હતી....

જ્યાં જ્યાં વ્યાખ્યાનો યોજવામાં આવતાં ત્યાં ખાસ વ્યાખ્યાન મંડપ ઉભો કરવામાં આવતો. વ્યાખ્યાન વખતે કાયમી ૮૦૦ થી ૧૦૦૦ માણસ રહેતું.

રવિવારના દિવસે તો વધી ને ૧૫૦૦ આસપાસની સંખ્યા થઈ જતી...કેટલીક વખત બાર વાગી જતા છતાંય વ્યાખ્યાન સાંભળ્યા સિવાય જવાનું કોઈનું યે મન થતું નહિં.

વ્યાખ્યાનનાં કાર્યક્રમો વગેરે દૈનિક પેપરમાં આવતા હતા. સારંગપુર તળિયાની પોળના ઇતિહાસમાં આવો રીતનો કાર્યક્રમ પહેલ વહેલો જ હતો....

આગળ બેન્ડ....પાછળ મુનિવરો....શ્રાવક સમુદાય–સાધ્વીજી મહારાજ.... તથા શ્રાવિકા વર્ગ સાથે નિયત સમય પ્રમાણે યાત્રા શરુ થતી હતી...સામુદાયિક ચૈત્યવંદન થયા પછીથી વ્યાખ્યાન મંડપમાં જંગી મેદની વચ્ચે પ્રવચનો શરૂ થતા......

શહેર યાત્રાનો કાર્યક્રમ નીચે પ્રમાણે હતો. અહિં દહેરાસરોની સંખ્યા (મૂળ નાયક ભગવાનના નામ સાથે) આપવામાં આવ્યાં છે.

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમ :

## પહેલો દિવસ

૨૩–૯–૬૧ ભા. શુ. ૧૪ શનિવાર. આજે શહેર યાત્રાનો પહેલો દિવસ હતો. સવારના ૭ા વાગતાં જ જીયા બેંડના સૂરો ગગનને ગજવી રહ્યા હતા. આઠ વાગે યાત્રાનો કાર્યક્રમ શરૂ થયો હતો. પહેલાં સારંગપુર તળીયાની પોળ.

૧. ચિંતામણિ પાર્શ્વનાથ–ભોયરામાં મહાવીરસ્વામી ઉપર. આદીશ્વર ભગવાનનાં સમૂહ સાથે દર્શન કરી. ૨. પોરવાડના ખાંચા–સામે. પદ્મ પ્રભુ ભ. નાં દર્શન કરી ૩. સતીયાના દહેરાસરમાં (ઘર દેરાસર)માં ધાતુની પ્રતિમાજી પદ્મ પ્રભુ સ્વામીજીનાં દર્શન કરી. ૪. ભંડેરી પોળ, સુમતિનાથ ભગવાન. ૫. કંસારાનું ડહેલું, અભિ–

નંદનસ્વામીજી ૬. સરસપુર. વાસણ શેરીમાં સુમતિનાથ ભગવાનનાં દર્શન કરી સામુદાયિક ચૈત્યવંદન અહીં થયુ હતું. પછીથી શ્રી સંઘની વિનંતિથી ઉપાશ્રયમાં પૂજ્ય પન્યાસજી મહારાજે મંગલાચરણ સંભળાવ્યું. તથા પતાસાની પ્રભાવના લઈ સહુ વિખરાયા હતાં. .

## બીજો દિવસ

૨૪-૯-૬૧ રવિવાર ભા. શુ. ૧૫ પ્રભાતના ૮ વાગે તળીયાની પોળમાંથી ચતુર્વિધ સંઘ સાથે રવાના થઈ શ્રીસંઘ ૭ મણિનગર વાસુ પૂજ્ય સ્વામીના દર્શન કરી. પછી ૮ રખીયાલ શ્રી સઘ સાથે પધાર્યા હતા. રખીયાલમા રહેતા મારવાડી ભાવુકો દેશી વાદ્ય સાથે સામે આવ્યા હતા. અત્યંત ભક્તિ ભાવથી શ્રી સંઘનું સ્વાગત કર્યું હતુ. રખીયાલમા નતન ઘર જિનાલય થોડા જ ટાઈમ પહેલાં તૈયાર કરવામાં આવ્યુ છે. જેમા મૂલનાયક ચિન્તામણિ પાર્શ્વનાથની ધાતુની પ્રતિમાજીના દર્શન કરી, પૂજ્ય પન્યાસજી મહારાજ સાથે શ્રી સંઘ રાજપુર પધાર્યો.

૯. રાજપુરમા ઉપર સંભવનાથ ભ. મૂલનાયક છે. ભોયરામાં શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથની ચમત્કારિક પ્રતિમા છે. શ્રી સંઘ અહીં સામુદાયિક ચૈત્યવંદન કરી. પૂજ્ય પન્યાસજી મહારાજ આદિ ઉપાશ્રયમાં પધાર્યા.

આજે અહિ "રાજની રાક્ષસી માયા અને ત્યાગની તેજ છાયા" એ વિષય પર ૧ કલાક લગભગ મુનિશ્રી રાજેન્દ્રવિજયજીએ પ્રવચન આપ્યું હતું. રવિવાર હોઈ શહેરની જનતા પણ વિપુલ પ્રમાણમાં હાજર હતી. વ્યાખ્યાન પછી પ્રભાવના લઈ સહુ વિખરાયા હતા.

# ત્રીજો દિવસ

૨૫–૯–૬૧ સોમવાર ભાદરવા વ. ૧. રોજના નિયત કાર્યક્રમ પ્રમાણે ૮ વાગે બેન્ડના મધુર અવાજોથી તળીયાની પોળમાંથી યાત્રા ક્રમ શરૂ થયો હતો.

૧૦. ખેતરપાળની પોળ સંભવનાથ ભગવાન. ૧૧. ઘર દેરાસર શાન્તિનાથ. ૧૨. વીરના ઉપાશ્રયમાં અજિતનાથ ભગવાન.
૧૩ અદાશાની ખડકી (પતાશાની પોળમાં) ઘ. દે. શીતલનાથ ભ.
૧૪. હિરાભાઈની પોળ ,, મૂળનાયક સુમતિનાથ ભ.
૧૫. ,, ઘ. દે. ,, સુમતિનાથ ભગવાન
૧૬. લાલાનો ખાંચો ,, ઘ. દે. વાસુ પૂજ્ય સ્વામી.
૧૭. ,, ,, ,, ચિંતામણિપાર્શ્વનાથ
૧૮. બ્રહ્મપુરી ઘર દેરાસર આદીશ્વર ભગવાન.
૧૯. નવી પોળ ,, ,, ,, ,,
૨૦. ઢાળમાં ,, ,, પદ્મ પ્રભુ સ્વામી.
૨૧. સ્ટેન્ડ પાસે ઘર દેરાસર ચિન્તામણિ પાર્શ્વનાથ.
૨૨. ચોકઠામાં પતાસાની પોળ–મૂ૦ ના શ્રેયાંસનાથ ભ.
૨૩. ,, ,, વાસુપૂજ્ય સ્વામી.

મેડા ઉપર ધર્મનાથ સ્વામીનાં દર્શન કરી પતાસાની પોળના ચોકઠામાં પૂજ્ય પન્યાસજી મ. ની નીશ્રામાં મુનિશ્રી રાજેન્દ્રવિ. મ. "**સાધનાનો સુવર્ણ યુગ**" એ વિષય પર પ્રવચન આપ્યું હતું. વ્યાખ્યાન પૂર્ણ થયા પછી ચતુર્વિધ સંઘ સાથે ગાંધીરોડ ઉપર આવેલા ૨૪. મોટા મહાવીર સ્વામીના દહેરાસરમાં સામુદાયિક ચૈત્યવંદન કરી સહુ વિખરાયા હતા.

## ચોથો દિવસ

૨૬–૯–૬૧ ભાદરવા વ. ૨ મંગળવાર

બેન્ડ સાથે સવારે ૮ વાગે નગીનાની પોળમાંથી રવાના થઈ
૨૫. મુહુરત પોળ, મૂળ નાયક વિમળનાથ ભગવાન.
૨૬. નાગજી ભુદરની પોળમાં (૧) સંભવનાથ (૨) શાન્તિનાથ
(૩) ભોંયરામાં આદીશ્વર ભ (૪) મેડા ઉપર અજિતનાથ–
૨૭. નાગજીભુદરની પોળ–માડવીની પોળ, ઘ. દે૦ પદ્મપ્રભુ
૨૮. ,,
૨૯ મંગોડીની પોળ , ઘ દે૦ ધર્મનાથ
૩૦. શાણાભાઈની પોળ , અજિતનાથ
૩૧. સુરદાસ શેઠની પોળ , વિમળનાથ ભગવાન
૩૨. ચકાપકાની ખડકી (માંડવીની પોળમાં) ૧ કુંથુનાથ ૨ ઉપર શ્રેયાંસનાથ
૩૩. શાહ ભગીયાની પોળ ,, ઘ દે૦ આદિનાથ ભ.
૩૪ ,, ,, સુવિધિનાથ ભ.
૩૫ શેઠની પોળ , ઘ દે૦ વિમળનાથ ભ
૩૬ સમેતશિખરની પોળ ,, ચિન્તામણિ પાર્શ્વનાથ આદિ શાન્તિનાથ ભગવાન

ચૈત્યવંદન કરી, પૂજ્ય પન્યાસજી મહારાજે શ્રીસંઘની વિનંતિથી સામુદાયિક ૦ા કલાક પ્રવચન આપ્યું હતું પછી પ્રભાવના લઈ સહુ વિખરાયા હતા.

## પાંચમો દિવસ

૨૭–૯–૬૧ ભા. વ ૩ બુધવાર

સવારે ૮ વાગે યાત્રા પ્રારંભ થતા જ મેઘરાજની પધરામણી થઈ હતી. જેથી ૯ા વાગે ફરીથી યાત્રા માટે પ્રયાણ પ્રારંભ્યું હતું.
૩૭. જમાલપુર આણંદજી કલ્યાણજીના બ્લોકમાં મૂળનાયક આદિનાથ ભ. ના ભાવથી દર્શન કરી.

૩૮. જમાલપુર ટોકરશાની પોળમાં ૧ ગોડી પાર્શ્વનાથ. ૨ ભોંયરામાં આદિનાથ ૩ મેડા ઉપર નેમિનાથ ભ. નાં દર્શન કરી સામુદાયિક ચૈત્યવંદન કરી સહુ આનંદથી છૂટા પડયા હતા.

## છઠ્ઠો દિવસ

૨૮-૯-૬૧ ભા. વ. ૪ ગુરૂવાર

આજે સવારથી આકાશ ઘન ઘોર હતું. ઝરમર ઝરમર વરસાદ ચાલુ જ હતો. ૧૦ વાગ્યા સુધી રાહ જોઈ વરસાદ ચાલુ હોવાથી આજનો કાર્યક્રમ બંધ રહ્યો હતો જેથી ૧૦ થી ૧૧ સારંગપુર તળિયાની પોળ જૈન ઉપાશ્રયમાં વ્યાખ્યાન શ્રવણ કરી સહુ વિખરાયા હતા. આજનો કાર્યક્રમ ૨૯-૯-૬૧ માં લઈ લેવામાં આવ્યો હતો.

## સાતમો દિવસ

૨૯-૯-૬૧ ભા. વ. ૬ શુક્રવાર

૩૯. ખાડીયા ગોલવાડ મહાવીરસ્વામી. ૪૦ ખાડીયા ચાર રસ્તા શ્રી સંભવનાથ ભ. ૪૧ પાડા પોળ ૧ નેમિનાથ ૨ ભોયરામાં વિમલ નાથ ૩ શાન્તિનાથ ૪૨ લક્ષ્મી નારાયણની પોળ. કુંથુનાથ ૪૩ રાજા મહેતાની પોળમાં આદિનાથ ભ. ૪૪ ધ. દે. શાન્તિનાથ ભ. ૪૫ જહાંપનાની પોળ ૧ આદિનાથ ભ. ૨ મહાવીરસ્વામી.

૪૬ કાળુશીની પોળ અજિતનાથ ભ. ૪૭. ૧. સંભવનાથ. ૨. ઉપરશાન્તિ નાથ ૩. ભોયરામાં શામળીયા ચિંતામણી પાર્શ્વનાથ.

૪૮. ચિન્તામણી પાર્શ્વનાથ.

૪૯. ૧. પાદશાહની પોળ આદિનાથ ભ. ૨. ધર્મનાથ.

૩. અજિત નાથ. ૪. વાસુપૂજ્યસ્વામી.

૫૦. ઘર દહેરાસર અજીતનાથ. ૫૧. ધ. દે. વાસૂપુજ્યસ્વામી.

૫૨. પીપરડીની પોળ. ૧. સુમતિનાથ ૨. ભોયરામાં શાન્તિનાથ ૩. ઉપર આદિનાથ ભગવાનનાં દર્શન કરી.

૫૩. ખારા કુવાની પોળ સંભવનાથ મૂળનાયકના દર્શન કરી. શ્રી સં
સાથે અહીં સામુદાયિક ચૈત્યવંદન કરી. ચોકમા

"અરિહંત દેવની ઓળખ"

એ વિષય પર શ્રી સંઘની વિનતિથી પ્રવચન રાખવામા આવ્યુ હતુ

## આઠમો દિવસ

૩૦-૯-૬૧ ભા. વ ૭ શનીવાર

૫૪. ધનાસુથારની પોળમા લાવગીની પોળ વાસુપૂજ્ય સ્વામી
૫૫. ,, ચોખાવટીયાની પોળ મહાવીર સ્વામી.
૫૬. ,, દેરાપોળ ૧. શાન્તિનાથ ૨. ભોયરામા આદિનાથ
૫૭. ડોસા પોળ ૧. શાન્તિનાથ ૨. ભોયરામાં આદિનાથ ભ ના દર્શન કરી લાંબેશ્વરની પોળ તરફ પ્રયાણ પ્રારંભ્યુ પોળવાળા પાચ દિવસ અગાઉ વ્યાખ્યાન માટે પૂજ્ય પન્યાસજી મહારાજને વિનતિ કરી ગયા હતા. જેથી ખૂબજ તડામાર તૈયારીઓ કરી હતી. ખાસ વ્યાખ્યાન મંડપ ઉભો કરવામા આવ્યો હતો. શ્રી ચતુર્વિધ સંઘ સાથે પૂજ્ય પન્યાસજી મહારાજ પોળમા પધાર્યા તે વખતે લાઇનસર સંખ્યાબંધ ગહુંલીઓ થઇ હતી ભાવ ભક્તિ ખૂબ અજબ હતી.
૮. લાંબેશ્વરની પોળમા શ્રી સંઘ સાથે ૧ ચિન્તામણિ પાર્શ્વનાથ સહસ્ત્રફણા પાર્શ્વનાથ ૩. શામળીયા પાર્શ્વનાથ ૪. પદ્મ પ્રભુ આદિ જિનબિંબોના દર્શન કરી. ત્યાં સામુદાયિક ચૈત્યવંદન કર્યાં પછી

" આત્મ ઉજ્જ્વલતાનાં અનન્ય પ્રતિકો "

એ વિષય પર ૧।। કલાક પ્રવચન થયું હતું. યુવક વર્ગનો ઉત્સાહ તથા લાગણી ઉત્તમ પ્રકારનાં હતા. આજુબાજુની જનતા ખૂબ સારા પ્રમાણમાં હાજર હતી વ્યાખ્યાન પછી લાડુની પ્રભાવના થઇ સહુ વિખરાયા હતા.

## નવમો દિવસ

### ૧-૧૦-૬૧ ભા. વ. બીજી સાતમ રવિવાર

નવમા દિવસનું નવલ પ્રભાત જગતપર પ્રકાશ પાડી રહ્યું હતું. રવિવાર એટલે રજાનો દિવસ...આજે તો સાબરમતીના લાંબા પ્રવાસે જવાનું હતું...વિદ્યાર્થીઓ તો આજે ઉમંગથી નાચી રહ્યા હતા. સવારના આઠ વાગે પ્રયાણ શરુ થયું...

નાનાં નાનાં બાલક બાલિકાઓ ઉત્સાહથી આગળ આગળ ચાલી રહ્યા હતા. આજે તો પદયાત્રા કરનારાઓની સંખ્યા ખૂબ વધી પડી હતી.

૫૯. જમના ભાઇ ભગુભાઈના બંગલે ઘર દહેરાસરમાં શ્રી શાન્તિનાથ ભગવાનનાં દર્શન કર્યા. ત્યાં પતાસાંની પ્રભાવના થઇ હતી.

૬૦. ત્યાંથી ગિરધરનગરના જિનાલયમાં શ્રી ઋષભદેવ ભગવાન આદિ જિનબિંબોનાં દર્શન કર્યાં ગિરધરનગરનું દેરાસર, નાનકડું પણ ખૂબ આહ્લાદક છે. વ્યવસ્થા પણ ખૂબ જ સુંદર છે. ત્યાં પ્રભાવના થઇ હતી.

ગિરધરનગરના સંઘની વિનતિથી પૂજ્ય પન્યાસજી મહારાજે મંગલા ચરણ સંભળાવ્યું.

૬૧. ગિરધરનગરથી રવાના થઈ રેલ્વે ક્રોસીંગ ઉલંગી કેશવનગ... કોઠારી કુંજમાં ગયાં...ત્યાં અદ્ભુદ દાદાની મોટી પ્રતિમા છે...અ... ધાતુનાં શ્રી શાન્તિનાથજી ભગવાનનાં દર્શન કર્યાં. અહીં પણ પ્રભાવ... થઈ હતી...

ત્યાંથી નીકળી શ્રી સંઘ સાબરમતી તરફ રવાના થયો. લાં... રસ્તો હતો. સૂર્યનો તાપ પણ વધુ પ્રમાણમાં હતો. નીચે ... અને ઉપરથી મસ્તક તપી રહ્યાં હતાં. છતાંય કોઇના મુખ... સહેજ પણ ગ્લાનિ ન હતી. બાર વાગતાં બધાં જ સાબરમતી પહે...

૬૨. ત્યાં ચિન્તામણિ પાર્શ્વનાથનાં દર્શન કરી મેડા ઉપર શ્રી આશ... પાર્શ્વનાથનાં દર્શન કર્યાં. સામુદાયિક ચૈત્યવંદન થયા પછી. બધા આ... શાળાના વિશાળ હોલમાં આવ્યા. અગાઉથી જાહેર કર્યા પ્રમાણે...

૬૬. રામજી મંદિરની પોળમાં ૧. શ્રી મહાવીર સ્વામી. ૨. બાજુમાં પાર્શ્વનાથ ભ. ૩. મેડા ઉપર શાન્તિનાથ ભગવાન.
૬૭. ઘ. દે. શ્રી શાંતિનાથ ભ. નાં દર્શન કર્યા. ત્યાંથી શ્રી સકલ સંઘ શાન્તિનાથની પોળમાં આવ્યો. પોળમાં ત્રણ દહેરાસર છે.
૬૮. ૧. શ્રી ચંદ્રપ્રભુ. ૨. ભોયરામાં સીમંધરસ્વામી.
૬૯. ઘ. દે. આદિનાથ ભ.
૭૦. ૧. શાન્તિનાથ ભ. ભોંયરામાં ૨. પાર્શ્વનાથ ૩. પદ્મ પ્રભુ ૪. નીચે બીજા ભોયરામાં આદિનાથ ભગવાન કરી. સકલ સંઘ સાથે સામુદાયિક ચૈત્યવંદન કર્યું. ત્યાંથી ચોકઠામાં વ્યાખ્યાન મંડળમાં જંગી મેદની વચ્ચે પૂજ્ય પન્યાસજી મહારાજશ્રીની નીશ્રામાં "બંધન અને મુક્તિ" એ વિષય પર ૦॥ કલાક પ્રવચન થયું હતું. સ્વયંસેવકોની વ્યવસ્થા ખૂબજ સારી હતી. વ્યાખ્યાનમાં અપૂર્વ શાન્તિ હતી. વ્યાખ્યાન પછી પ્રભાવના લઈ સહુ વિખરાયા હતા.

## અગિયારમો દિવસ

ભા. વ. ૯. ૩–૧૦–૬૧ મંગળવાર બ્યાન્ડ સાથે સવારે ૮ વાગે રવાના થઈ ૭૧. ડોશીવાડાની પોળમાં શ્રી આદિનાથ ભગવાનનાં દર્શન કરી. શ્રી નંદીશ્વરદ્વિપનાં દર્શન કર્યા.
૭૨. વિદ્યાશાળા ગોડી પાર્શ્વનાથ.
૭૩. કુસુંબાવાડમાં ૧. આદિનાથ ભ. ઉપર શ્રી શાંતિનાથ ભ.
૭૪. ઘ. દે. પદ્મપ્રભુ.
૭૫. ઘ. દે. સંભવનાથ
૭૬. તંબોળીના ખાંચામાં ઘર દહેરાસર પાર્શ્વનાથ ભ.
૭૭. ઈન્દ્રકોટમાં ઘ. દે. ચંદ્રપ્રભુનાં ભાવથી દર્શન કર્યાં. ત્યાંથી સીમંધર સ્વામીના ચોકઠામાં આવી.
૭૮. ઘ. દે. શાતિનાથ ભ.

ૐ હ્રીં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

## 卐 મંગલ વચન 卐

અનાદિ કાલથી ચાર ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરતાં આત્માને કોઈ પણ જન્મમા કોઈ પણ ગતિમાં શ્રી વીતરાગ માર્ગની પ્રાપ્તિ થઈ નથી ને થઈ હોય તો તે ફળી નથી. સંસારમાં ભ્રમણ કરતા આત્માને બધુ મળ્યુ છે. આત્માએ બધુ ભોગવ્યુ છે. ફક્ત આત્માને શ્રી જિનેશ્વરદેવના ધર્મની પ્રાપ્તિ થઈ નથી. આજ કારણે આત્મા ચારે પ્રકારની ગતિમાં ભમતો જ રહ્યો. પૂર્વની અનંત પુણ્યાઈના કારણે તેને માનવ દેહની પ્રાપ્તિ થઈ. છતા શ્રીજિનેશ્વર દેવનો ધર્મ તેને આજ પૂર્વે પ્રાપ્ત ન થયો. એટલે જ માનવ દેહની સાર્થકતા આત્મા ન કરી શક્યો પરિણામે જન્મી, ગમે તે રીતે આયુષ્ય વ્યતીત કરી, મરીને ફરી જન્મ મરણના ચકરાવામાં ચડ્યો

આજે ફરી એને મહામૂલ્ય માનવ દેહની પ્રાપ્તિ થઈ છે. ભલે કાળ પંચમ હોય. હુંડ અવસર્પિણી હોય, છતાં જે આત્માને શ્રી જિનેશ્વર દેવનુ શાસન મળ્યુ છે. તેના પ્રત્યેની શ્રદ્ધા પ્રકટી છે. સમ્યગ્જ્ઞાન તથા સમ્યગ્ ચારિત્રની સાધના ગમી છે તેવા આત્મા માટે આ કાળ પણ સાધનાનો સુવર્ણ કાળ છે.

પ્રસ્તુત પ્રકાશનમાં આજ ઉદ્દેશને આંખ સામે રાખીને થયેલા મનનીય પ્રવચનોનુ સારભૂત અવતરણ પ્રસિદ્ધ થયું છે. જુદા જુદા સ્થળે અમદાવાદ શહેરમાં થયેલાં પ્રવચનો વિવિધ વિષય રૂપમાં, વિચારણીય તથા પ્રેરક અને ઉદ્બોધક છે.

પ્રથમ પ્રવચન "સાધનાનો સુવર્ણયુગ" પ્રભુભક્તિનું મહત્વ ગાઈ રહ્યું છે. સમ્યગ્દર્શનની નિર્મલતા પ્રભુ ભક્તિ પર નિર્ભર છે. જ્ઞાનયોગ, ધ્યાનયોગ, ક્રિયાયોગ, અને ભક્તિયોગ એ ચાર યોગમાં જ્ઞાનને પ્રાપ્ત કરાવનાર તથા ક્રિયાની પાત્રતા આત્મામાં પ્રગટાવનાર

૭૯. શ્રી સીમંધર સ્વામીની ભવ્ય પ્રતિમાનાં દર્શન કર્યાં. અહિં સીમંધર સ્વામીની આંગી ખુબજ આકર્ષક હતી. ત્યાંથી ઉપર શ્રી આદિનાથ ભગવાનનાં દર્શન કર્યાં.
૮૦. ભાલા પાર્શ્વનાથનાં દર્શન કરી. બાજુમા શ્રી મુનિસુવ્રત સ્વામી ભગવાનનાં દર્શન કર્યાં. સામુદાયિક ચૈત્યવંદન શ્રી સંઘ સાથે કરી. બધા વ્યાખ્યાન મંડપમાં આવ્યા. પૂજ્ય પંન્યાસજી મહારાજની નીશ્રામાં "શ્રી સંઘ ભક્તિ" એ વિષય પર મુનિરાજ શ્રી રાજેન્દ્ર-વિજયજી મહારાજે અસરકારક પ્રવચન આપ્યુ હતું પ્રવચન પછી પ્રભાવના લઈ સહુ વિખરાયા હતા.

## બારમો દિવસ

તા. ૧. ૧૦–૪–૬૧ બુધવાર.

*૮૧. આજે ઝવેરીવાડ લહેરીયા પોળ મહાવીર સ્વામીના દર્શન કરી શ્રી સંઘ*
૮૨. રીલીફરોડ પર શ્રીશાંતિનાથ ભગવાનના દર્શનાર્થે ગયો હતો. ત્યાંથી
૮૩. મોઘાસ્તની પોળમાં ૧. શ્રી શાંતિનાથ ૨. શ્રી મહાવીર સ્વામીના દર્શન કર્યાં.
૮૪. ખરતરની ખડકી ઘ. દે. ગોડી પાર્શ્વનાથ
૮૫. ઝવેરી પોળમાં ઘ. દે. શ્રી પાર્શ્વનાથ ભગવાનના દર્શન કર્યાં.
૮૬. મહાવીર સ્વામી ભગવાનનાં દર્શન કરી નીશા પોળમાં આવ્યા
૮૭. ત્યાં ઘર દહેરાસરમાં શ્રી આદિનાથ ભ.
૮૮. ગોડીજી પાર્શ્વનાથ ભગવાનના દહેરાસરમા આલ્હાદક જિનબિંબોની બાવથી સ્તવના કરી.
૮૯. વાસુપૂજ્ય સ્વામીનાં દર્શન કર્યાં.
૯૦. ભોંયરામાં જ્વરસ્વલ પાર્શ્વનાથનાં દર્શન કર્યાં. બાજુના ભોંયરા માં શ્રી આદિનાથ ભગવાનની ભવ્ય પ્રતિમાજીનાં દર્શન કર્યાં અહિં શ્રી આદિનાથ ભગવાનની પ્રતિમા પાલીતાણાજીની યાદ આપી ભવ

તેવા છે. ભોયરામાં ભવ્ય પ્રતિમાજીનાં દર્શન કરતાં કરતાં આનંદ આનંદ થઈ જાય. અક્ષય તૃતિયા વરસીતપનાં પારણાં કરવા પાલીતાણાજી જે ન જઈ શકયા હોય તેઓ પ્રતિમાજીનાં દર્શન કરી પછીજ પારણું કરે છે. બંને ભોયરાનાં દર્શન કર્યા પછીથી ચતુર્વિધ સંઘે ઉપર ચિન્તામણિ પાર્શ્વનાથ તથા સહસ્ત્રફણા પાર્શ્વનાથનાં દર્શન કરી સામુદાયિક ચૈત્યવંદન કર્યું.

ચૈત્યવંદન થયા પછીથી તરતજ ખરતરની ખડકી સામે ચોકઠામાં ખાસ ઉભા કરેલા વ્યાખ્યાન મંડપમાં બધાજ આવ્યા. પૂજ્ય પન્યાસજી મહારાજની નીશ્રામાં મંગલા ચરણ પછી "સાધર્મી સેવાનો શુભ સંદેશ" એ વિષય પર ખૂબજ અસરકારક પ્રવચન થયું હતું. સાધર્મીના વિષય પર આજે મહારાજ શ્રીએ ખૂબજ છણાવટ કરી હતી. શહેરની જનતા આજે વ્યાખ્યાન માટે ઘણીજ ઉભરી. વ્યાખ્યાન પછી સહુ વિખરાયા હતા.

દિવસે દિવસે જનસંખ્યાની વૃદ્ધિ થતી હતી. તેમાં ય મહારાશ્રીનાં વ્યાખ્યાનોએ તો અજબ આકર્ષક જમાવ્યું હતું....ઘણા વ્યાખ્યાનો સાંભળવા–જિનદર્શન કરવા સમયસર હાજર થઇ જતા....વ્યાખ્યાનો માટે પણ ઘણી જગ્યાએથી પહેલેથી ત્યાંના આગેવાનો વિનતિ કરવા આવતા હતા....જગ્યાએ જગ્યાએ ગુહુલિઓ થતી હતી. પ્રભાવના પણ સારા પ્રમાણમાં થતી શાસન પ્રભાવનાનું સત્કાર્ય આગળ વધી રહ્યું હતું....

## તેરમો દિવસ

### ભા. વ. ૧૧ તા. ૫–૧૦–૬૧

નિયત સમય પ્રમાણે બેન્ડ સાથે તળિયાની પોળમાંથી રવાના થઇ. ઢ૧. રતનપોળ નગીનાપોળ, શ્રી આદીશ્વર ભગવાનનાં દર્શન કર્યાં ત્યાંથી.

૯૨. મહાવીર સ્વામી ભ. ના દહેરાસરમાં જિનબિંબોને ભાવથી જુહાર્યા
૯૩. વાઘણપોળમાં ૧ ચિન્તામણિ પાર્શ્વનાથ. ૨ સંભવનાથ, ૩ શાન્તિનાથ. ૪ ચૌમુખજી શ્રી સુમતિનાથ ભ. ના દર્શન કર્યા.
૯૪. વાઘણપોળ-રતનપોળમાં શ્રી સુવિધિનાથ, ભોંયરામાં આદિનાથ ભ
૯૫. અજિતનાથ ભ ના જિનાલયના દર્શન કરી બધા ઝવેરીવાડના નાકે. ૯૬ ધ. ૬૦ આદિનાથ ભ ની ભાવથી સ્તવના કરી.
૯૭. સંભવનાથની ખડકીમાં ૧ સંભવનાથ, ૨ મહાવીરસ્વામી ૩ સુપાર્શ્વનાથ, ૪ ભોયરામાં સંભવનાથ. ૫ શાન્તિનાથ ભ. આદિના દર્શન કરી ચૌમુખજીની ખડકીમાં.
૯૮ ૧ શાન્તિનાથ, ૨ પાર્શ્વનાથ. ૩ અજિતનાથ ભ
૯૯. શ્રી અજિતનાથ ભ. ના દર્શન કરી સદ્ પિખરાયા હતા.

## ચૌદમો દિવસ

ભા. વ ૧૨ ના. ૬-૧૦-૬૬ શુક્રવાર

આજે તો ઘણે દૂર જવાનુ હતુ જેથી સવારમા જ તડામાર તૈયારીઓ થતી હતી. તળિયાની પોળના ઉપાશ્રય આગળ વહેલી સવારથી જનતા હાજર થવા માંડી હતી. સમય થતાં જ પ્રયાણ પ્રારંભાયુ ....ઉત્સાહથી વેગથી બધા જ ચાલી રહ્યા હતા. પુલ પરથી પસાર થઇ શ્રીસંઘ શ્રીનાલી સોસાયટી નવરંગપુરા પહોંચ્યો. ત્યાં ૧૦૦-૫૨ દહેરાસરનાં ચિન્તામણિ પાર્શ્વનાથના ચમત્કારિક ધાતુ-બિંબનાં દર્શન કરી, ૧૦૧-સ્વસ્તિક સોસાયટી ચંદ્રાલયમાં શ્રીચંદ્ર પ્રભુજીની ભાવથી સ્તવના કરી ૧૦૨. વાડીલાલ સારાભાઉન્ટનવાળાના બંગલાનાં ગયા, ત્યાં ભોંયરામાં બીરાજમાન કરેલ સુમતિનાથ ભ.નાં દર્શન કર્યાં... ત્યાંથી શાન્તિનગર તરફ જવા માટે પ્રયાણ પ્રારંભાયું. આજે સરની તું પ્રમાણ વધુ હતું રસ્તો પણ ઘણોજ લાંબો હતો છતાં ય યાત્રાનો ઉત્સાહ જરા પણ ઓસર્યો ન હતો. શ્રીચતુર્વિધ સંઘ આનંદથી જિનેશ્વરદેવનું સ્મરણ કરતો ચાલી રહ્યો હતો.

૧૦૩. શાન્તિનગરમાં શ્રી સુમતિનાથ ભ. નાં દર્શન કર્યાં. અહિં સામુદાયિક ચૈત્યવંદન કરી, વિદ્યાનગર ગયા.
૧૦૪. વિદ્યાનગર નં. ૧ ના ઘર દહેરાસરમાં શ્રી કુંથુનાથ ભગવાનનાં દર્શન કરી, શ્રીફળની પ્રભાવના લઇ વિદ્યાનગર નં. ૨ માં આવ્યા... ખાસ ઉભા કરેલા વિશાળ વ્યાખ્યાન મંડપમાં વ્યાખ્યાન સાંભળવા જનતાની ભીડ જામી હતી...લગભગ ૧ વાગ્યાનો સમય થતો હોવાથી થોડો ટાઇમ વ્યાખ્યાન ચાલ્યું. ત્યાર પછી "શ્રીસંઘ ભક્તિ" નો સ્વીકાર કરી સંઘ સ્વસ્થાને પધાર્યો હતો...

## પંદરમો દિવસ

ભા. વ. ૧૩ ૭-૧૦-૬૧ શનીવાર

શુક્રવારનો થાક તો જાણે આજે અદૃશ્ય થયો હતો. નવી તાજગી નવો ઉત્સાહ મેળવી માનવ સમુદાય ઉભરાઇ રહ્યો હતો નિયમિત સમય પ્રમાણે વાજીંત્રના સ્વરો સાથે યાત્રા શરૂ થઇ.
૧૦૫. લુણસાવાડા મોટી પોળમાં ૧ શ્રી સંભવનાથ ભ. ઉપર ૨ અરનાથ ભગવાન ૧૦૬ ડીકાભટ્ટની પોળ ૧ પાર્શ્વનાથ ઉપર ૨ વિમળનાથ. ૧૦૭ પંચભાઇની પોળમાં શ્રી શાંતિનાથ ભ. ૧૦૮ ૧ આદિનાથ ભગવાન ૨ બાજુમાં મુનિસુવ્રત સ્વામીનાં દર્શન કર્યાં. ૧૦૯ ઘર દેરાસરમાં શ્રી શિતલનાથ ભગવાનની સ્તુતિ કરી ૧૧૦ જુનો મહાજનવાડા–શ્રી સુમતિનાથ ભગવાનની સ્તવના કરી દેવશાના-પાડે આવ્યા. દેવશાના પાડામાં પાંચ જિનાલય છે.
૧૧૧. ઘ. દે. ચિંતામણિ પાર્શ્વનાથ. ૧૧૨ ચિંતામણિ પાર્શ્વનાથ. ૧૧૩ ધર્મનાથ ભ. મેડા ઉપર, અજિત નાથ ૧૧૪ શ્રી પાર્શ્વનાથ ભ. ભોયરામાં શ્રી આદિનાથ ભગવાન ૧૧૫ શ્રી શાંતિનાથ ભ. ભોયરામાં શ્રી શાંતિનાથ ભ. નાં દર્શન કરી સામુદાયિક ચૈત્યવંદન કર્યું... ત્યાર પછી બધા જ વ્યાખ્યાન મંડપમાં આવ્યા.

વિશાળ વ્યાખ્યાન મંડપ ચોકઠામાં બાંધવામાં આવ્યો હતો જ્યાં જંગી જનમેદની વચ્ચે વ્યાખ્યાન શરુ થયું:

## ‘સાચા સુખનો સરલ માર્ગ’

એ વિષય પર એક કલાક પ્રવચન થયું હતું...પ્રવચન થયા પછી પ્રભાવના થઇ હતી.

## સોળમો દિવસ



"બકુભાઈ મણિભાઈના બંગલેથી દર્શન કરી શેઠની રોડપરથી પસાર થતાં શ્રી સંઘનું દશ્ય"

ભા. વ ૧૪ તા. ૮-૧૦-૬૧ રવિવાર

ચતુર્દશીનો દિવસ એટલે વ્રત પચ્ચક્ખાણવાળાં ઘણા શ્રાવક-શ્રાવિકા હોય, સાથે સાથે લાંબો રસ્તો હતો, એટલે વહેલી સવારે પ્રયાણ શરૂ થયું હતું.

૧૧૬. આશાપુરી સોસાયટીમાં ઘ. દે. માં શ્રી આદિનાથ ભ. નાં દર્શન કરી ૧૧૭ જૈન નરચન્દ્ર સોસાયટીમાં ઘ. દે. શાન્તિનાથ ભ. ૧૧૮ શાન્તિનાથ ભ. નાં દર્શન કરી સમૂહ સાથે અમલ સોસાયટીમાં આવ્યા. ૧૧૯ શ્રી વાસુપૂજ્ય સ્વામી આદિ જિનબિંબને જુહારી. ૧૨૦ ગીતાબાગ સોસાયટીમાં શ્રી શાન્તિનાથ ભ. નાં દર્શન કરી ૧૨૧ દશા પોરવાડ સોસાયટીમાં જિનાલયના શિતલનાથ પ્રભુનાં દર્શન કર્યાં. ત્યાં સામુદાયિક ચૈત્યવંદન થયું હતું, ત્યાંથી બધા જ વ્યાખ્યાન મંડપમાં આવ્યા. સોસાયટીમાં ચોમાસું રહેલ પૂજ્ય મુનિરાજ શ્રી ધર્મગુપ્તવિજયજી મ. તથા પૂ. ભદ્રગુપ્તવિજયજી મ. આદિ ઠા. ૪ પણ પધાર્યાં હતાં.

પન્યાસજી મહારાજ સાહેબે મંગલાચરણ કર્યા બાદ મુનિરાજશ્રી રાજેન્દ્ર વિજયજી મ. "**શ્રદ્ધા સંજીવની**" એ વિષય પર ૦॥ કલાક પ્રવચન આપ્યું હતું. આજે પૂજ્ય સંઘ સ્થવિર દાદાશ્રીસિદ્ધિસૂરીશ્વરજી મ. સાહેબની સ્વર્ગારોહણ તિથી હોઈ પૂ. ધર્મગુપ્તવિજયજી મહારાજે દાદાશ્રીજીના જીવનનું અપ્રમત્ત ભાવનું સુંદર વર્ણન કર્યું હતું. દાદાશ્રીજીના પંથે ચાલી આત્મ કલ્યાણ સાધવાની પ્રેરણા આપી હતી. વ્યાખ્યાન પછી પ્રભાવના લઈ સહુએ હર્ષથી વિદાય સ્વીકારી હતી...

## સત્તરમો દિવસ

ભા. વ. ૦)) ૯–૧૦–૬૧ સોમવાર

નિયત સમયે પોળમાંથી પ્રયાણ કરી.

૧૨૨. ખાનપુર ઘ. દે. શાંતિનાથ ભ. નાં દર્શન કરી.
૧૨૩ પટેલ સોસાયટી પાસે ઘ. દે. શ્રી સંભવનાથ ભ.
૧૨૪. શાહપુર કુવાવાળી પોળમાં સંભવનાથ.

૧૨૫. દરવાજનાખાંચામાં પાર્શ્વનાથ ભ.
૧૨૬. કુંથુનાથ ભગવાનનાં દર્શન કર્યાં.
૧૨૭. સુનારાના ખાંચામા વિમળનાથ ભ. ૨. પાર્શ્વનાથ ભ. મોટી પોળમાં
૧૨૮. ઘ. દે. શિતલનાથ ભ મગજી પારેખના ખાંચામા.
૧૨૯. શાંતિનાથ ભ. ગોડીજી પાર્શ્વનાથ ચિંતામણિ પાર્શ્વનાથનાં દર્શન કરી સામુદાયિક ચૈત્યવંદન કર્યું.

અહિં ઉપાશ્રયના વિશાળ વ્યાખ્યાન હૉલના વ્યાખ્યાન ગોઠવાયુ હતું. અત્રે બીરાજમાન પૂજ્ય મુનિરાજશ્રી પણ પધાર્યાં હતા ૦ાા કલાક વ્યાખ્યાન થયા પછી પ્રભાવના લઈ સહુ વિખરાયા હતા



" શહેર યાત્રામાં પધારેલાં સાધ્વી મહારાજ તથા શ્રાવિકા સમુદાયનું દશ્ય "

## અઢારમો દિવસ

આસો શુ. ૧. ૧૦-૧૦-૬૧ મંગળવાર

રતનપોળ શેઠની પોળ.

૧૩૦. ઘ. દે. ગોડીજી પાર્શ્વનાથ કેશવલાલભાઈની હવેલીમાં.
૧૩૧. ઘ. દે. શાંતિનાથ. ૧૩૨. રતનપોળ ગોલવાડ મુનિસુવ્રતસ્વામી ભ.
૧૩૩. લાલભાઈ દલપતભાઈના વંડે ઘ. દે. શાંતિનાથ ભ.
૧૩૪. ઘીકાંટા મગનભાઈ શેઠની વાડીમાં શંખેશ્વર પાર્શ્વનાથ ભ.
ની ચમત્કારિક પ્રતિમાનાં દર્શન કરી ચૈત્યવંદન કર્યું. પછી
૧૩૫. જેશીંગભાઈ શેઠનીવાડીમાં આદિનાથ ભગવાન.
૧૩૬. નગરશેઠના વંડે શ્રી પાર્શ્વનાથ ભ. નાં દર્શન કરી સામુદાયિક ચૈત્યવંદન કર્યું.

જ્યાં જ્યાં પૂજ્ય પન્યાસજી મહારાજ પધારતા ત્યાં ત્યાં પ્રાયઃ બધેજ ગહુંલીઓ થતી હતી. શ્રી સંઘ ભક્તિ ખૂબજ સારા પ્રમાણમાં થતી. પ્રભાવનાઓ પણ થતી હતી.

પહેલેથી જે જે જિનાલયનાં દર્શન કરવા જવાનું હોય ત્યાં આંગીનો બધોજ સામાન પોળ તરફથી બે ત્રણ દિવસ અગાઉ મોકલવામાં આવતો હતો જેથી દરેક જગ્યાએ ભવ્ય અંગ રચનાઓ પણ થતી હતી.

## ઓગણીશમો દિવસ

આ. શુ. ૨ ૧૧-૧૦-૬૧ બુધવાર.

આજે લશ્કરાયજી જૈન બોર્ડિંગમાં. ૧૩૭. શ્રી આદિનાથ ભ.
૧૩૮. કલ્યાણ સોસાયટીમાં શ્રી પાર્શ્વનાથ.
૧૩૯. આંબાવાડીમાં ઘ. દે. શ્રી વાસુપૂજ્યસ્વામી.
૧૪૦. સી. એન. વિદ્યાલયમાં મહાવીર સ્વામી ભ. નાં દર્શન કર્યાં હતાં.
અનિવાર્ય સંજોગોને લઈને બે દિવસ વ્યાખ્યાન બંધ રાખવામાં આવ્યું હતું.

## વીશમો દિવસ

આસો શુ. ૩ ૧૨-૧૦-૬૧ ગુરૂવાર

સવારે ૮ વાગે બૅન્ડ સાથે શ્રી સંઘ નળિયાની પોળમાંથી રવાના થયો.
૧૪૧. ધનપીપળીની પોળમાં શ્રી વાસુપૂજ્યસ્વામી.
૧૪૨. ગુસા પારેખની પોળમાં શ્રીધર્મનાથ ભ. ૧૪૩ ઘ. દે. શાન્તિનાથ ભ.
૧૪૪. ઘ. દે. અજિતનાથ ભ. ના દર્શન કર્યા.
૧૪૫. લવારની પોળમાં અજિતનાથ.
૧૪૬. રૂપાસુરચંદની પોળમાં વાસુપૂજ્યસ્વામી. ૧૪૭. ઘ. દે. આદિનાથ
૧૪૮. ઘ. દે. વાસુપૂજ્યસ્વામીજી.
૧૪૯. ઘ. દે. ચન્દ્રપ્રભુ સ્વામીના ભાવથી દર્શન કર્યાં ત્યાંથી નીકળી
૧૫૦. શહેરીની ખડકીમાં ઘ. દે. માં શ્રી આદિનાથ ભ.
૧૫૧. વિમળનાથ ભ. ના દર્શન કર્યાં.

ત્યાંથી નીકળી ધાંચીની પોળમાં શ્રી સંઘે પ્રવેશ કર્યો. ધાંચીની પોળનો શ્રાવક સમુદાય સ્વાગત માટે હાજર હતો .. ગહુંલિઓ વિ. થી ગુરૂદેવને વધાવ્યા.

ધાંચીની પોળના યુવાન ભાઈઓ તથા કાર્યકરો એ આજે ખૂબજ સુંદર વ્યવસ્થા રાખી હતી ઘર દહેરાસરો ઘણાં હોવા છતાં કોઈપણ જાતની મુશ્કેલી ન પડે તથા શાન્તિથી શ્રી સંઘ દર્શન કરી શકે એ બનતની તમામ વ્યવસ્થા ગોઠવવામાં આવી હતી. પ્રત્યેક દહેરાસરે સ્વયંસેવકો હાજર રહેતા હતા. આજની વ્યવસ્થા કોઈ અનોખીજ હતી.
૧૫૨. ઘ. દે. શ્રી આદિનાથ ભ. ૧૫૩. ઘ. દે. શ્રી પાર્શ્વનાથ ભ.
૧૫૪. ઘ. દે. ચંદ્ર પ્રભુજી, ૧૫૫. ઘ. દે. શ્રી આદિનાથ ભ.
૧૫૬. ઘ. દે. શ્રી પાર્શ્વનાથ ભગવાનના ખૂબજ શાંતિથી દર્શન કરી શ્રી ચતુર્વિધ સંઘ મુખ્ય જિનાલયમાં આવ્યો.
૧૫૭. શ્રી વિમળનાથ ભ. મેડા ઉપર શાંતિનાથ ભ. નાં દર્શન કરી સામુદાયિક ચૈત્યવંદન કરવામાં આવ્યું. ચૈત્યવંદન થયા પછી ભવ્યાજ

...કઠામાં બાંધેલા વ્યાખ્યાન મંડપમાં આવ્યાં. પૂજ્ય પન્યાસજી મહારાજ સાહેબે મંગલાચરણ સંભળાવ્યા પછીથી મુનિરાજ શ્રીએ “સાધર્મી સેવાનું સુંદર સ્વરૂપ” એ વિષય પર એક કલાક પ્રવચન આપ્યું હતું... પ્રવચન થયા પછી પ્રભાવના લઈ સંઘ વિખરાયા હતા.

## એકવીશમો દિવસ

આસો શુ. ૪ ૧૩–૧૦–૬૧ શુક્રવાર

આજે સવારે ૮ વાગે રવાના થઈ હરિપુરા આવ્યા.

૧૫૮. હરિપુરા શ્રી વાસુપૂજ્યસ્વામી ભોયરામાં... શ્રી સુમતિનાથ ભ. આદિ જિનબિંબોનાં દર્શન કરી સામુદાયિક ચૈત્યવંદન કર્યું. ચૈત્યવંદન થયા પછી ઉપાશ્રયના હૉલમાં બધા જ આવ્યા. જ્યાં પૂજ્ય પન્યાસજી મહારાજ સાહેબે “આત્મ ધર્મ” પર ૧ાા કલાક ખૂબ જ અસરકારક પ્રવચન કર્યું હતું...પ્રવચન પછી પ્રભાવના લઈ સંઘ વિખરાયા હતા.

## બાવીશમો દિવસ

આસો શુ. ૫ ૧૪–૧૦–૬૧ શનીવાર

પ્રભાતના પ્રથમ પ્રહરે પ્રયાણ પ્રારંભી શ્રી સંઘ એલીસબ્રીજ પહોંચ્યો ત્યાં.

૧૫૯. ધ. દે. શ્રી આદિનાથ.

૧૬૦. ધ. દે. શ્રી ધર્મનાથ ભ. નાં દર્શન કર્યાં.

૧૬૧. લલ્લુ વિહારમાં શ્રી આદિનાથ ભ.

૧૬૨. ધ. દે. શ્રી સુમતિનાથ ભ.

૧૬૩. શાન્તીકુંજમાં ધ. દે. અજિતનાથ ભ.

૧૬૪. મહાવીર જૈન વિદ્યાલયમાં ધ. દે. અજિતનાથ ભ.

૧૬૫. જૈન સોસાયટી ધ. દે. મહાવીર સ્વામી. તથા

૧૬૬. શ્રી પાર્શ્વનાથ ભ. નાં દર્શન કરી... સામુદાયિક ચૈત્યવંદન કર્યું, પછીથી સંઘ સ્વસ્થાને ગયા હતા.

ॐ ह्रीं श्री शंखेश्वर पार्श्वनाथाय नमः

# 卐 मंगल वचन 卐

અનાદિ કાળથી ચાર ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરતાં આત્માને કોઈ પણ જન્મમાં કોઈ પણ યનિમાં શ્રી વીતરાગ માર્ગની પ્રાપ્તિ થઈ નથી ને થઈ હોય તો તે ફળી નથી. સંસારમાં ભ્રમણ કરતા આત્માને બધુ મળ્યુ છે. આત્માએ બધું ભોગવ્યુ છે. ફક્ત આત્માને શ્રી જિનેશ્વરદેવના ધર્મની પ્રાપ્તિ થઈ નથી. આજ કારણે આત્મા ચારે પ્રકારની ગતિમાં ભમતો જ રહયો. પૂર્વની અનંત પુણ્યાઇના કારણે તેને માનવ દેહની પ્રાપ્તિ થઈ. છતાં શ્રીજિનેશ્વર દેવનો ધર્મ તેને આજ પૂર્વે પ્રાપ્ત ન થયો. એટલે જ માનવ દેહની સાર્થકતા આત્મા ન કરી શક્યો. પરિણામે જન્મી, ગમે તે રીતે આયુષ્ય વ્યતીત કરી, મરીને ફરી જન્મ મરણના ચક્રાવામાં ચડયો.

આજે ફરી એને મહામૂલ્ય માનવ દેહની પ્રાપ્તિ થઈ છે. ભલે કાળ પંચમ હોય. હુંડા અવસર્પિણી હોય, છતાં જે આત્માને શ્રી જિનેશ્વર દેવનુ શાસન મળ્યું છે. તેના પ્રત્યેની શ્રદ્ધા પ્રગટી છે. સમ્યગ્જ્ઞાન તથા સમ્યગ્ ચારિત્રની સાધના ગમી છે તેવા આત્મા માટે આ કાળ પણ સાધનાનો સુવર્ણ કાળ છે.

પ્રસ્તુત પ્રકાશનમાં આજ ઉદ્દેશને આંખ સામે રાખી ને થયેલા મનનીય પ્રવચનોનુ સારભૂત અવતરણ પ્રસિદ્ધ થયું છે. જુદા જુદા સ્થળે અમદાવાદ શહેરમાં થયેલાં પ્રવચનો વિવિધ વિષય સ્પર્શી, વિચારણીય તથા પ્રેરક અને ઉદ્બોધક છે.

પ્રથમ પ્રવચન "સાધનાનો સુવર્ણયુગ" પ્રભુભક્તિનું મહત્વ ગાઈ રહયુ છે. સમ્યગ્દર્શનની નિર્મળતા પ્રભુ ભક્તિ પર નિર્ભર છે. જ્ઞાનયોગ, ધ્યાનયોગ, ક્રિયાયોગ, અને ભક્તિયોગ એ ચાર યોગમાં જ્ઞાનને પ્રાપ્ત કરાવનાર તથા ક્રિયાની પાત્રતા આત્મામાં પ્રગટાવનાર

ઉત્સાહથી આગળ વધેલા શ્રી સંઘ...૧૨ના વાગે કેમ્પ પધાર્યો. નાચતા સજ્જન થયા હતા. ગરમીથી ઘણાના કંઠ પણ સુકાઈ ગયા હતા. છતાં કોઈના વદન પર વિષાદની રેખા પણ ન હતી. અપૂર્વ ઉત્સાહથી અનુયાત્રા કરી રહ્યા હતા.

૧૭૦. કેમ્પ સદરમાં શ્રી સુમતિનાથ ભ. નાં દર્શન કરી સામુદાયિક ચૈત્યવંદન કર્યું...ચૈત્યવંદન થયા પછી બધા વ્યાખ્યાન મંડપમાં આવ્યા. પૂજ્ય પન્યાસજી મહારાજ સાહેબે મંગલાચરણ સંભળાવ્યા પછી મુનિરાજશ્રીએ "**દાનધર્મની મહત્તા**" ૧॥ કલાક પ્રવચન આપ્યું હતું.

વ્યાખ્યાન પછીથી કેમ્પના શ્રી સંઘે આવેલા સાધર્મિક બંધુઓની ભક્તિ કરી હતી. કેમ્પમાં ૫-૭ ઘર હોવા છતાં પણ ખૂબજ ભાવુક ઘર છે. આજની વ્યવસ્થા પણ ખૂબજ સુંદર હતી...ભક્તિનો સ્વીકાર કરી શ્રી સંઘ સ્વસ્થાને પાછો ફર્યો હતો.

## ચોવીસમો દિવસ

આસો શુ. ૭ ૧૬-૧૦-૬૧ સોમવાર.

આજે ૧૭૧. રાયપુર કામેશ્વરની પોળમાં શ્રી સંભવનાથ ભ. નાં દર્શન કરી. ૧૭૨. વાઘેશ્વરની પોળમાં આદિનાથ ભ. નાં દર્શન કરી. ૧૭૩. હાલની પોળમાં ધ. દે. શાંતિનાથ. તથા ૧૭૪. શ્રી મુનિસુવ્રત સ્વામીના દર્શન કરી શામળાની પોળમાં આવ્યા. ૧૭૫. શામળાની પોળમાં **શામળા પાર્શ્વનાથ** ધ. દે, વાસુપૂજ્ય સ્વામી ૧૭૬. શ્રી મહાવીર સ્વામી ઉપર ચંદ્રપ્રભુજી. ૧૭૭. શ્રી શ્રેયાંસનાથ ભગવાન. ૧૭૮, શામળા પાર્શ્વનાથ ભ. ની ચમત્કારિક પ્રતિમાજીનાં દર્શન કરી. ઉપર શ્રી પાર્શ્વનાથ ભ...નાં દર્શન કર્યાં. અહિં સામુદાયિક ચૈત્યવંદન કર્યું.

ચૈત્યવંદન પછી શ્રી પાર્શ્વચંદ્ર ગચ્છીય ઉપાશ્રયમાં વ્યાખ્યાન હોવાથી શ્રી સંઘ સહિત પૂજ્ય પન્યાસજી મહારાજ આદિ ઉપાશ્રયમાં પધાર્યા "રસનાના રામાયણ" એ વિષય પર બા કલાક પ્રભાવક પ્રવચન થયું પછી પ્રભાવના લઈ સહુ વિખરાયા હતા

## પચીશમો દિવસ

આસો શુ. ૮ ૧૭-૧૦-૬૧ મંગળવાર.

આજે તો અંતિમ દિવસ હતો. શહેર યાત્રાનો કાર્યક્રમ આજે પૂર્ણ થવાનો હતો. શ્રી સંઘ સહિત પોળમાંથી પ્રયાણ કરી. ૧૭૯. શેખનો પાડો ગીલીટેરોડ અજિતનાથ. ૧૮૦ શાંતિનાથ ૧૮૧. શિતલનાથ ભ. ૧૮૨. વાસુપૂજ્ય સ્વામી ૧૮૩ ઘ દે. શાંતિનાથ ભ. નાં દર્શન કર્યાં ૧૮૪. મજેવા પાર્શ્વનાથ ૧૮૫ શ્રી ધર્મનાથ ભ. નાં ભાવથી દર્શન કર્યાં ૧૮૬. દાદા સાહેબની પોળમાં શ્રી શાંતિનાથ આદિનાથ ભ. ૧૮૭. પાંજરા પોળમાં શાશ્વતા ભગવાન શ્રી વર્ધમાન સ્વામી ૧૮૮. વાસુપૂજ્ય સ્વામીજી ભોંયરામાં શ્રી સુમતિનાથ ભગવાન ૧૮૯. શ્રી શાંતિનાથ ભ. ભોંયરામા આદિનાથ ભ ના દર્શન કર્યાં ૧૯. શ્રી શિતલનાથ ભ ની સ્તુતિ કરી સામુદાયિક ચૈત્યવંદન કર્યું ત્યાંથી પાંજરા પોળના ઉપાશ્રયમા ગયા, અહીં ઉજમણું, સિદ્ધચક્ર પુજન વિગેરે મહોત્સવ ચાલતા હતા શ્રી પ્રતિમાજીના દર્શન કરી પૂજ્ય આચાર્ય દેવેશ પાસે ગયા

પાંજરા પોળના કાર્યવાહકો અગાઉથી વ્યાખ્યાન માટે વિનતિ કરી ગયા હતા, જેથી પૂજ્ય આચાર્ય દેવેશ શ્રીમદ્‌વિજય અમૃતસૂરીશ્વરજી મ. ની નીશ્રામાં ઉપાશ્રયના વ્યાખ્યાન હોલમા વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું...જનતાનો ધસારો ખુબજ વધી પડ્યો હતો...વિશાળ વ્યાખ્યાન હોલ પણ સંકુચિત થઇ ગયો હતો.

પ્રારંભમાં પૂજ્ય આચાર્ય દેવે શહેર યાત્રાનુ વર્ણન સમજાવ્યું હતુ પછીથી મુનિરાજશ્રીએ પ્રવચન શરૂ કર્યું હતુ.



**“પૂજ્ય આચાર્ય દેવેશ શ્રીમદ્‌વિજય અમૃતસૂરીશ્વરજી મ. ની નીશ્રામાં પાંજરાપોળના વિશાળ વ્યાખ્યાન હોલમાં મુનિશ્રી રાજેન્દ્રવિજયજી મ. “પ્રગતિના પંથે પૂનિત પ્રયાણ” એ વિષય પર પ્રવચન આપી રહ્યા છે”**

પ્રવચન પૂર્ણ થયા પછી ઘણા ભાવિક આત્માઓએ શહેર યાત્રાની યાદગીરી નિમિતે શક્તિ મુજબ નિયમો ગ્રહણ કર્યા હતા... પછીથી પૂજ્ય આચાર્ય મહારાજે મંગલિક સંભળાવ્યું...પ્રભાવના લઇ સહુ બહાર આવ્યા. આજે અંતિમ દિવસ હોઇ સહુને તળિયાની પોળમાં સાથેજ જવાનું હતું બેન્ડ સાથે શ્રીસંઘ રવાના થયો...પોળમાં પ્રવેશતાં જ સંખ્યાબંધ ગહુંલીઓ થઈ હતી... બે બે ત્રણ ત્રણ–ચાર ચાર...ની સંખ્યાથી લગભગ ૧૦૦ ઉપરાન્ત ગહુંલી થઇ હતી. પોળના દરવાજાથી ઉપાશ્રય આવતાં લગભગ ૧ કલાક થયો હતો. માણસોની ગીરદી તો એટલી હતી કે ચાલનારને માર્ગ

મળવો પણ મુશ્કેલ થઇ જતો હતો. આ દૃશ્ય જોનાર કહેતા કે– પોળના ઇતિહાસમાં આજનો દિવસ નથી જ ભાત પાડી જાય છે ઘણા ઉત્સવો થયા હશે. પણ આ જાતનો મહોત્સવ જનતાનો ઉત્સાહ કદિ જોવામાં આવ્યો જ નથી ઉત્સાહ અને આનંદનુ



"પોળમાં પ્રવેશ કરતી વખતે લાઈનસર સંખ્યાબંધ થયેલી ગહુંલીઓનું એક દૃશ્ય"

મોજુ હૃદયમાં ઉછળી રહ્યું હતુ.. ઉપાશ્રયના આંગણા પરથી પૂજ્ય પન્યાસજી મહારાજ સાહેબે મંગલા–ચરણ સંભળાવ્યુ.. ચૈત્ય પરિપાટીમાં તન–મન–ધનથી ભાગ લેનાર સહુને ફરી ફરીને શાસન શોભાના સત્કાર્યમાં સહયોગ આપવા સૂચન કરી હતી. પન્યાસજી મહારાજની મધુરવાણીને શ્રોતાઓ ભક્તિ સભરહૃદયે સાંભળી રહ્યા... જિનેશ્વર દેવના જયનાદોથી સહુ આનંદથી છૂટા પડ્યા હતા...પોળ તરફથી પ્રભાવના કરવામાં આવી હતી.

આ રીતે રાજનગરની શહેર યાત્રા શાસન શોભામાં અભિવૃદ્ધિ કરનાર બની હતી...

ઓળીના બાકીના દિવસોમાં વ્યાખ્યાન ચાલુ હતું, આ. શુ. ૧૪ ના. ૨૨-૧૦-૬૧ના રોજ '**અતીતભવનાં પુદ્‌ગલો વોસીરાવવાની**' ક્રિયાથતાં ૩૫૦ સ્ત્રી-પુરુષો જોડાયાં હતાં... પુજ્ય પન્યાસજી મહારાજ સાહેબ ખૂબજ વિવેચન પુર્વક લાક્ષણિક ઢબમાં ક્રિયા કરાવી હતી. ક્રિયામાં લગભગ ૩।। કલાક થયા છતાં પણ લોકોને જરા પણ કંટાળો ન હતો. બપોરે મહાદેવના બાંધે શહેર યાત્રાની પુર્ણાહૂતિ પ્રસંગે

**"માનવતાનું મૂલ્યાંકન"**

એ વિષય પર ૨ થી ૩।। પ્રવચન થયું હતું. જૈન જૈનેત્તર સંખ્યા ખૂબજ સારા પ્રમાણમાં ઉપસ્થિત હતી. પછીથી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથની આરાધના તથા રવિવારનાં પ્રવચનો પણ ચાલુ જ હતાં.

ચાતુર્માસ પરિવર્તન શા. છોટાલાલ શામળદાસને ત્યાં થયું હતું. જ્યાં વ્યાખ્યાન થયા પછી ગુરુપૂજન કર્યું હતું. પ્રભાવના પણ થઈ હતી. ૨૦૧૮. કારતક વ. ૫ના પૂજ્ય પન્યાસજી મહારાજ આદિ વિહાર કરવાના હોઈ શ્રી સંઘ સાથે નરોડા પધાર્યા હતા. લગભગ ૫૦૦ માણસો સાથે હતાં...જ્યારે પન્યાસજી મહારાજે વિહાર કર્યો. ત્યારે શ્રીસંઘ ગદ્ ગદ્ થઈ ગયો હતો...આ રીતનું અપૂર્વ ધર્મમય ચાતુર્માસ વ્યતીત કરી ગુરુવર્યો પધારે તો દુઃખ તો જરૂર થાય! **સાધુ મહારાજાઓ તો અપ્રતિબદ્ધ વિહારી, એટલે તેઓ શ્રી એક સ્થાને થોડાજ રહી શકવાના હતા?**

પૂજ્ય મહારાજશ્રી સાથે ચાલતા બધા જ નરોડા ગયા. ત્યાં પ્રતિમાજીનાં દર્શન કરી. સહુ એ નવકારશી કરી. બપોરે પોળ તરફથી "શ્રી સંઘ ભક્તિ" કરવામાં આવી હતી...તથા પંચકલ્યાણકની પૂજા ભણાવાઇ હતી. અને સુંદર અંગ રચના થઈ હતી.

શહેર યાત્રામાં નગીના રહી ગયું હતું જેની યાત્રા પણ આજે ચતુર્વિધ સંઘ સાથે અપુર્વ ઉલ્લાસથી થઈ ગઈ હતી.

આ રીતે પૂજ્ય પન્યાસજી મહારાજશ્રીના આગમનથી ધર્મ પ્રભાવના ખૂબ જ સુંદર થઈ હતી. નગીનાની પોળના ઇતિહાસમાં આ ચાતુર્માસ યાદગાર બની ગયું હતું.

શાસનદેવ પ્રત્યે નમ્ર પ્રાર્થના છે કે–પુનઃ પુનઃ આવા શાસન પ્રભાવનાં સત્કાર્યો કરવા પ્રેરણા આપે.

આવા પુન્ય ગુરુવર્યો–અને શાસન દીપકો
શાસનની જ્વલંત જ્યોતને વધુ તેજમય બનાવો,
શાસનના શણગાર પુન્ય અણગાર–સાધુ મહારાજાઓ
શાસનની પવિત્રતાની પગથી જગતમાં પાડો તેમ આપણે
ઈચ્છીએ શું—એજ...

લી.
સંઘ સેવકો,
જયંતિલાલ મણિલાલ શાહ
સુરેન્દ્રકુમાર મંગળદાસ મહીયા

૨૦૧૮ માગસર શુ૦ ૭
તા. ૧૪-૧૨-૬૧ ગુરુવાર
સારંગપુર, નગીનાની પોળ
અમદાવાદ.

## પૂજ્ય ગુરૂવર્યના વિહાર સમયે ગવાયેલી

# ગહુંલી

(રાગ—જાગ તુમની ચલે પરદેશ)

ગુરૂજી છોડી ચાલ્યા ધર્મ પ્રેમ. હૃદય ક્ર્યા રહેમ.
ગુરૂજી પ્યારા...સંસારમેં કોન હમારા...

ચાર માસની પ્રીતિ તોડીને, વિહારે મનને જોડીને...
શ્રી સંઘને મૂકી નિરાધાર...એકીલાં કીધાં...સંસારમેં કોન હમારા ૧

ચોમાસું તમે અહીં પૂરૂં કીધું...શ્રી સંઘને તમે ધર્મ દાન દીધું
નોંધારા મૂકીને ચાલી ગયા તમે સ્નેહ...સંસારમેં કોન હમારા...૨

દેવ ગુરૂ સાથે છે પ્રીતલડી, પ્રીતે આપજો ધર્મ સુખલડી
રળવળાતા મૂકી ચાલી ગયા એકલડા...સંસારમેં કોન હમારા...૩

સંસારની માયા સમજાવી...ધર્મ ક્રિયામાં ચિત્તને જોડાવી...
નિરાધાર બનાવી જાઓ ગુરૂજી શીદને! સંસામેં કોન હમારા...૪

શહેર યાત્રાની રસલ્હાણ લૂંટી અમે, વીરવાણીનું પાન કરાવ્યું તમે.
હવે ક્યાં સાંભળશું ઉપદેશ સારા...સંસામેં કોન હમારા...૫

શ્રી સંઘની વિનતિ સ્વીકારી, અમ અંતરની આશા ઉરમાં ધારી,
વહેલાં દર્શન દેઈ કરજો ઉદ્ધારા...સંસારમેં કોન હમારા...૬

—(૦)—

# પ્રકાશકીય નિવેદન.

જડવાદની જડ દિવસે દિવસે વધુ મજબૂત બનતી જાય છે...જાણ્યે અજાણ્યે પણ આજનો જનસમાજ વિશ્વના વહેતા વહેણોમાં ખેંચાતો જાય છે...સ્પુટનિકના આ યુગમાં આગળ વધતો માનવ નવું જાણવા, જોવા દિનાનુદિન તલસી રહ્યો છે...નવી ભાષા...નવું સાહિત્ય નવુંજ સૌષ્ઠવ સહુને ગમે છે

પરિણામે સાહિત્યસર્જન ઘણું વધ્યું પણ...આજનું વિકૃત સાહિત્ય બાલમાનસમાં ઘણો સડો પેસાડી દે છે. સાહિત્યની આબોહવા માનવ મગજને વિકૃત બનાવી દે છે, ઘણા બાલક બાલિકા આવા સાહિત્યના પરિણામે જિંદગી વેડફી નાંખે છે.

સમાજ પર દ્રષ્ટિપાત કરતા જતા સાચે સમજાઈ જાય તેમ છે કે! ધર્મને બાજુએ મૂકી આજનો માનવી અધર્માચરણમાં આગળ વધતો જાય છે. ન્યાય...અને નીતિ પરથી પ્રીતિ ઘટતી જાય છે.

આવા વિષમ સમયે આ સુંદર પ્રકાશન વાંચકોના કરકમલમાં મૂકતાં અમને અત્યંત આનંદ થાય છે.

પૂજ્ય પન્યાસજી મહારાજ સાહેબ શ્રી સુજ્ઞાનવિજયજી ગણિવર તથા મુનિરાજ શ્રી રાજેન્દ્રવિજયજી મહારાજ ચાતુર્માસ પધાર્યા ત્યારથી જ પોળમાં ધર્મભાવના વધવા લાગી હતી...વ્યાખ્યાન શ્રવણમાં જનસંખ્યા સારા પ્રમાણમાં રસ લેતી હતી

તેમાં પણ રવીવારના જાહેર પ્રવચનોનું આકર્ષણ પણુજ વધી ગયું...પોળના શ્રાવક બંધુઓ તરફથી ગહેર સાત્રા નીકળી, જેમાં થયેલાં પ્રભાવક પ્રવચનો છપાવવાની ઘણા બંધુઓની તીવ્ર માગણી હતી.

પૂજ્ય પન્યાસજી મહારાજ સાહેબને પુસ્તક છપાવવા વિનંતિ કરી...પન્યાસજી મહારાજ સાહેબની આજ્ઞાનુસાર આ પુસ્તક છપાવવાનું શરૂ કર્યું.

જ્યાં જ્યાં વ્યાખ્યાનો થતાં હતાં ત્યાં ત્યાં ઘણા ભાઈ-બહેનો વ્યાખ્યાનોની નોંધ કરતા હતા. તેના આધારે કરીને મુનિરાજશ્રીએ વ્યાખ્યાનો શુદ્ધિ વૃદ્ધિ પૂર્વક તૈયાર કરી આપ્યાં...જે આજે વાંચકોના કરકમળમાં મૂકતાં અમે આનંદ અનુભવીએ છીએ....

પુસ્તકના પાને પાને આપને નવું નવું જોવા, જાણવા, વાંચવા મળશે, એક વખત પુસ્તક હાથમાં લીધા પછી આપને પૂરૂં કર્યા સિવાય ચેન જ નહિ પડે.

વહેલામાં વહેલી તકે અમે પુસ્તક તૈયાર કરી સમાજમાં વહેતું મૂકવા માગતા હતા છતાં અનિવાર્ય સંજોગોને લઈ સમય લંબાઈ ગયો છે....

પુસ્તક પ્રકાશન પાછળ... પી. ગૌતમ એન્ડ કું.વાળા નવનીતભાઈ ગાંધીએ ખૂબજ જહેમત ઉઠાવી છે. પ્રૂફરીડીંગ વિગેરે દરેક કાર્યમાં અગત્યની મદદ કરી છે. પુસ્તક પ્રકાશનનો ખરો યશ તો એમને ફાળે જ જાય છે. ટાઈટલની દ્વિરંગી ડીઝાઈન નવનીતલાલ એન્ડ-કંપની અમદાવાદવાળાએ બનાવી આપી છે, તે બદલ એમનો પણ આભાર માનીએ છીએ.

અમારી વિનતિનો સ્વીકાર કરી પ્રસ્તાવના...લખી આપવા બદલ પુજ્યપાદ્ પરમવિદ્વાન્ સમર્થ લેખક પૂજ્ય પન્યાસજી મહારાજ શ્રી કનકવિજયજી ગણિવરના અમે ખૂબજ ઋણી છીએ...આમુખ લખી આપવા બદલ પૂનમચંદ નાગરદાસ દોશીનો અંતરથી આભાર માનીએ છીએ.

પ્રકાશનની ઉપયોગિતાને પીછાની જે જે મહાનુભાવોએ દ્રવ્ય સહાય આપી છે તે બધાંને પણ આ સમયે યાદ કર્યા વિના કેમ ચાલે ?

પ્રાન્તે જે જે મહાનુભાવોએ તન, મન, ધનથી આ પ્રકાશનમાં સહયોગ આપ્યો છે તે બધાંને કૃતજ્ઞતા ભાવે યાદ કરીએ છીએ.

શહેર યાત્રાનું વર્ણન લખી આપવા બદલ, તેમજ દેરાસરની નોંધ, મગ નાયકના નામની યાદી લખી આપવા બદલ જયંતિલાલ મણિલાલ શાહ તથા સુરેન્દ્રકુમાર એમ. શાહનો આભાર માનીએ છીએ.

પૂજ્યપાદ પન્યાસજી મહારાજ સાહેબના પરિશ્રમના પરિપાક રૂપે પૂજ્ય મુનિશ્રી રાજેન્દ્રવિજયજી મ. જે મેળવી શક્યા છે. તે બધોજ પ્રતાપ પૂજ્ય પન્યાસજી મહારાજશ્રીનો છે.

'આપણા પૂજ્ય ગુરુવર્યો પરિશ્રમ ઉઠાવી આવા ઉજ્જવળ રત્નો શાસનને સમર્પિત કરતા રહે તેમ આપણે ઈચ્છીએ.

પુસ્તકની કિંમત રાખવા બિલકુલ વિચાર ન હતો, પણ સખત મોંઘવારીના કારણે તેમજ ચાર ફર્માના પુસ્તકનો ખર્ચ બ્લોક ફીરમા ઉપરનો બ્લોક વિગેરે ખર્ચને પહોંચી વળાય તેટલું બજેટ અમારી પાસે ન હોવાથી યોગ્ય કિંમતથી પુસ્તક આપવાનું નક્કી કર્યું છે

પુસ્તક ટુંકમાં પ્રેસ હોવાથી યા પ્રુફરીડીંગમાં કોઈ પણ અશુદ્ધિ રહી જવા પામી હોય તો વાચકોની ક્ષમા માગીએ છીએ. અને સુધારી લેવા ભલામણ કરીએ છીએ છદ્મસ્થ હોવાથી જિનાજ્ઞા વિરુદ્ધ કંઈ પણ છપાયું હોય તો અન્તઃકરણથી ક્ષમા પ્રાર્થીએ છીએ.

અજ્ઞાનના અંધકારમાં અટવાયેલા ભવાટવીમાં અથડાતા આત્માઓ આ પુસ્તકના મનન, વાચન અને નિદિધ્યાસનથી સાધનાના સોપાને ચઢી શાશ્વત સુખના ભોક્તા બનો એજ મહેચ્છા.

૬-૬-૬૨ લી.

સારંગપુર, તળિયાની પોળ ભવદીય,

અમદાવાદ ચાંદીલાલ શામળદાસ શાહ.

# આમુખ.

આજે સમસ્ત વિશ્વ કસોટીના પંથે પ્રયાણ કરી રહેલ છે. આવતી કાલ કેવી ઉગશે એ કહી શકાય એમ નથી. માનવમાત્રની સામે કાળ રાક્ષસી પોતાના વિકરાળ દાંત કચકચાવતી લાંબી જિહ્‌વાથી જાણે જીવમાત્રનો કોળીઓ કરી જવા તલપી ન રહી હોય. તેમ ઠેરઠેર અધર્મ, અનીતિ, અપ્રમાણિકતા અને અકર્મોના અનેક રાશિ ખડકેલા જોવાય છે. એ જોઇને સત્વગુણી મહાત્માઓનાં હૃદય ગ્લાનિ અનુભવે છે. આવા પ્રસંગે મહાન પુરુષોની વાણી સંતપ્ત હૃદયોને શાંતિરાહ આપી સાધના માટેની પગથી તરફ વાળે છે, એ સ્વાભાવિક છે.

આ "**સાધનાનાં સોપાન**" માં પણ પ્રાણીઓને ઉત્તમ રાહદર્શક ભોમિયાની ગરજ સારે એવી સુંદર વાનગીઓ રજુ થઇ છે.

પોતાની ધર્મ સાધનાના પ્રભાવે જે જે સુંદર માર્ગો તેમને લાધ્યા તેને માનવપ્રાણીને ઉપયોગી થાય એ દષ્ટિએ પૂજ્ય મુનિરાજ **શ્રી રાજેન્દ્રવિજયજી** મહારાજ સાહેબે પોતાનાં વ્યાખ્યાનો દ્વારા રજુ કર્યાં છે.

સંવત ૨૦૧૭ ના અમદાવાદના ચાતુર્માસ દરમિયાન પૂજ્ય પન્યાસજી શ્રી સુજ્ઞાનવિજયજી ગણિવરની પ્રેરણા અને આજ્ઞાનુસાર તેમના વિદ્વાન સુશિષ્યે આ વ્યાખ્યાનો ચૈત્યપરિપાટી સમયે શહેરના જુદા જુદા લત્તાઓમાં આપેલાં છે. અને તેના શ્રવણનો લાભ તે તે પોળોના હજારો સ્ત્રી પુરુષોએ આનંદ ભેર લીધો છે.

લઘુવયમાં પણ મહારાજશ્રીની વક્તૃત્વકળા અને ધર્મ ભાવનામય વિચારોની શ્રેણી તેમના ધર્મજ્ઞાન–પ્રેમની પ્રતીતિ કરાવે છે.

આ વ્યાખ્યાનો જે શ્રોતાઓએ સાંભળ્યાં હશે તેમનો આત્મા કૃતાર્થ થયો છે. પરંતુ અન્ય માનવોને પણ ઉપયોગી થાય તેવી

ઈચ્છા તે શ્રોતાજનોને ઉદ્દભવી અને પરિણામે રાજનગર સારંગપુર તળિયાની પોળના સજ્જન શ્રાવકોની દ્રવ્ય સહાયથી આ પુસ્તક છપાવી જૈન સમાજમાં વહેતું મૂકાયું છે.

આ નૂતન ઝરણાના દિવ્ય જળમાં જૈન સમાજ નાહીને અને પોતાના જીવન પંથને કલ્યાણપથે સંચરતું બનાવે તો જ વ્યાખ્યાતા અને પ્રસિદ્ધ કર્તાઓના પરિશ્રમને સફળતા સાંપડશે.

હવે આ "સાધનાનાં સોપાન" માં શું શું હશે? એ પર સામાન્ય રેખા દોરવામાં આવે છે.

"સાધનાનો સુવર્ણયુગ" નામનું પહેલું વ્યાખ્યાન તા. ૨૫-૯-૬૧ ના રોજ પતાસાની પોળમાં અપાયું. જેમાં તીર્થ-યાત્રાની જરૂર પર ખાસ ભાર મૂકવામાં આવ્યો અને—સમને માર્ગ ને પ્રભુ દર્શનમાં શ્રદ્ધા રાખનાર તેનું સુફળ પ્રાપ્ત કરે છે ધર્મ સાધવા માટે આજના સમયને કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે સુવર્ણયુગ કહ્યો છે આ યુગને આપણે વ્યર્થ ગુમાવી રહેલા છીએ. કંઈક દેવપાલનું આકર્ષક દૃષ્ટાંત માનવમાત્રને પ્રભુ પૂજન તરફ વળવાની દૃઢ પ્રતિજ્ઞા લેવા તૈયાર કરે છે.

ખારાકુવાની પોળે તા. ૨૬-૯-૬૧ ના રોજ બીજું "વ્યાખ્યાન" અરિહંત દેવની ઓળખ" ઉપર મુનિરાજશ્રીએ આપેલું છે. "તિન્નાણં તારયાણં" જેવા વિશિષ્ટ પ્રકારના વિશેષણને ધારનાર તારક દેવના અતિશયો, પશુ વનાં જન્તુનો ભય દૂર કરી અભયની હિંમત સમજાવી છે. પાષાણ હૃદય માનવોના માનસપલટા થઈ જાય તેવી શક્તિ ધરાવનાર અરિહંત દેવને મહામાહણ, મહાગોપ, મહાનિર્યામક અને મહાસાર્થવાહના બિરુદે બિરદાવી ને તેમની સાચી ઓળખ આપવાનો સાગ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

"**આત્મ ઉજ્જવળતાનાં અનન્ય પ્રતીકો**" સમાં જિન મંદિરો ને જિનબિંબો પર તા. ૩૦-૯-૬૧ ના રોજ **લાબેશ્વરની પોળે** પ્રકાશ પાડ્યો છે, જેમાં જિનદર્શન માટે ચિત્તની વિશુદ્ધિ અને તે માટેની યોગ્ય ભૂમિકાની જરૂર; તીર્થ ભક્તિ માટે ઉદયન મંત્રીની ઉદાર ભાવના, પિતાને પગલે શત્રુંજયનો ઉદ્ધાર કરનાર બાહડ મંત્રીની કાર્યદક્ષતા, 'લક્ષ્મી એટલે શરીરનો મેલ' માનતાં શ્રી સંઘનું બહુમાન–સન્માન અને 'શુદ્ધ ભાવથી આપેલું દાન ક્રોડોના દાનથી પણ વધી જાય છે' એ વાતની પ્રતીતિ દર્શાવતું ભીમા કુંડળિયાનું દૃષ્ટાંત શ્રોતાજનોને રસ ગરકાવ કરી નાખે તેવું છે.

**તા. ૧-૧૦-૬૧** ના દિવસે **સાબરમતી** ના ચૈત્યે પરિપાટી જતાં ત્યાંની માનવ મેદનીને સંબોધીને '**જીવન જીવવાની કલા**' આપેલ પ્રવચન. માનવને ધર્મ ઘેલાં બનાવે છે. દુર્લભ મનુષ્ય ભવમાં ધર્મને ન જાણનારા એકડા વિનાના મીંડા જેવા ગણાય છે. ધર્મ કળાને જીવનમાં ઉતારનાર પલ્લીપતિ જયતાકના પૂર્વ જીવનમાં વેરના વિપાકમાં બળતા ધનદત્ત સાર્થવાહના હાથે સ્ત્રી હત્યા. જયતાકનો માનસ પલ્ટો, ઓઢર શ્રેષ્ઠિનો નોકર, પાંચકોડીના ફુલડે પ્રભુ પૂજન કરવાનું ઉત્તમ ફળ, બીજા ભવમાં કુમારપાલ મહારાજા, કલા સાધવાનું ફળ, ભક્તિ ભાવથી જીવન જીવતાં શાશ્વત સુખનો ભોક્તા. એક પછી એક આવતાં શબ્દ ચિત્રો માનવ ને મુગ્ધ કરી દે તેવાં છે.

'**બંધન અને મુક્તિ**' નામે પાંચમું વ્યાખ્યાન **શાન્તિનાથની પોળે તા. ૨-૧૦-૬૧** ની સવારમાં અપાયું. તેમાં આ પરિવર્તન શીલ જગતનાં ઇષ્ટ અને અનિષ્ટના અજ્ઞાને માનવ પોતાની બેફામ ઇન્દ્રિયોમાં આવતી લોલુપતાથી પરાધીન બની જાય છે તે પર સમ્યગ્ દૃષ્ટિ સુબુદ્ધિ મંત્રીનું દૃષ્ટાંત આપી સમજાવ્યું છે. સત્યજ્ઞાન મેળવવા માટે મમતાને મારવાની શિખામણ આપી છે. વળી '**આશાઓના દાસ છે તે સમગ્ર જગતના દાસ છે, પણ જેણે આશાને દાસી બનાવી છે તેનું જગત દાસ બને છે.** એ સત્ય નિરૂપણ

કપીલ બ્રાહ્મણના દૃષ્ટાંતથી સચોટ સમજાવી "વૃત્તિઓના ગુલામ બનેલા બધાજ પરતંત્ર છે" એ સનાતન સત્ય રજુ કરેલ છે. અને તે પરથી ચંચલ ઇન્દ્રિયો પર લગામ રાખવાની દિવ્ય ચાવી બતાવી છે.

ત્રીજા વ્યાખ્યાનમાં **દોશીવાડાની પોળે તા. ૩-૧-૬૧** ના રોજ શ્રી **'સંઘભક્તિ'** નો મહિમા મુનિરાજશ્રીએ વર્ણવી બતાવ્યો છે. "**સંઘે શક્તિઃ કલયુગે** "એ ભાવનાએ આજના જગતમાં જુદા જુદા ધંધાદારીઓ પણ–એસોસીએશન–સંઘો સ્થાપી પોતાના હિતને સ્પર્શતી બાબતો હલ કરે છે પ્રભુ મહાવીરે સ્થાપેલા ચતુર્વિધ સંઘ એ મહાન તીર્થ સ્વરૂપ છે વળી અરિહંતો પણ "નમોતિત્થસ્સ" કહી જેનું બહુમાન કરે છે એવા મહાન શ્રી સંઘની ભક્તિ કરવી અને શાસનની પ્રભાવનાનો ઉલ્લાસ જગવવો એ પણ મહાન પુણ્યોદયનું કારણ છે. શાસન પ્રભાવક વસ્તુપાલની સંઘ ભક્તિનું ઉદાહરણ આપી "અજબ સંઘ ભક્તિ આત્મ કલ્યાણ સાધવાની જડીબુટ્ટી છે" એમ રજુ કરેલ છે.

**તા. ૪-૧૦-૬૧ ના રોજ ખરતરગચ્છની ખડકી સામે ઝવેરીવાડમાં 'સાધર્મી સેવાનો શુભ સંદેશ'** એ વિષય પર પ્રવચન કરતાં શ્રાવક કોને કહેવાય ? તે વાત સ્પષ્ટ સમજાવેલ છે, સાધર્મિક સેવામાં ગરીબ–તવંગરના ભેદભાવ ન જોવાય, 'જ્યાં સુધી જૈન ધર્મને પામનાર મારો સાધર્મિક ભાઈ ખરાબ સ્થિતિમાં હશે. અર્ધ ભૂખ્યો કે અર્ધવસ્ત્રે હશે ત્યા સુધી મને સુખથી અન્ન નહિ ભાવે" એવી આકરી પ્રતિજ્ઞાને જીવનમા પાળનાર બનતું જોઈએ તે માટે માંડવગઢના મહામંત્રી પેથડશા, ગુર્જરેશ્વર કુમારપાળ, ઝાંઝણશાનાં દૃષ્ટાંતો હૃદયમાં સચોટ લગાવી જાય છે. પૂણીયા શ્રાવકની બાર કોડની પૂંજી પર પણ સાધર્મી ભાઈની ભક્તિ કરવાનો અનોખો પ્રેમ શુભ સંસ્કારનું પાલન કરાવે છે. સાધર્મિક પ્રત્યે સાચી સેવા માટે અંતમાં કહ્યું છે—

સ્વામીના સગપણ સમો, અવર ન સગપણ કોય
ભક્તિ કરો સ્વામી તણી, સમકિત નિર્મળ હોય.

કેટલી ઉદાત્ત ભાવના !

"**સાચા સુખનું રહસ્ય**" દર્શાવતું આઠમું વ્યાખ્યાન **તા. ૬–૧૦–૬૧** ના રોજ વિદ્યાનગરમાં અપાયું છે. સંસારી સુખનાં સાધનો મૃગજળ સમાન છે. એવું પ્રતિપાદન કરતાં સ્વપ્ન સમા સંસારમાં ભવિષ્ય ની ચિંતા ન કરનાર માનવી મોહની મદિરામાં ચકચૂર બની ભાન ભૂલે છે ભોળા તાપસની અજ્ઞાનતાના પરિણામે થયેલી દશા જેવી આપણી દશા થતાં વિવાહની વરસી જેવો ખેલ બની જાય છે. ત્યારે સંસાર નાટકના તખ્તા પ્રત્યે તિરસ્કાર છૂટે છે. એ સત્ય વાત સમજાવી સાચા સુખની પ્રાપ્તિ માટે આ બંધનો ફગાવી દેવાની હિતશીક્ષા મહારાજશ્રી આપે છે.

**તા. ૭–૧૦–૬૧** ના રોજ **દેવશાના પાડામાં** પ્રવચનકાર મહાત્માશ્રી "**સાચા સુખનો સરળમાર્ગ**" દર્શાવે છે ત્યારે અરિહંત પરમાત્માની પૂજાની કિંમત સમજાવે છે. બાહ્યશુદ્ધિ કરતાં આંતરિક શુદ્ધિ પર વધુ ભાર મૂકવાનું કહી કડવી તુંબડીનું દૃષ્ટાંત સરળ ભાષામાં સમજાવે છે. દુન્યવી **સુખોની ભ્રમણા પાછળ દુઃખનોદરીઓ ખળભળતો જ હોય છે. અશાંતિની ભભકતિ આગમાં શાંતિના સામ્રાજ્યની સ્થાપના કેવી રીતે થઈ શકે ?** સુખની શોધમાં નીકળેલા યુવકના ઉદાહરણથી સાચા સુખનો સરળ માર્ગ "ત્યાગ માર્ગ" ની પુષ્ટિમાં દર્શાવ્યો છે. સંસારમાં રહ્યા છતાં તે પ્રત્યે ઉદાસીનતા સેવવી અને આશક્તિ ભાવને ઘટાડવો તેમાંજ સાચું સુખ સમાયેલું છે. એ વાતનું તાત્વિક નિરૂપણ આ પ્રવચનમાં બતાવ્યું છે.

**તા. ૮–૧૦–૬૧** ના રોજ **દશા પોરવાડ સોસાયટીએ** દશમું વ્યાખ્યાન "**શ્રધ્ધા સંજીવની**" ઉપર આપવામાં આવ્યું. સમસ્ત સંસારમાં શ્રદ્ધા–બળ અતુલ છે. આજના વિજ્ઞાનની અકલ્પ્ય સિદ્ધિમાં

શ્રદ્ધા રાખી શકાય છે પણ ભગવાન અરિહંત દેવનાં ફરમાનો અને તેના પાલનમાં અશ્રદ્ધા સેવાય છે એ શું બતાવે છે? ડૉક્ટર ગમે તેવી દવા વિશ્વાસપૂર્વક વાપરવા કહે ત્યારે તે વાપરવી પડે છે ત્યારે પરમાત્માએ સુચવેલ આત્મકલ્યાણ માટેની દવા લેતા સંકોચ અનુભવાય છે; પુષ્પોનું પુષ્પાતન એ શ્રદ્ધાના સહારે પ્રદિપ્ત બને છે અને સ્ત્રીઓનું સ્ત્રીત્વ શ્રદ્ધાબળથી જ ઝળાહળી ઊઠે છે. એ દર્શાવવા મહારાણી મૃગાવતી એ આત્મવિશ્વાસથી ચંડપ્રદ્યોત રાજાની સાન ઠેકાણે લાવી હતી એ વાત સમજાવી શ્રદ્ધાને પુષ્ટિ આપી છે

**ઘાંચીની પોળ તા. ૨૨-૧૦-૬૨ ના રોજ " સાધર્મી સેવાનું સુંદર સ્વરૂપ "** એ વિષય પર અત્યારનું પ્રવચન સાંભળું જૈન શાસનને પ્રાપ્ત કરેલ પુણ્યાત્માઓને મહારાજશ્રી કહે છે કે— જેમણે દીન-ગરીબોનો ઉધ્ધાર નથી કર્યો સાધર્મિક વાત્સલ્ય નથી કર્યું તેમણે પોતાનો જન્મ એળે ગુમાવ્યો છે વરસમાં એકવાર શક્તિ હોય તે પ્રમાણે સાધર્મિક ને પોતાના ઘેર બોલાવી ને હાથ જોડીને આપો. નમ્ર ભાવપૂર્વકની ભક્તિ આલોક પરલોકના આત્મ સુખના માટે છે. શાસ્ત્રાનુસાર અને દ્રષ્ટાંતોના રસમય દ્રષ્ટાંત દ્વારા સાચી સાધર્મિકની સેવા, સાચી સાધર્મિક ભક્તિ, અને સાચો સાધર્મિક પ્રેમ, એ બાબતની પ્રબળ સમજ શ્રોતાજનોના હૃદય મન પર ઊંડી અસર ઉત્પન્ન કરી જાય છે

**'દાન ધર્મની મહત્તા'** ઉપર **કેમ્પ સદરમાં તા. ૧૫-૧૦-૬૨** ના રોજ બારમું વ્યાખ્યાન આપેલ છે જેમાં દાનના પાંચ ભેદ પૈકી આત્મશુદ્ધિ માટે સુપાત્રદાન શાસ્ત્રમાં મહાન ગણેલ છે. તે સમજાવી દાનનો પ્રભાવ વર્ણવતા થી શાલિભદ્રજીના પૂર્વ ભવનો વાર્તા પ્રવાહ ચાલુ થાય છે. દાનનાં ભૂષણ અને દૂષણની સમજ આપી છે. સુકૃત કરણીના ફળ સ્વરૂપે મહારાજને પ્રણામ કરનાર એ શાલિભદ્રના ભવે

અખૂટ રિદ્ધિ સિદ્ધિ મેળવે છે અને તેથીજ ચોપડા પૂજન કરનાર જૈન ભાઈ દિવાળીના દિવસે માગણી કરે છે કે "શ્રી શાલિભદ્રજીની રિદ્ધિ સિદ્ધિ હોજો" દાન ધર્મની મહત્તાને ઉદ્દાર અંતરથી સમજીને પોતાનો આત્મા મન, વચન, કાયાના શુભ યોગોમાં જોડી દે તો માનવ આત્માનું કલ્યાણ થઈ જાય.

**શામળાની પોળે તા. ૧૬–૧૦–૬૧** ના રોજ તેરમું પ્રવચન **"રસનાની રામાયણ"** ના નામે આપેલું છે. પાંચ ઇન્દ્રિયોની ગુલામીમાં આત્માનું અધઃપતન થાય છે. તેમાં પણ સ્વાદની સાથે વચન ઉચ્ચારનું કર્ત્તવ્ય મૂકેલું છે. એટલે માનવ તેને કબજે ન કરે તો કેવા અનર્થો ઉત્પન્ન થાય છે. અને આત્મા કેટલો નીચો ઉતરે છે. તે વાત મંગુ આચાર્યના દૃષ્ટાંતથી મહારાજશ્રીએ દર્શાવી છે. આજના જમાનામાં ભક્ષ્ય–અભક્ષ્ય, પેય–અપેય પદાર્થો જોતાં જ જિહ્વામાં ઉત્પન્ન થતી લોલુપતાથી જ પરતંત્રતા આવી છે. વળી વાણી સ્વાતંત્ર્યના આજના યુગમાં એ લુલીબાઈને ગર્વશીલ બનાવી દીધી છે. પરિણામે ક્રોધ દાવાનળ નગ્ન સ્વરૂપે પોતાની જાળમાં માનવમાત્રને ભરખી રહેલ છે એ જોઈ ખરેખર દુઃખ થાય છે. આવા પ્રસંગે "મૌનમ્ સ્વાર્થ સાધનમ્" સ્વીકારવાની સાચી સલાહ પ્રવચનકારશ્રી આપે છે. અને તે દ્વારા આત્મકલ્યાણ સાધવાના સોપાનની પ્રાપ્તિ કરાવેલ છે.

અંતિમ પ્રવચન પૂજ્ય આચાર્ય દેવેશ શ્રીમદ્ વિજય અમૃતસૂરીશ્વરજી મહારાજ સાહેબના સાનિધ્યે **પાંજરા પોળના વિશાલ પ્રવચન હૉલમાં તા. ૧૭–૧૦–૬૧** ના રોજ **'પ્રગતિના પંથે પૂનિત પ્રયાણ'** એ વિષય પર યોજાયું. આરંભમાં આચાર્ય દેવશ્રીના મંગલાચરણમાં તીર્થયાત્રાનું રહસ્ય સમજાવ્યા બાદ આ પ્રવચન ચાલુ થયું હતું.

**પ્રવચનકાર મહારાજ શ્રીએ પોતાની બાળવયમાં જે સુંદર જ્ઞાનનો અખૂટ ઝરો એકઠો કર્યો છે તેના સ્રોતના વહેણમાં રાજનગરની જનતાને મજ્જન કરાવી આ છેલ્લા પ્રવચન દ્વારા ખૂબ ખૂબ સમજ આપી છે.**

પરમ કલ્યાણની ભાવના માટે જિનાજ્ઞાનો ઉલ્લેખ કરીને આ માનવભવ ને ધર્મારાધનની મોસમ જણાવી છે. અને તે એળે વીતાવનાર મૂર્ખને શું કહેવું? મણિરત્ન અને રત્નાગીના દ્રષ્ટાંતથી આ માનવ ભવરૂપી ચિંતામણી રત્નની અધિક કિંમત કરી બતાવી છે. માથા પર ચાંદીના વાળ ચમકી ઊઠે અને ધીમે ધીમે આયુષ્ય ક્ષીણ થતું જણાશે, ત્યારે સમજશો કે "કાલ કરે સો આજ કર આજ કરે સો અબ" પણ મનુષ્ય ભવ એળે ગુમાવી દેનાર પણ તે સમયે સદ્‌ગુરુનો સંયોગ મેળવી લે તો ઉત્તમ આરાધનાના ફળ સ્વરૂપે તે સદ્‌ગતિનો ભોક્તા થાય એન રાજકુમાર વ કયવન્ન જે સાત બ્બનનો સેવનાર હતો તેના ઉદાહરણથી આલેખિત કરેલ છે

શહેરયાત્રાની પૂર્ણાહુતિ પ્રસંગે તા. ૨૨-૧૦-૬૧ ના રોજ સારંગપુર તળીયાની પોળ. મહાદેવના ખાંચામાં "માનવતાનું મૂલ્યાંકન" એ વિષય પર મહારાજશ્રીની પ્રેરક વાણી ગાજી રહી. જૈન જૈનેતર વિપુલ સંખ્યાએ જેનો શ્રવણલાભ પ્રાપ્ત કર્યો. ત્યારે માનવતાનાં ઉત્તમ લક્ષણો દર્શાવ્યા છે આજના વિશ્વમાં ચાલતી 'ઉલટી ગંગા' 'કંચનના ભાવે કથીર' વહેંચવાની નીતિ, અપ્રમાણિકતાનાં કાર્યો પાછળ સ્વાર્થ જગની લાલસા અને તેથી માનસ્પટન પર કુસંસ્કારોની પડતી છાપ માનવને અધોગતિમાં લઈ જાય છે, તે કોઈ કોનું કાળજું નહિ દુઃખાય!

'માતૃત્વપરકાષ્ઠાનું' ની ભાવના લક્ષ્મણજીનું દૃષ્ટાંત, સાચી માન-
-વતા સમજાવે છે. વિશ્વ વિજેતા મહાન સિકંદર મુસલમાન બાદશાહ
હોવા છતાં પોતાનું જીવન એળે ગુમાવ્યાનો એકરાર; મરણ સમયનાં
ચાર ફરમાનો દ્વારા જગતને આપી જાય છે. કૃપણ શેઠને મહંતના
શબ્દે શબ્દ સાચા માનવ બનાવવા પ્રેરણા કરે છે અને તેથી પોતાને
મળેલી લક્ષ્મી સન્માર્ગે વાપરી નિશ્ચિંત બને છે.

ક્રૂમ–ચામડાનાં બૂટ ચંપલ વાપરવાનો આગ્રહ સેવના સભ્ય
સમાજ ને તેની ઉત્પતિનો કરુણતા ભર્યો હેવાલ હિંસાનું ઘોર
ઉદાહરણ પૂરું પાડે છે અને 'દયા ધર્મ કા મૂલ હૈ' એ તુલસીદાસ
ની ચોપાઈનું ચરણ જીવનમાં ઉતારનારને આત્મવત્ માનવતાનું દર્શન
થશે. એમ દર્શાવી આપેલ છે.

આ પ્રવચનો માનવ સમાજના હૃદયમાં ઉતરે અને
ચીંધેલા સોપાને ચઢીને માનવ ઉર્ધ્વગામી બનવાની તૈયારી કરે એવી
ઉચ્ચ અભિલાષાઓ સેવવામાં આવે છે. આ રસવાટિકાનો સંપૂર્ણ
રસ પીવા માટે સાધનાના પદે પદે ફરીવળવા વાંચક વૃંદને ભલામણ
કરવામાં આવે છે.

લી. સમાજ કિંકર,
**પૂનમચંદ નાગરલાલ દોશી**
**તાલુકાશાળા, હેડમાસ્તર**
**ડીસા ( બનાસકાંઠા )**

ડીસા
**તા. ૧-૧-૬૨**
**( પોસ દશમી )**
**માગશર વદ ૧૦**

## દ્રવ્ય સહાયકોની શુભ નામાવલી

| રૂ. | | | |
|---|---|---|---|
| ૧૦૧ | શા. વાડીલાલ શામળદાસ | નગિનાનીપોળ | અમદાવાદ |
| ૧૦૧ | શુભખાતે એક સદ્ગૃહસ્થ તરફથી | . | ,, |
| ૧૦૧ | શા. નગીનદાસ વાડીલાલ | નગિનાનીપોળ | ,, |
| ૧૦૧ | શા. ભાઈચંદ અમરચંદ | વાનમવાળા | |
| ૫૧ | શા. ચંદુલાલ છબાભાઈ | નગિનાનીપોળ | અમદાવાદ |
| ૫૧ | શા. મણિલાલ વીરચંદ | ,, | ,, |
| ૫૧ | શા. પ્રેમચંદ મોહનલાલ | . | .. |
| ૫૧ | શા. હરજીવનદાસ અમીચંદ | ,, | ,, |
| ૫૧ | શા. નગીનદાસ પ્રેમચંદ | ,, | ,, |
| ૫૧ | ચંદુલાલ ટી શાહની કું. | પાનકોરનાકા | ,, |
| ૩૧ | શેઠ ખેમચંદ અનોપચંદ | પાવડવાળા | |
| ૩૧ | શા. તારાચંદ મિનનીભાઈ | નગિનાનીપોળ | અમદાવાદ |
| ૨૫ | શા. કાન્તિલાલ છોટાલાલ | લખિશ્વરનીપોળ | |
| ૨૫ | શા. બાબાભાઈ કાન્તિલાલ | ઘરાદવાળા | |
| ૨૫ | શેઠ બાદરમલ અનોપચંદ | પાવડવાળા | |
| ૨૫ | શા. છબાભાઈ મહાસુખરામ | નગિનાનીપોળ | અમદાવાદ |
| ૨૫ | શા. ફુલચંદ છગનલાલ | નગિનાનીપોળ | ,, |
| ૨૫ | શા. કાન્તિલાલ ગીખવચંદ | ,, | ,, |
| ૨૫ | શેઠ સજ્યાચંદ અનોપચંદ | ,, | ,, |
| ૨૫ | શેઠ પોપટલાલ અનોપચંદ | ,, | ,, |
| ૨૫ | શા. ચીનુભાઈ શાન્તિલાલ | નગિનાનીપોળ | ,, |
| ૨૫ | શા. કહીરચંદ મગનલાલ | ,, | ,, |
| ૨૫ | શા. હર્ષદભાઈ કેશવલાલ | ,, | ,, |
| ૨૫ | શા. મંગળદાસ પ્રેમચંદ | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| | | તળિયાનીપોળ | અમદાવાદ |
| ૨૫ | શા. મોહનલાલ ઉમેદરામ | ,, | ,, |
| ૨૫ | શા. પોપટલાલ મગનલાલ | ,, | ,, |
| ૨૫ | શા. જીવણલાલ ગુલાબચંદ | ,, | ,, |
| ૨૫ | શા. ચીનુભાઇ ત્રીભોવનદાસ | ,, | ,, |
| ૨૫ | શા. અંબાલાલ લલ્લુભાઇ | ,, | ,, |
| ૨૫ | ગાંધી રમણલાલ મોહનલાલ | સિધ્ધાર્થસોસાયટી, પાલડી | ,, |
| ૨૧ | શાં. ચંદુલાલ ડાહ્યાભાઇ | તળિયાનીપોળ | અમદાવાદ |
| ૧૫ | શા. ખેમચંદ જેચંદભાઇ | થરાદવાળા | |
| ૧૧ | શા. મણિલાલ નથુભાઈ | વામીવાળા | |
| ૧૧ | શા. કકલચંદ ત્રીકમચંદ | ભોરોલવાળા | |
| ૧૧ | શા. પુનમચંદ સોમચંદ | તળિયાનીપોળ | અમદાવાદ |
| ૧૧ | શા. વીરજીભાઇ ધનજીભાઇ | ,, | ,, |
| ૧૧ | શા. ત્રીભોવનદાસ કપુરચંદ | ,, | ,, |
| ૧૧ | શા. ઉગરચંદ મગનલાલ | ,, | ,, |
| ૧૧ | શા. મફતલાલ અંબાલાલ | ,, | ,, |
| ૧૧ | શા. ચીમનલાલ રીખવચંદ | ,, | ,, |
| ૧૧ | શા. શકરચંદ છગનલાલ | ,, | ,, |
| ૧૧ | શા. ચીમનલાલ છનાભાઇ | ,, | ,, |
| ૧૧ | શા. અંબાલાલ વાડીભાઈ | ,, | ,, |
| ૧૧ | શા. બાબુલાલ મોહનલાલ | સિધ્ધાર્થસોસાયટી, પાલડી | ,, |
| ૧૧ | ગાંધી નવનીતલાલ ચીમનલાલ | ,, ,, | ,, |

કુલ ૧૪૦૨)

ॐ

## બુદ્ધિશાન્તિવર્ધક ગ્રંથમાળાનાં

## પ્રકાશનો

૧. સુખનો સિંધુ—લે. પૂજ્ય પં. શ્રી સુનાનવિજયજી ગણિવર જેમાં શ્રાવકના કર્તવ્યોનું સંપૂર્ણ જ્ઞાન તથા છ આવશ્યકોનો સંપૂર્ણ વિગત આપને જાણવા મળશે. કિ. રૂ. ૧

૨. સમકિત સોપાન—સમકિતના ૬૭ બોલનું રસપ્રદ નિરૂપણ. સમકિત કોને કહેવાય? સમકિતી કેવો હોય? વિગેરે સુંદર વર્ણન જેમાં આપવામાં આવ્યું છે કિ. ૫૦ નયા પૈસા

૩. ચૈતન્યવતો ચમત્કાર—લે શ્રી રાજેશ શ્રી નવકાર મંત્રના પ્રભાવને વર્ણવતી અમરકુમારની ત્રિઅંકી નાટિકા કિ. ૨૫ નયા પૈસા

૪. દીક્ષાની દીવાદાંડી—સંસારની મોહ જાળથી દૂર કરવાનો અજબ રસ્તો બતાવનાર આ પુસ્તિકા દીક્ષાર્થીને પૂર્ણ માર્ગ દર્શન આપે છે..... ભેટ મળશે.

૫ સાધનાનાં સોપાન—આપના હાથમાં જ છે—પોકેટ સાઇઝ—ઉપરાંત ૧. ઉપધાનવિધિ ૨ રાત્રિભોજનનાં અનર્થ દોષો ૩. ચૌદનિયમનાં કાર્ડ વિગેરે. પોસ્ટ સ્ટેમ્પ મોકલવાથી ભેટ મળી શકશે.

આજેજ લખો

| | |
|---|---|
| શેઠ શાંતિલાલ આઇદરમલ | પુનમચંદ નાગરદાસ દોશી |
| આયોદય સ્પીનીંગ મીલ સામે, | તાલુકા શાળા, હેડમાસ્તર |
| વડવાડીચાલ અમરવા, | ડીસા |
| અમદાવાદ ૧૧. | (બનાસકાંઠા) |

# અનુક્રમણિકા.

ॐ અર્હમ્

# સાધનાનો સુવર્ણ યુગ

શ્રા. વ. ૧ સોમવાર ૨૫-૯-૬૧ પનાસાની પોળ

## વ્યાખ્યાન પહેલું

શ્રી તીર્થપાન્થરજસા વિરજીભવન્તિ;
તીર્થેષુ બમ્ભ્રમણતો ન ભવે ભ્રમન્તિ ।
દ્રવ્યવ્યયાદિહનરાઃ સ્થિરસમ્પદઃ સ્યુઃ
પૂજ્યાઃ ભવન્તિ જગદીશમથાર્ચયન્તઃ ॥

અનન્ત જ્ઞાની મહાપુરુષો ભવ્યજીવોના પરમ ઉપકારના અર્થે ઉપદેશ આપતા ફરમાવે છે કે આજ સુધી વાસનાને આધીન બની જીવે અનન્તા જન્મ એળે ગુમાવ્યા. જીવનના પરમ ધ્યેયને ભૂલી જઈ હીરાને બદલે પથ્થરને પકડવાની ઘેલછામાં એને સાચવવા પાછળ સમય બરબાદ કર્યો. પણ...ધૂમાડાના બાચકા ભરનારનું પેટ થોડું જ ભરાવાનું હતું?

માટે જ જ્ઞાનીઓ એ જિન દર્શન-સ્તવન-પૂજનની ખૂબ જ મહત્તા બતાવી છે, જ્યારે ભાવનાની એકાકાર પ્રતીતિ સાથે એ પવિત્ર પુરુષોથી પાવન થયેલાં તીર્થ સ્થાનોમાં યાત્રા નિમિત્તે ગમન થાય છે, ત્યારે સાચે જ! ખોવાયેલ આત્મધન પાછું મેળવતાં આરાધકને વાર લાગતી નથી.

તીર્થ યાત્રાનું ફળ—તીર્થના પવિત્ર માર્ગની રજથી યાત્રિક કર્મમળથી રહિત બને છે. તીર્થસ્થાનોમાં પરિભ્રમણ કરનાર ભવ-

(સંસાર)માં ભટકતો નથી. તીર્થસ્થાનોમાં દ્રવ્ય વ્યય કરવાથી આત્મિક સંપત્તિ સ્થિર બને છે. જગત નાયક જગદ્વંદ્ય જીનેશ્વરની પૂજા કરનાં પૂજક પણ અંતે પૂજ્ય બને છે!

એજ પવિત્ર તીર્થયાત્રા માટે ચતુર્વિધ સંઘની સાથે આપણું પ્રયાણ પ્રારંભાઈ ગયું છે. એ પવિત્ર પરમાત્માના દર્શનથી હૃદયમાં દર્શન શુદ્ધિના દીપકો પ્રગટ થવા જોઈએ; તીર્થયાત્રાની કિંમત ત્યારે જ સાચી લેખાશે જ્યારે અંતરના એક ખૂણામાં એ પૂજ્યો પ્રત્યે રાગ પ્રગટ્યો હશે!

**ભાવનાની ભરતી**—પણ એટલું જરૂર યાદ રાખજો કે- આ તીર્થયાત્રામાં મહેફિલ માણવા ખાતર યા તો શહેરને જોવા ખાતર નથી આવવાનું. અહિ તો જેને સંસાર પર નફરત છૂટી હોય. વિષય કષાયની નીબીડ ગ્રંથિથી જે કંટાળી ગયો હોય. જેને વાસનાની નાગચૂડથી મુક્તિ મેળવવી હોય. એ જ આવા પવિત્ર પરમાત્માના દર્શનને હૃદયથી પામી શકે છે. બાકી ભાવ વિનાનાં દ્રવ્ય દર્શનની ખાસ કિંમત નથી; એવાં દ્રવ્ય દર્શન અનંતીવાર કરવા છતાં કદિ કોઈનુંય કલ્યાણ થયું નથી. માટે જ પૂજ્ય આનંદઘનજી મહારાજ ફરમાવે છે કે

દરિશન દરિશન રટતો જો ફીરું; તો રણરોઝ સમાન ।
જેહને પીપાસાહો અમૃતપાનની કીમ ભાંજે વિષપાન ॥

અરેભાઈ! તમે કદિ સાંભળ્યું છે કે! અમૃત પાનની ઈચ્છાવાળો વિષ વેલડીને અટકીને ઉભો રહ્યો હોય? જેને અમૃત પાનની ઈચ્છા જાગી એ તો અમૃતને શોધી જ લેવાનો! બાકી તો ભાવનાની ભરતી જ્યાં ન હોય ત્યાં દર્શન દર્શન શબ્દ રટી રટીને રાજી થનાર તો રણના રોઝ જેવો જ ગણાય.

**દ્રવ્ય અને ભાવ**—આ કથનથી તમે એમ ન માનશો કે દ્રવ્યની કિંમત કંઈજ નથી? દ્રવ્યની જરૂર કિંમત છે. દ્રવ્ય ક્રિયા વિના

આર આવવાના જ નથી. ઉત્તમ પદાર્થનું ભોજન કર્યા પછી જ શારીરિક શક્તિ, માનસિક શક્તિ વાચિક શક્તિનો વિકાસ થાય છે. પણ ઉત્તમ પદાર્થો ખાધા પછી જો એનું અજીર્ણ થઈ જાય તો ! ડોક્ટરને ઘેર જવું જ પડે ? તેવી જ રીતે દ્રવ્ય પણ જો ભાવને ઉત્તેજન આપનારૂં હોય, તો જરૂર એ દ્રવ્યની કિંમત વધી જાય પણ જો દ્રવ્ય વ્યક્તિઓમાં લિપ્તીન રહેલું હોય તે ઝટ મિથ્યાનું ફળ સંસાર. ફળ જરૂર મળે પણ એ ફળ અધ્યાત્મ ભાગ તોડી નાખે. સાધનાના અંકુરને જમીન દોસ્ત કરી નાખે.

શું તમને આવી ક્રિયા પાલવે ખરી ? કે જે જીવનના ઉન્નતિને અપાવી શકે નહિ આત્મતત્ત્વની ઓળખ ન કરાવી શકે ?

**દર્શનનો પ્રભાવ**—શ્રી જિનેશ્વર દેવના, પવિત્ર કરુણા રસ નીતરતા નયનો આપણને ઉપશમ ભાવની ઉત્તમ પ્રેરણા આપે છે ચંડ કૌશિક જેવા મહાપાપી ક્રૂર સર્પ પર પણ એ નયનોનો જાદુ અજબ અસર કરી ગયો; એ મહાપ્રભુના અમીરસ ટપકતા વચનોએ એના આત્મામાં વ્યાપેલા ઝેરને નષ્ટ કર્યું. ત્યારે આપણને એ પરમાત્માનું નમન સ્તવન અને પૂજન શું ન કરી શકે ? પાપીનો પણ ઉદ્ધાર કરવાનું જેના દર્શનમાં અતુલ સામર્થ્ય છે. એવા જગન્નાથ જીનેશ્વર દેવના દર્શન પામીને સત્ય દર્શિન બની જવું જોઈએ. આચાર્ય હેમચંદ્ર સૂરીશ્વરજી મહારાજ ગદ્ ગદ્ કંઠે ગાઈ ગયા છે :—

તવ પ્રેષ્યોઽસ્મિ દાસોઽસ્મિ; સેવકોઽસ્મ્યસ્મિ કિંકરઃ ।
ઓમિતિ પ્રતિપદ્યસ્વ; નાથ ! નાતઃ પરં બ્રુવે ॥

હે ભગવન્ ! તારો ભૃત્ય છું, દાસ છું; કિંકર છું; બસ તું મારો સ્વીકારનો હા' ભણી દે. એનાથી વધુ હું કંઈ જ નહિ

કેટલું ભક્તિનું આક્રંદ હોય ત્યારે આ શબ્દો નીકળે ?

**આપણી પરિસ્થિતિ**—આજે દેવાલયનાં દર્શન કરવા જતાં પણ સંસ્કારને બાધ થઈ જાય છે. ધર્મસ્થાનો ને કર્મસ્થાનોમાં ફેરવવાની

જાણ્યે અજાણ્યે પ્રવૃત્તિ હાથ ધરાય છે. આવી સ્થિતિમાં એ તારકનું દર્શન આપણને ક્યાંથી તારી શકે? જો કે એ તો વીતરાગ છે. એમના રાગ-દ્વેષ જડમૂળમાંથી નષ્ટ થઈ ગયા છે. આરાધક આરાધના કરે યા વિરાધક વિરાધના કરે તો પણ એ તારકની બંને પર સમદૃષ્ટિ જ હોય છે. અભવ્યસંગમદેવે ઘોર ઉપસર્ગ કર્યા. પરંતુ ભગવાન મહાવીરને તેના પર પણ કરુણાભાવ જ હતો. એ બીચારો મારા નિમિત્તે પાપ બાંધી જાય છે એનું દુઃખ હતું.

આપણી પરિસ્થિતિનો જો પૂરો વિચાર થાય તો આપણને લાગ્યા વિના નહિ રહે કે તારકનાં દર્શન થવા છતાં-કરવા છતાં આપણું હૃદય કેમ ઉજ્જવળ નથી બન્યુ? જવાબ સીધો છે કે; હૃદયનો ભાવ અરિહંત દેવો પ્રત્યે વળ્યો નથી. માટે જ સંસારની મ્હોંકાણ મંડાયેલી છે.

**દર્શન કોનાં કરો છો?** :—ભગવાનનાં દર્શન કરવા જનાર શાનાં દર્શન કરે છે? આ પ્રશ્ન જો પૂછવામાં આવે તો સેંકડે પંચાણું ટકા જવાબ સીધો નહિ મળી શકે? કોઈક કહેશે કે પાષાણની પ્રતિમાનાં; કોઈ કહેશે. આદિનાથ ભગવાન કે મહાવીર સ્વામીનાં; પણ સાચો જવાબ શું છે એ સમજવું છે?

ત્યાં (દહેરાસરમાં) દર્શન આપણા આત્મતત્વનાં જ કરવા જવાનું છે. કોઈ નિમિત્ત વિના મનની સ્થિરતા ટકી શકતી નથી. બીજાં આલંબનો કરતાં આત્મતત્વનાં સાચાં દર્શન કરવા માટે અરિહંત દેવની પ્રતિમાનું આલંબન અતિઉત્તમ ગણાય છે.

પરમાત્મા પાસે ઉભેલો આરાધક વિચારે કે એક સમયે અરિહંતો પણ આજ સંસારમાં હતા. પરંતુ એમણે સાચું આત્મધન મેળવી લીધું, આશાના દાસ નહિ બનતાં એ તારકોએ આશાને દાસી બનાવી. અને હું આજ સુધી કાજળ ઘેરી કોટડીમાં મનગમતી મોહમસ્તી માણી રહ્યો છું. પણ હવે તો એક સચોટ આલંબનના

સદારે હું જરૂર ભવ સમુદ્રથી પાર પહોંચીશ એવો નિશ્ચય કરે એનુ નામ સાચું દર્શન; પણ ત્યાં આત્મતત્વના ઊંડાણમાં ઉતરવા જ ઉપની કૃપા ઉતરી પાની હોય ત્યાં બધું જ "એવા આગળ આરગી જેવું"; હવે સમજાયું હશે કે ત્યાં આપણા આત્મત્વનાં જ દર્શન કરવા જવાનું છે.

## પ્રભુ દર્શનનું ચમત્કારિક ફળ

યાસ્યામ્યાતન જિનસ્ય લભતે ધ્યાયશ્ચતુર્થં ફલમ્ ।
ષષ્ઠં ચોત્થિતમુદ્યતોઽષ્ટમમથો ગન્તું પ્રવૃત્તોઽધ્વનિ ॥
શ્રદ્ધાલુર્દશમં બહિર્જિનગૃહાત્ પ્રાપ્તસ્તતો દ્વાદશમ્ ।
મધ્યેપાક્ષિકમીક્ષિતે જિનપતૌ માસોપવાસ ફલમ્ ॥

'હું જિનેશ્વરના મંદિરે દર્શન કરવા જઈશ' આ પ્રમાણેની વિચારણા માત્રથી ચોથભક્તનું ફળ મળે છે (ચોથભક્ત એટલે પહેલું અને પછી આગળ પાછળ એકાસણું અને વચ્ચે ઉપવાસ કરે તે) દર્શન કરવા ઉભો થાય ત્યારે છઠ્ઠનો લાભ મળે, માર્ગના ચાલવા પ્રવૃત્ત થયો ત્યાં અઠ્ઠમનો લાભ. જિનગૃહની નજીક આવે ત્યારે દશ ઉપવાસનો લાભ. મંદિરના દાખલ થતા બાર ઉપવાસનો લાભ જિનમંદિરની મધ્યમાં આવતાં પંદર દિવસના ઉપવાસનો લાભ જિનેશ્વર દેવના જ્યારે દર્શન કર્યાં ત્યારે એક માસ ખમણનો લાભ આત્મા મેળવે છે.

તમે જ્યાં રોજ દર્શન કરવા તો જતા જ હશો ! આ માસ ખમણનો લાભ પણ મેળવતા જ હશો ! કેમ ખરું ને ! પણ એ લાભ મનના તીવ્ર વિશુદ્ધ અધ્યવસાય ઉપર આધાર રાખે છે. જ્યાં મનજ ઠેકાણે ન હોય ત્યાં ગમે તેટલા દર્શન કરો તો એનાથી આત્મ શુદ્ધિ થવાની છે ખરી ! આ ફળ શાસ્ત્રકારોએ બતાવ્યું છે, એમાં ભાવનાની તો પહેલી જ જરૂર રહેશે.

આવું નિર્મલ દર્શન આપણને મળી ગયું છે, અને આટલો લાભ બતાવ્યો છે, એમાં તકેદારી રાખવાની ખૂબજ જરૂર છે.

**અહં અને મમને પહેલાં મારો:**—આ તકેદારી અગત્યની છે. "હું અને મારૂં" એ જ્યાં સુધી એકું છે ત્યાં સુધી સંસારના સમસ્ત જીવો સાચી વસ્તુ પામી શકતા નથી, આજે તો દિવસે દિવસે "અહમ્ અને મમ" ની મમતા વધતી જાય છે. પરિણામે એને પોષવા માટે અનેક પાપાચરણો સેવવાં પડે છે. જ્યાં સુધી આ વિચારણા નહિ આવે ત્યાં સુધી એ તારકની અવજ્ઞા: તારકના શાસનની અવજ્ઞા કરતાં જરા એ પાછું વાળી નહિ જોઈ શકાય. દિવસે દિવસે પોતાના મનઘડંત પ્રશ્નોને સામે લાવી પવિત્ર સ્થાનોની સામે પણ કાદવ ઉડાડનાર નગીરાઓની સંખ્યા વધતી જાય છે. જ્યાં એમનું અહમ્ ઘવાયું ત્યાં એ ઉછળી પડવાના! પછી ભલે એમની સામે અરિહંત દેવ હોય કે સુસાધુઓ હોય! એમને તો પોતાનો માની લીધેલો મતાગ્રહ જ કાયમ રાખવો હોય છે. આવી પરિસ્થિતિમાં પરમાત્માનું પૂનિત દર્શન પણ એ પામર આત્માઓનો ઉદ્ધાર ક્યાંથી કરી શકે?

**આ વાહિયાત વાતો નથી:**—અહમ્ અને મમની લાગણી જ્યારે ભૂલાય ત્યારે જિનદર્શન જરૂર કલ્યાણ સધાવી શકે. અજ્ઞાનીને પણ એ તારકનું દર્શન જ્ઞાન ચક્ષુની ઉજ્જવળ ભેટ આપે છે, સંસારના રોગથી રીબાતાને રામબાણ દવા સમાન એ દર્શન છે. ઉદ્ધારની આશા પણ જેના માટે ન રાખી શકાય એવા આત્માને પણ એ દર્શન ઉગારી શકે છે. આટલી છે એ દર્શનની તાકાત.

માની લેશો નહિ કે આ બધી વાહિયાત વાતો છે. પણ એટલું જરૂર કે મિથ્યાત્વના કાળા ચશ્માંમાંથી સમકિતનું ઉજ્જવળ દર્શન કદિ જ ન થઈ શકે. તેમ સંસારની વાસનામાં ઊંડે ખૂંચેલા આત્માને આ વાતો વાહિયાત લાગે તો નવાઈ નહિ. બાકી શાસ્ત્ર તો તમારી

સામે નક્કર સત્ય હકિકત પૂરી પાડવા હરહંમેશ તૈયાર છે પણ એ શાસ્ત્રોને સાંભળવા કાન જોઈશે. એ શબ્દોને ધારણ કરવા હૈયું જોઈએ.

**સુવર્ણયુગ**—આજે આપણે આપણી જાતને મહા ભાગ્યશાળી માનવી જોઈએ કારણ કે આપણને એ પરમાત્માનું સાચું દર્શન મળ્યું છે. તીર્થસ્પર્શના મળી છે કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રાચાર્ય મ. તો ફરમાવે છે કે—

યુગાન્તરેષુ ભ્રાન્તોઽસ્મિ: ત્વદ્દર્શન વિનાકૃત: ।
નમોઽસ્તુ કલયેયત્ર. ત્વદ્દર્શનમજાયત ॥

બીજા યુગોમાં પણ હે ભગવાન! તારા દર્શન વિના આજ સુધી મારી ભવોની ભ્રમણા ચાલુ જ રહી પણ આ કલિયુગને હું નમસ્કાર કરું છું કે જે યુગમાં તારા દર્શનને હું પામી શક્યો કલિયુગમાં પણ સાધક જો સાધવા માંગે તો સુવર્ણયુગ પ્રકટાવી શકે છે—આ કલિયુગમાં આરાધના થશે નહિ એવું બોલશો નહિ

" મારે તો સુષમાથી દુષમા અવસર પુણ્ય નિધાનજી "

કલિયુગમાં પણ જો થોડી ભાવ સભર સાધના થાય તો જરૂર તરી જવાય—આરાધક પ્રત્યેક પળે જીવનમાં શક્ય જાગૃતિ રાખવી જ જોઈએ

આવી સાચી ભાવના જાગી જાય તો પછી કમાણી થાય જ્યાં એ આરાધક પીછેહઠ નથી કરતો. આત્માનંદનો અખૂટ ખજાનો એને મળી જાય છે.

**દેવપાળની દેવપૂજા**—અચલપુરના જીનદાસ શેઠને ત્યાં દેવપાળ નામનો એક નોકર હતો. દેવપાળ રોજ શેઠને ભગવાનની પૂજા કરતાં જુએ છે અને હૃદયમાં આનંદિત બને છે ભગવાન પ્રત્યે એને વિશ્વાસ—અતૂટ પ્રેમ ધીરેધીરે ઉત્પન્ન થતો જાય છે. જે કુળના જે સંસ્કાર હોય છે તે સંસ્કાર પોતાના બાળક બાલિકા પર તો જરૂર અસર

કરે જ. સાથે સાથે નોકર ચાકર પણ એ ઘરના સંસ્કાર જોઈ જીવન ઘડતો જાય, આજે તમારા કુલના સંસ્કાર ક્યા ? તમારા ત્યાં જન્મ લેનાર જો કુસંસ્કારથી વાસિત થતો હોય તો એના જવાબદાર તમે છો એ ભૂલશો નહિ. કદાચ ભવિતવ્યતાના યોગે તમારાં પુત્ર પુત્રીઓ ન પામે એ વાત જુદી છે. પણ તમે કયા સંસ્કાર આપો છો ? એની નોંધ તમારી પાસે છે ખરી ?

**શ્રદ્ધા ફળી અને મૂર્તિ મળી**—પેલો દેવપાળ હૃદયની શ્રદ્ધા ને અડગ બનાવતો જાય છે. એક દિવસ વર્ષા ઋતુમાં નદીના કાંઠે ગાયો ભેંસો ને ચરાવતો ઉભો હતો. એના હાથમાં કડીવાળી મજબુત ડાંગ હતી. મજબુત બાંધો અલમસ્ત શરીર, દેવપાળ પોતાની ડાંગથી જમીનને ખોદી રહ્યો છે. થોડીવારે એની ડાંગ સાથે કોઈ મજબુત વસ્તુ ટકરાઈ. એણે નીચે જોયું. કુતુહલવૃત્તિથી રેતી દૂર કરતાં તેને જણાયું કે અહા ! આ તો મારા શેઠ જે દેવની પૂજા કરે છે એજ દેવ ! મારાં અહોભાગ્ય જાગતાં કે મને આવા દેવ મળ્યા; એની શ્રદ્ધા આજે ફળી હતી. બસ એ તો ભગવાનને જોઈ ગાંડો ગાંડો બની ગયો. “મને મળીયો મારો નાથ ! પૂર્વના પુણ્ય પ્રતાપે રે” એ તો ભગવાન આગળ નાચી રહ્યો. કુદી રહ્યો.

**હૃદયના શુદ્ધ ભાવોનો આવિર્ભાવ શું કામ કરે છે ?** વિચારજો કે નોકર છે. આજ સુધી એને કોઈએ આ સંસ્કાર સીંચ્યા નથી. વિધિ શું અવિધિ શું એતું એને જ્ઞાન નથી. પૂજા કઈ રીતે થાય એ જાણતો નથી પણ અહિં કેવળ એના હૃદયના શુભ ભાવો આપણે જોવાના છે, હૃદયના ભાવોનું વલણ જ્યારે અરિહંતોની ઉપાસના તરફ વળ્યું ત્યારે સમજી લેજો કે જરૂર ! એ જ ઉત્તમ ભાવના સેવાના મીઠા મેવા અપાવી શકે છે.

દેવપાળે તો નાની પર્ણકુટિર (ઝુંપડી) બનાવી તેમાં ભગવાનને પધરાવ્યા—નદીના શુદ્ધ પાણીથી સ્નાન કરાવી. પ્રતિમાજીને સુગંધી

પુષ્પો ચઢાવ્યાં. તે જ વખતે તેણે નિયમ ગ્રહણ કર્યો કે હે ભગવાન્! આજથી તારી પૂજા કર્યા સિવાય હું કદિ ભોજન નહિ કરૂં! આ નિયમ શું સૂચવે છે? કોણ એને ગુરુ મળ્યા? ક્યા ધર્મને એ પામ્યો હતો?

પાકેલું પેપર પછી પ્રભુઃ—અને આજનુ તમારૂ જીવન કેવું? જરા જીવન પર વિહંગાવલોકન કરજો! રોટીની સાથે તમે પણ તમારૂં ઉદ્ઘાટન ચાલુ કરી દીધું છે પ્રભુના દર્શન માટે હૃદયમા તમન્ના નથી. ઇચ્છા નથી. અને પછી કોઈ વધુ કહેવા જાય તો તમારી પાસે પોપટ રામ રામ જેવા ગોખી રાખેલો પેલો ઉત્તર તૈયાર છે. 'નો ટાઇમ' જ્યારે સવારમા ઉઠતા દાતણની સાથે સાથે પેપરનું પરાવર્તન ચાલતું હોય. એમા કલાક વહી જાય, આજના યુગનુ એ તો એ પરમ કર્તવ્ય બની ગયુ છે. પછી ભલે ગાઢ કર્મબંધ થતા હોય એની આજની દુનિયાને ક્યા પડી છે?

અને કદાચ ભૂલેચૂકે કોઈ પ્રભુ દર્શન કરવા જતા હશે તો કઈ રીતે? પહેલું પેપર પછી ચા પાણી અને બધાજ કામથી પરવારી દુકાને જતાં જતાં રસ્તામાં દેવદર્શન કરી આવે! આવુ વેઠીયામનું દેવદર્શન આજ્ઞાના બહુમાન વિનાનુ જિનદર્શન તમને કઈ રીતે આત્મશાંતિ અપાવી શકે?

સંસારની પાછળ ૨૪ કલાક રસપૂર્વક વ્યતીત કરનાર જૈન થોડો સમય પણ ખૂબ શાંતિથી પરમાત્માનુ દર્શન કરતા શીખી જાય તો જરૂર વીતરાગ શાસનની સાચી આરાધના એ પામી શકે છે

કોણ ઉત્તમ? દેવપાલ કે તમે! દેવપાલનો નિયમ તમને કંઈ બોધપાઠ આપે છે ખરો! હૃદયમાં લાગે છે કે અમે જૈન બન્યા જૈન કુલને પામ્યા. જિનેશ્વરને દેવ તરીકે મેળવ્યા—ત્યારે દેવપાલે આમાનું કશું જ નથી મેળવ્યું. છતાંય ઉત્તમ કોણ? દેવપાલે નિયમ

લીધો પણ એય તમારા જેવો નહિ. કદાચ મનથી–યા તો સદ્ગુરુના મુખથી નિયમ લો, અને જ્યારે કસોટી પડે ત્યારે શું કરો ? એ તો તમે જાણતા જ હશો ને ?

"આવો મારી મા. શીરા ઉપરથી ઉતરી શાક ઉપર જા" નિયમને પલટાવતાં વાર લાગે ખરી ? **જ્યાં દૃઢ મનોબળ નહિ ત્યાં પળ પણ શાંતિ નહિ'** એ સિદ્ધાંતને હૃદયમાં લખી રાખજો.

દેવપાળની શ્રદ્ધા અડગ હતી. પ્રતિજ્ઞા અચલ હતી. સાથે એનું મન મજબુત હતું.

**કપરી કસોટી:** નિયમને રસપૂર્વક પાળતો દેવપાળ દિવસો વીતાવી રહ્યો છે. એક વખત વર્ષાઋતુના સમયે સાત સાત દિવસ મુશળધાર વરસાદ વરસ્યો. જમીન જળબંબાકાર બની ગઈ. નદીમાં પૂર આવ્યું. સામે કિનારે જઈ શકાય એવી સ્થિતિ નથી. દેવપાળ પ્રતિજ્ઞા પૂર્ણ કર્યા વિના પારણું પણ કરતો નથી. જેણે જીંદગીમાં ઉપવાસ નથી કર્યો એના માટે સાત સાત દિવસ ભૂખના કડાકા; શેઠ એને સમજાવે છે. જ્યારે એ પોતાની પ્રતિજ્ઞા શેઠને જણાવે છે શેઠ એને નવરાવી પોતાના ગૃહમંદિરમાં પૂજા કરાવે છે. ભાવથી દેવપાળ પૂજા કરે છે પણ.....પારણું નથી કરતો.

આવું આત્મબળ એને કોણે આપ્યું ? અને સાથે સાથે એ પણ વિચારજો કે આવી સ્થિતિમાં કદાચ આપણે હોઈએ તો શું સ્થિતિ થાય ? પ્રતિજ્ઞાને બીજી રીતે પૂરી લઈએ અથવા તો આ તો કલિયુગ. એમાં આવી શ્રદ્ધા રાખવા જતાં–"ધર્મના નામે ધાડ ઉડે" એવું બાલીશ વચન બોલતાં પણ જરાએ શરમ આવે ? નહિ જ.

આઠમે દિવસે નદીનું પૂર ઉતર્યું. દેવપાળ ગાયો ભેંસોની સાથે પોતાના સુખ દુઃખની સહચરી પેલી ડાંગને સાથે લઈ ઉપડયો નદીના પેલા કિનારે—સાત દિવસ એ દેવાધિદેવનાં દર્શન નથી થયાં તેનું ભારોભાર દુઃખ તેને થાય છે.

**દર્શન વિનાનો દિવસ ખટકે ખરો?** દર્શન વિનાનો એક દિવસ પણ ખાલી જાય તો એ તમને ખટકે ખરું? આજે એ દેવાધિદેવનાં દર્શન ન પામી શક્યો એટલો હું પાપી.. એવું થાય ખરું? પણ એના બદલે એ જરૂર ખટકતું હશે. આજે સીનેમા ગૃહમાં હું હાજરી ન પુરાવી શક્યો! ચેનતાની કડક ચાનો ચસકો ન મળવા શક્યો! એનું દુઃખ ઘણાને થતુ હશે. આ બધુ જ વિચારવા જેવાં અહેજે લાવ્યા વિના નહિ રહે કે હજુ એ પરમાત્માના શાસનને હૃદયથી સ્પર્શ પણ કરી શકયા નથી. જો એ શાસન સ્પર્શ્યું હોત તો પ્રભાતમાં જ્યાં સુધી દેવાધિદેવનાં દર્શન ન થયાં હોય ત્યાં સુધી તમને ચેન પડે નહિ. દેવપાલ પર્ણકુટીમાં દેવાધિદેવનાં દર્શન કરવા આગ્રહ ધપી રહ્યો છે. ત્યાંજ તેણે વિકરાળ સિંહને જોયો. પણ એના હૃદયમાં જરાય ભય નથી ડર નથી. એને તો દેવાધિદેવનાં દર્શન કરવાં છે. પૂજન કરવું છે સિંહને પણ ગણકાર્યા વિના ભાવથી પૂજન કરી ગદ્ગદ્ કંઠે બોલ્યો

હે સ્વામિન્! ભગવન્! તારા દર્શન વિના મારા સાત દિવસ અરણ્ય ભૂમિમાં ઉગેલા વૃક્ષોના ફળની જેમ અકૃતાર્થ નકામા ગયા!

હૃદયમાં કેટલું દુઃખ છે? કેટલો વલવલો છે? આવી જે વિચારણા આવી જાય તો આજ સુધીનો કરાતો બધો પરિશ્રમ સફળ મનાય.

**એની ભક્તિથી દેવ પ્રસન્ન થયા**—આવી આવી ભક્તિ આવો અપૂર્વ ઉત્સાહ અરિહંત પ્રત્યેનો અપૂર્વ અનુરાગ જોઈ અધિષ્ઠાયક દેવ પ્રસન્ન થાય છે. તમને થતું હશે કે એ નોકરને દેવ પ્રસન્ન થયા, જ્યારે આજ સુધી અમને દેવ પ્રસન્ન ન થયા; કેમ, આવી ભાવના જાગે છે ખરી? સમજી લેજો કે જ્યાં સુધી હૃદયમાં આવી ભાવના જાગતી હશે, ફળની કાંક્ષા બેઠી હશે ત્યાં સુધી તમને તે દેવત્વ તેના રૂપે ફળદ બની શકવાનું નથી

કર્મણ્યેવાધિકારસ્તે; મા ફલેષુકદાચન ।

આપણો અધીકાર કેવળ ક્રિયા કરવામાં જ છે. ફળ ઉપર અધીકાર કદિ હોઈ શકે નહિ અને જ્યાં ફળ પર દષ્ટિપાત પણ થયો ત્યાં પરિણામ પ્રાયઃ શૂન્ય આવવાનું !

દેવપાળની દેવ પ્રસન્ન થાય તેવી ભાવના ન હતી તેને તો પોતાના સુકર્તવ્ય પ્રત્યે અચલ અનુરાગ હતો.

**રાજ્યપ્રાપ્તિ**—પ્રસન્ન થયેલા દેવે કંઈક વરદાન માગવા કહ્યું. દેવપાળે થોડી ક્ષણ વિચાર કરી જવાબ વાળ્યો. દેવ! જો આપ પ્રસન્ન થયા હો તો મને આ નગરનું રાજ્ય આપો. દેવ "તથાસ્તુ" કહી અંતર્ધાન થયા.

સાત દિવસમાં એ નગરનો અપુત્રીયો રાજા મરણ પામ્યો. પ્રધાનોએ નવા રાજાને શોધવા પંચદિવ્ય પ્રકટાવ્યાં; હાથણીએ અરણ્યમાં ફરતાં ફરતાં જ્યાં દેવપાળ છે ત્યાં આવી એના પર કળશ ઢોળ્યો. ચામર વીંઝાવા લાગ્યાં. હયો (ઘોડાઓ) હેષારવ કરવા લાગ્યા. પ્રધાનો નવા રાજાને હાથણી પર બેસાડી વાજતે ગાજતે નગરમાં લાવી રાજ્યાભિષેક કરી રાજગાદી પર બેસાડયો. પણ તેની આજ્ઞા કોઈ માનતું નથી. પ્રધાનો વિગેરે લાચાર થઈ ગયા. દેવપાળને તો કશી ચિન્તા નથી. **જેણે આપ્યું છે એજ રક્ષણ કરશે.** એવો એને આત્મવિશ્વાસ છે.

અરિહંતનું ધ્યાન ધરતો દેવપાળ બેઠો છે. ત્યાં જ રાજ્ય આપનાર દેવ હાજર થયો. દેવપાળ તું ચિન્તા કરીશ નહિ. આ રાજ્ય તારું જ છે, રાજ્યનો સાચો સ્વામી તું જ છે. તને નોકર માની તારી અવજ્ઞા કરનાર આવતી કાલેજ તારા શરણે આવી જશે.

કુંભારને આજ્ઞા આપી માટીનો મોટો હાથી બનાવી સોનાની અંબાડી એના ઉપર મૂકી શત્રુઓ સામે તું જજે, બસ તારો વિજય જ છે, માટે ચિન્તા કરીશ નહિ. દેવે વિજયનો માર્ગ બતાવતાં જણાવ્યું.

બીજે જ દિવસે માદીના હાથી પર સોનાની અંબાડી લદાઈ ગઈ. લોકો તેના આ વર્તનથી હસી રહ્યા છે. મશ્કરી કરી રહ્યા છે. પણ એને તો કોઈનું કહ્યું જ સાંભળવું નથી.

વિશ્વાસનું અપૂર્વ સ્થાન જ્યાં જામી ગયુ ત્યાં પછી પુણ્યનાં પનોતાં પગલાં પડવા માંડે છે. દુનિયા ભલે હસે પણ દેવપાલ પોતાની મનિતાથી નહિ ખસે. એ તો માદીના હાથી પર ચઢી ગયો. હાથી દૈવી પ્રભાવથી ચાલવા માંડયો.

કુતૂહલ વૃત્તિ શાન્ત થઈ ગઈ ગંભીર નયને બધા જ ચમત્કારિક દ્રશ્યને જોઈ રહ્યા. એનામાં માદીના હાથીને ચલાવવાની શક્તિ છે. એનામાં બીજી કઇ શક્તિ નહિ હોય ? ભયભીત બનેલા રાજાઓ દેવપાળના શરણે ગયા. વિજયી બનેલો દેવપાલ નગરમાં આવ્યો.

ભવ્ય જિનમંદિર બંધાવી એમાં એણે આદિનાથ ભગવાનની મૂર્તિ સ્થાપન કરી. દરરોજ નિયમ પ્રમાણે પૂજન કરવા લાગ્યો.

મહારાજા દેવપાળે પૂજન પ્રભાવના કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું, પ્રાન્તે પ્રવજ્યા ગ્રહણ કરી દેવપાળ દેવલોકે ગયો.

રંકમાંથી રાજા બન્યો રાજા બનીને તીર્થંકર નામ કર્મ પણ બાંધ્યું. આવી છે. અરિહંત દેવોની ઉપાસના.

એજ અરિહંતોની ઉપાસના આજે તમને મળી છે. હવે તો માત્ર તે અરિહંત પરમાત્માના શરણે જઈ સાચી આત્મ શુદ્ધિ થાય એજ ઇચ્છવું યોગ્ય છે.

કલિયુગ હોવા છતાં જો સાધક ધારે તો એજ કલિયુગને સાધનાના સુવર્ણ યુગમાં ફેરવી શકે તેમ છે. પણ જ્યાં આત્મ-વિશ્વાસ જ ન હોય અતુલ શ્રદ્ધા ન હોય ત્યાં તો ભાવ નિર્ધનને પામીને પણ આત્મા હારી જાય:—

"અન્યથા શરણં નાસ્તિ" આવી એકાગ્ર ભાવનાથી જગતના સમગ્ર જીવો અરિહંતોની ઉપાસના કરી કલ્યાણ સાધો

સ્થૂલનાં બંધન છોડી સૂક્ષ્મના તરફ જ્યારે પગરવ થશે ત્યારે જ આવી આત્મહિતકર વસ્તુ મળી શકશે.

# અરિહંત દેવની ઓળખ

ભા. વ. ૬ શુક્રવાર તા. ૨૯-૯-૬૧ ખારાકુવાની પોળ

## વ્યાખ્યાન બીજું

રાગદ્વેષ વિજેતારં જ્ઞાતારં વિશ્વવસ્તુન : ।
શક્રપૂજ્યં ગિરામીશં તીર્થેશં સ્તુતિમાનયે ॥

પરમોપકારી અરિહંત દેવોના ઉપકારનું અનન્ય ઝરણું આપણા પર વહી રહ્યું છે. એ અનન્ત ઉપકારના અમીઝરણામાં સ્નાન કરી અનેક આત્માઓ ભવરોગથી મુક્ત બની અવ્યાબાધ સુખને પામી રહ્યા છે. આવા અરિહંત દેવોની સાચી ઓળખ જો થઇ જાય તો જરૂર આપણું કલ્યાણ થઈ જાય.

અઢાર દુષણોથી રહિત આઠ પ્રતિહાર્યથી યુક્ત. ચોત્રીશ અતિશયથી શોભતા શ્રી અરિહંત દેવો ભવાર્ણવમાં ડૂબી રહેલા પામર પ્રાણીઓના માટે અપ્રતિમ આલંબન સ્વરૂપ છે.

**તારક તો જરૂર તારે:**—હૃદયના તારેતાર અરિહંતમય બની જાય. વાણીથી એમનું રટણ ચાલુ હોય. કાયા એ અરિહંતોની ઉપાસના માટે તલસી રહી હોય તો એ તારકો **"તિન્નાણં તારયાણં"**ના વિશિષ્ટ વિશેષણને ધારણ કરવાવાળા છે, માટે જરૂર તારે.

આત્મનો શુભ ભાવજો અરિહંતની ઉપાસના તરફ વળે તો રાગ-દ્વેષની જટીલ ગ્રંથીનો જરૂર છેદ થઈ જાય.

પણ...એ તારક મળે. તારકનું પવિત્ર શાસન મળે છતાંય મન ભવની ભ્રમણામાં ભટકતું હોય. શરીરના શણગાર પાછળ અમૂલ્ય

સવાસો યોજન સુધી પ્રાયઃ રોગ મરકી, વૈર, અવૃષ્ટિ અતિવૃષ્ટિ વિગેરે થાય નહિ. આવા તિર્થંકર દેવોની સ્તુતિ ખરેખર ! આત્મામાં અનંત અનંત ઉજ્જવલ પ્રકાશને ન પાથરે એ બને જ કેમ ?

પૂજ્યની પૂજાએ પૂજક આત્મા પૂજ્ય બની શકે છે એ વાત સુનિશ્ચિત છે.

**મહા માહણ:**—અરિહંત દેવો "મહા માહણ" કહેવાય છે. પોતે સર્વ કર્મથી મુક્ત થયા છે. કર્મના બંધનોથી સર્વથા રહિત થયા છે. અને જગતના સમગ્ર જીવોને પણ સાધનાનો સદ્બોધ આપી ગયા છે.

"મહા માહણ" એ વિશેષણ જગતના જીવોને જણાવે છે કે "કર્મથી તમે હણાશો નહિ. હણાશો નહિ. આજ સુધી રાગદ્વેષની રીબામણીમાં સંસારના કીરમજી રંગે રંગાઈ અનેક પાપાચરણો કર્યાં. દુઃખ અને દુર્ગતિના બાહુ પાશમાં પકડાઈ જઈ જીવન બરબાદ કર્યું. પણ જો જો હવે ધ્યાન રાખજો. હવે કર્મથી હણાતા નહિ."

**પણ આ સમજે કોણ?** ભવાભિનંદી જીવની સામે અરિહંતનું આ વિશેષણ શું કામ કરી શકે? વાસનાની ભઠ્ઠીમાં સળગતા આત્માનું ખમીર ઉછળતું નથી. જેને કર્મશત્રુ તરફથી જરાપણ ભય ન હોય—આત્મતત્વ તરફ લક્ષ્ય ન હોય એવા આત્માને પરમાત્માનું "મહા માહણ" વિશેષણ કર્મશત્રુથી નહિ હણાવાની પ્રેરણા ક્યાંથી આપી શકે ?

મહારાજા ભરતઃ ૭ ખંડના અધિપતિ હતા. ચૌદ રત્ન તથા નવનિધિના સ્વામી હતા. છતાંય એમાં એમને લાગતું હતું કે આ બધી આળ પંપાળ મને જકડી લેશે. ભવ સમુદ્રમાં ગબડાવી મૂકશે. મારા આત્માનું અધઃપતન કરાવશે.' માટે એમણે સાધર્મી બંધુઓનો સમુદાય રાખ્યો હતો–એક તો સાધર્મી ભક્તિ થાય એ ઉદ્દેશ હતો.

અને બીજી તરફ જમ્યા પછી અવાજ આવતો સાથે મળી ભરત મહારાજાને સંબોધી અમુક શબ્દો બોલતા હતા. શું બોલતા હતા તે જાણો છો?

'જિતો ભવાન્, વર્દ્ધતે ભીઃ; તસ્માન્ મા હન માહન !

કર્મ શત્રુથી આપ જીતાયા છો અર્થાત્ કર્મ શત્રુઓએ આપને જીતી લીધા છે. દિવસે દિવસે ભય વધતો જાય છે. માટે કર્મ શત્રુથી હણાશો નહિ. હણાશો નહિ.

અને એ આદર્શ શ્રાવકો હમેશ પણ દિશા થાય ત્યાં જઈ 'હણાશો નહિ હણાશો નહિ.' આ પ્રમાણે શબ્દો ઉચ્ચારતા.

છ ખંડના અધિપતિ ભગવાન્ ઋષભદેવના પુત્ર મહારાજા ભરતને જ્યારે ભય વધે છે તો પછી આપણે કેટલું જાગૃત રહેવાની જરૂર છે! એ સમજાય તેવું છે.

ધર્મ કરવા છતાંય મન ચોંટતું નથી?—આજે કેટલાક બૂમ પાડતા હોય છે કે અમારું મન ધર્મમાં ચોંટતું નથી. ધર્મ આરાધવા છતાંય હૃદયમાં ધર્મ ઉતરતો નથી. એની પાછળનું કારણ કદિ તપાસ્યું છે ખરું? વાસ્તવમાં કર્મ શત્રુના ભયને નહિ જાણી શકનાર આત્માનું ધર્મમાં કદિ મન ચોંટે નહિ. ધર્મ આરાધન કરતાં એનું મન તો વિષયોની મહેફિલમાં માણતું હોય! પછી સ્થિરતા આવે ક્યાંથી?

મૃત્યુનો મહાભય:—એક વખત એક સંન્યાસી પાસે કોઈ ગૃહસ્થ આવ્યો. કેટલીક ચર્ચા પછી એણે મહાત્માને પૂછ્યું. મહાત્માજી! આપની કહેલી બધી વાત સાચી. પણ મારું મન ધર્મમાં બિલકુલ ચોંટતું નથી. એનો કોઈ આપ ઉપાય ન બતાવો?

મહાત્માજી આછું હસ્યા. પછી તુરતજ ગંભીર વિચારણામાં ગરકાવ બની ગયાં. પેલો ભક્ત એમની સામે ટીકી રહ્યો.

મહાત્માજીનું મુખ મ્લાન થયેલું જોઈ તે એકદમ ગભરાઈ ગયો. થોડી ક્ષણોના મૌન પછી મહાત્માએ ઉચ્ચાર્યું. 'ભાઈ! તારા પ્રશ્નનો જવાબ તો તને પછી મળશે. પણ તે પહેલાં તને હું એક ખાસ વાત કહેવાની તો ભૂલી જ ગયો. જો સાંભળ!

આજ રાત્રે મને સ્વપ્ન આવ્યું હતું. જેમાં મેં જોયું કે તારૂં આયુષ્ય ફક્ત સાત દિવસનું છે.

ભક્ત તો યોગીનાં આ વાક્યો સાંભળતાં જ હેબતાઈ ગયો. સાત દિવસનું આયુષ્ય? વિકાર અને વિલાસમાં જીંદગી બરબાદ કરનાર મારી શી દશા થશે? સાર્થકતાના સોપાને પગ મૂકવાની મારી યોગ્યતાનું આજ સુધી મેં મારી જાતે જ લીલામ કર્યું. પણ... હજુ વાંધો નથી. કારણ સાંધો મારવાનો સાત દિવસનો સમય છે.

ભોળો ભક્ત ઘેર ગયો. મીનીટ, કલાક, દિવસો ઓછા થતા જાય છે. તેમ તેમ તે ધર્મમાં વધુ દઢ બનતો જાય છે.

**અમને આયુષ્યની ખબર પડે તો?**—તમે પણ બોલતા જ હશો કે અમને કોઈ જ્ઞાની અમારૂં આયુષ્ય જણાવે તો અમે પણ આરાધનામાં ઉદ્યમશીલ બની જઈએ. પણ એ બધું બોલવામાં જ. કર્તવ્ય પાલનની જ્યારે કંઈ પણ વાત આવશે ત્યારે બધાંને સારી રીતે કપડાં ખંખેરતાં આવડે છે. શાસ્ત્રકારો તો કહે છે કે—

અનિત્યાનિ શરિરાણિ; વૈભવો નૈવ શાશ્વતઃ।
નિત્યં સન્નિહિતો મૃત્યુઃ; કર્તવ્યો ધર્મ સચ્ચયઃ॥

શરીર અનિત્ય છે. વૈભવ શાશ્વત નથી. મૃત્યુ મુખ ફાડી માનવ માત્ર સામે જોઈ રહ્યું છે. માટે જ ધર્મસંચય કરવો જરૂરી છે. આ

## પાષાણ હૃદયીને પ્રભુ પણ શું કરે?

સદ્ધર્મબીજવપનાનઘ કૌશલસ્ય;
યલ્લોક બાન્ધવ। તવાપિ ખિલાન્યભૂવન્।

તન્નાદ્ભુતં ખગકુલેષ્વિહ તામસેષુ;
સૂર્યાંશવો મધુકરિચરણાવદાતાઃ ॥

હે લોક બંધુ! ઉત્તમ ધર્મ રુપી બીજને વાવવામાં શ્રેષ્ટ કુશળતાવાળા આપ પણ ઉખર ભૂમિમાં થોડા જ બીજ વાવી શકવાના છો? એમાં દોષ આપનો નથી. તે ભૂમિનો જ છે— સૂર્યના તેજસ્વી કિરણો પણ ઘૂવડ સમાજને અંધત્વમાંથી મુક્ત કરી શકતાં નથી. તેમાં દોષ કિરણોનો તો ન જ ગણાય માટે જ કહેવું પડશે કે જેનું હૃદય પાષાણ સમુ છે તેને સાક્ષાત્ પ્રભુ મળે તો પણ કશું ન વળે! પાષાણ પર પંકજ કદિ ન ઉગે.

પરમાત્મદશા તરફ લક્ષ્ય જાય. ભવ્યાત્માઓને પોતાનું ભવાભિનંદીપણું ખટકે. તો જ અરિહંત દેવોની સાચી ઓળખ થાય. અને ઓળખ થયા પછી એમના ઉપદેશ તરફ ઉપેક્ષા અને અરુચિ ટળતી જાય. હૃદયમાં ઉલ્લાસ જાગે તો જ કર્મશત્રુઓ દૂર ભાગે.

મહાનુભાવો! મહામાહણ વિશેષણ કેટકેટલું સૂચવી જાય છે? સંસારના લાવારસમાં ભડકે બળતું જીવન વીતાવતા આપણને સાચું ઉદ્બોધન આપી જાય છે. જાગૃતિનો અમર સંદેશ આપતું જાય છે. જો વિવેકચક્ષુ કામે લાગી જાય તો અરિહંતોની ઉપાસના આપણામાં અરિહંત પણું જરૂર પ્રગટાવે.

**મહાગોપ**—અરિહંત દેવોનું બીજું વિશેષણ છે મહાગોપઃ ગોવાળ જેમ ગાયોનું રક્ષણ કરે છે. વનચર પશુ ભક્ષણ કરી ન જાય તેની કાળજી રાખે છે. એ ગાયોને પાણીના સરોવર સમીપ લઈ

જાય છે. સુંદર હરિયાળી જમીન તરફ ચરાવવા લઈ જાય છે. ગોવાળને પોતાના ઢોરનાં એ ગાયો તરફ વિશેષ લક્ષ હોય છે તેવી જ રીતે અરિહંત દેવો આપણા માટે મહાગોપ સમાન છે

મિથ્યાત્વ અવિરતિ આદિને આધીન બનેલા આપણને પરમોપકારી તીર્થંકર દેવો કર્મરૂપ વરુથી રક્ષણ કરે છે. સમ્યક્ત્વના સુંદર સરોવર સમીપ લઈ જાય છે. મહાચરણનું ઘાસ નીરે છે

સમાગની સ્વાધીનતામાં જન્મ ગુમાવ્યો પણ આજસુધી સાચું આત્મજ્ઞાન પણ જેને ન થયું હોય તેની સામે જ્ઞાનની લાઈટ ધરે છે.

શ્રેષ્ઠ ગોવાળ કોઈ હોય તો એ તીર્થંકર દેવો જ છે. જે અનંતજ્ઞાન અને અનંતદર્શનથી જગતના સ્વરૂપને જાણતા અને દેખતા હોવાથી પરમપદનો "મેઈન ગેટ" બતાવી દે છે

મહા નિર્યામક—ભર સમુદ્રમાં મોજા ખાતી નાવડીને જેમ ચાલાક નાવિક પોતાની કુશળતાથી પેલેપાર પહોંચાડી દે છે તેવી જ રીતે ભવ સમુદ્રના મધ્યમાં મિથ્યાત્વના મોજા સાથે અથડાતી જીવન નૈયાને ભવ સમુદ્રથી પાર ઉતારી મુક્તિમંદિરે સાધકને પહોંચાડે છે માટે જ મહાનિર્યામક વિશેષણ પરમાત્માની આગળને મારી ઓળખ કરાવે છે. સાધનાના નાવને ચલાવતા સાધકને જ્યારે વિઘ્ન અને કષાયોનું તોફાન જ્યારે એના હૃદયને ડગમગાવી મૂકતું હોય, સાધનાથી સાધક વિચલિત બનતો હોય, ત્યારે મહાનિર્યામક તીર્થંકર સાધકની જીવન નૈયાને અઢાર પવનના સહારે સમ્યક્જ્ઞાન અને સમ્યક્દર્શન અને સમ્યક્ચારિત્રના સદ્યોગ રૂપ અપૂર્વ ચાલાકીથી ભવસમુદ્રમાંથી મોક્ષ નગરમાં મૂકી દે છે.

મહાસાર્થવાહ—પહેલાના જમાનામાં ધનથી સમૃદ્ધ એવા વ્યાપારીઓ વ્યાપારની કુશળતાને વધારવા ખાતર દૂર દેશમાં વ્યાપાર કરવા જતા. તે વખતે અનેક ધનહીન વણિક પુત્રોને પોતાની સાથે લઈ જતા તેને સંપત્તિ આપતા. જંગલના વિકટ માર્ગમાં તેઓનું

રક્ષણ કરતા ચોરના મહાભયથી બચાવે બચાવી યથેચ્છ સ્થાને લઈ જતા.

કેટલાક બીચારા વિદેશ ગમનની તીવ્ર ઇચ્છાવાળા આધારહીન માણસોને આશ્રય આપી, સંપત્તિ આપી તેમની મનની મુરાદોને પૂરી પાડતા.

તેવી મહા ધનવાન વ્યક્તિઓને "સાર્થવાહ"નું માનપ્રદ બિરુદ મળતું હતું.

તેવી જ રીતે જીવન યાત્રામાં અત્યંત જરૂરી એવી સમ્યક્ શ્રદ્ધા વિગેરે સંપત્તિનું દાન કરી. રાગ-દ્વેષ આદિ લુંટારા. તથા જન્મ મરણ રુપ હિંસક પશુઓથી બચાવી સંસાર રુપ જંગલથી ભવ્ય જીવોને પાર ઉતારવાવાળા અરિહંત દેવો વિશ્વના પ્રાણી માત્રના સંરક્ષક હોવાથી એમની શક્તિનો પરિચય આપવાં માટે શાસ્ત્રમાં મહાસાર્થવાહ નામનું ચોથું વિશેષણ આપેલું છે.

આવા અપ્રતિમ ઉપકારી શ્રીતીર્થંકર દેવોનું પવિત્ર ધ્યાન આત્મામાં સદ્જ્ઞાનનાં અમી છાંટણાં કરી આત્માને પવિત્ર બનાવે છે,

ભાવનાની ભવ્ય અંજલી ભગવાનના ચરણારવિંદમાં ધરનાર ભાવુક ભવ્યાત્મા જરૂર સિદ્ધિ ગતિનો સાધક બને છે.

પરંતુ- "ભવે ભવે તુમ્હ ચલણાણં" હે ભગવન્! ભવે ભવે તારા ચરણની સેવા મળો. એવો દૃઢભાવ હોવો જોઈએ.

**અંતિમ ધ્યેયઃ—** ઇમિટેશન – બનાવટી સુખોની આશાએ આરાધન કરનારને કદાચ તે સુખો મળી જાય પણ તે સાંસારિક સુખો તેને આત્મવિકાસમાં વિઘ્ન કરનારાં નીવડે છે. માટે જ કુમારપાલ મહારાજા ભગવાન આગળ પ્રાર્થના કરતા બોલે છે કે—

જૈનધર્મવિનિર્મુક્તો; મા ભુવં ચક્રવર્ત્યપિ,
સ્યાં ચેટોડપિ દરિદ્રોડપિ, જૈનધર્માધિવાસિતઃ ।

જ્યાં મને જિનેશ્વરનો ઉપદેશેલ ધર્મ ન મળે એવું ચક્રવર્તીપણુ પણ મારે ન જોઈએ. ભલે હું દરિદ્રી બનુ યા દાસ બનું પણ એ પરમાત્માના પુનિત ઉપદેશથી વાસિત બનીશ, તો જ મને આનંદ રહેશે.

આ કેવા ભાવની ઊર્મિઓ બોલાવે છે !

સંસારની સઘળી તમન્નાઓનો ત્યાગી જ આવુ બોલી શકે. જેને હૃદયમા સંસાર ખૂંચતો હોય, વાસનાનો વાવટોળ જેને ડંખતો હોય. ભોગો જેને ભયંકર લાગતા હોય તેજ આત્મા અરિહંતની ઉપાસના કરી આત્મ કલ્યાણ સાધી શકે છે

## અપૂર્વ ભક્તિ

વસ્તુપાલ મંત્રી સાત લાખ મનુષ્યો સહિત ગિરનાર પર યાત્રા કરવા ગયા હતા ત્યારે તેમની સ્ત્રી લલિતાદેવીએ બત્રીશ લાખ સોના મહોરોનાં કિંમતી આભરણોથી શ્રીનેમિનાથ ભગવાનની પૂજા કરી હતી × × × આ જોઈ તેજપાલ મંત્રીએ હર્ષિત થઈ ૭૨ લાખ સોના મહોરોથી પોતે પણ પૂજા કરી.

શ્રીશત્રુંજય ઉપર અનુપમાદેવીએ ઋષભદેવની ૭૨ લાખના આભરણોથી પૂજા કરી હતી. આ જોઈ લલિતાદેવીએ પણ ૭૨ લાખનાં આભરણોથી પૂજા કરી હતી × × × શોભના નામની દાસીએ એક લાખ સોના મહોરોના આભરણોથી પૂજા કરી હતી.

આવી અપૂર્વ ભક્તિ આપણને મળી જાય તો સદ્ભાગ્યને સોનેરી સૂરજ જરૂર ઉગી જાય.

---

# આત્મ ઉજ્જવલતાના અનન્ય પ્રતિકો

## લાંખેશ્વરની પોળ ભા. વ. ૭ શનીવાર તા. ૩૦–૯–૬૧

## વ્યાખ્યાન ત્રીજું

**દેહની દિવાલ**—અનંત ઉપકારી પરમર્ષિઓ ભવ્યજીવોનાં કલ્યાણના કાજે ફરમાવે છે કે જીવાત્માઓ દેહની દિવાલ સાથે ટકરાઈ રહ્યા છે જરા પણ પ્રગતિ કરવાની તૈયારી થાય છે ત્યાં જ દેહની દિવાલ સાથે ટકરાઈ પાછા પડે છે. દેહની દિવાલ સાચા આત્મત્વના જ્ઞાનની આડે આવે છે. વચ્ચે આવતી દેહની દિવાલને જ્યાં સુધી તોડવા મહેનત નહિ થાય ત્યાં સુધી સાચું આત્મત્વ પ્રકટી શકશે નહિ.

"આ દેહ સંસારનું મૂળ છે" દેહ છે માટે જ જન્મ અને મરણનાં ગાઢ બંધનો છે,

જ્યાં સુધી દેહ ને આત્મા ભિન્ન છે એવું જ્ઞાન થાય નહિ ત્યાં સુધી આત્માની ઉજવળતાને માટે પ્રયત્ન પણ સેવાય નહિ; આજ સુધી ખેડેલા દેહ પર ના મમત્વને પહેલાં દૂર કરવાની વિચારણા જાગશે પછી જ આત્માની ઉજવળતા આવશે.

**અભય અદ્વેષ અખેદઃ**—દેહ અને આત્માને ભિન્ન માન્યા પછીથી પણ મનની ચંચલતાને મીટાવવા. પ્રાપ્ત થયેલ ધર્મ સામગ્રીનો સદુપયોગ સજાગ કરવા રહેવું પડશે. સાચી સાધનાને સંપ્રાપ્ત કરી સાધક પોતાના સાધ્યને મેળવી શકે છે; સુદેવ, સુગુરુ, સુધર્મ મળવા છતાં પણ જો મનની કાયરતા ન મટી તો પટકાઈ જતાં વાર લાગે નહિ;

માટે પહેલાં જીવનમાં "અભય" કેળવવું પડશે. એટલા મા
આપણે પહેલાં અભય, અદ્વેષ અને અખેદનો વિચાર કરીએ.

૧ અભયઃ—ધર્મ માર્ગમાં દૃઢ થવા માટે વધતી જતી મનની ચંચળતાને દૂર કરવી.

૨ અદ્વેષઃ—શુભ અનુષ્ઠાનોનું આચરણ કરતાં કદિ તેના પ્રત્યે અરુચિ ન થવી જોઈએ.

૩ અખેદઃ—વારંવાર એ અનુષ્ઠાનોનું આચરણ કરતાં કદિ કંટાળો ન આવવો જોઈએ

આ ત્રણે શબ્દો પોત પોતાના વિશિષ્ટ અર્થમાં છે. આત્મ ઉજ્જ્વળતાના અનન્ય પ્રતિક સમાન સુદેવ સુગુરુ સુધર્મની આરાધના, તીર્થભક્તિ, સાધર્મિક ભક્તિ વિગેરે આમ થવા છતાં પણ જો મન ની ચંચળતા ન મટી તો સમજી લેજો કે એ આરાધનાના સાધનો પરમશાંતિ નહિ જ આપી શકે.

ધર્મ સાધના—મંત્ર સાધક સાંસારિક સુખોની ખાતર ધર્મ ક્રિયા કરતો હોય છતાં પણ તેને એ મંત્ર પ્રત્યે વિશ્વાસ, શ્રદ્ધા અને અતૂટ પ્રેમ રાખવો પડે છે. સાધનામાં આવતાં વિઘ્નોને દૂર કરવા પ્રત્યેક પળે જાગૃત રહેવું પડે છે. તેવી જ રીતે ધર્મ સાધનામાં ઉદ્યત થયેલા માનવે પણ જાગૃત રહેવું જરૂરી ગણાય. તે જાગૃતિ ત્યારે જ આવે જ્યારે મનની ચંચળ પરિણતિ દૂર થાય જ્યાં સુધી મનની ચંચળતા મટે નહિ ધર્મ સાધનામાં અચલ પણું આવે નહિ ત્યાં સુધી આત્મ ઉજ્જ્વલતા પણ ક્યાં ઉગી બની જાય

ચિત્તના ચિત્રકાર બનો—ચિત્રકાર પહેલાં ભૂમિકા તૈયાર બનાવ્યા પછીથી જ ચિત્રને આલેખે છે જે ખરબચડી ભૂમિમાં સોના નો સુંદર રંગ રેડતા દેખે તો તેને તમે મૂર્ખ જ કહેશો ને! કિંમતી વસ્તુનો એણે દુરુપયોગ કર્યો છે માટે જ ને! તેમ ચિત્તના ચિત્રકા

જ્યાં સુધી નહિ બનો ત્યાં સુધી સાચી ઉજ્વળતા હસ્તગત નહિ જ કરી શકો.

એક રાજાએ પોતાની ચિત્ર શાળાને રંગ ભૂમિ સમી દેદિપ્યમાન બનાવવા બે ચિત્રકારોને બોલાવ્યા. બંનેને જુદી જુદી ભીંતનું કામ સોંપી દીધું; વચ્ચે કનાતનો પડદો રાખ્યો છે. ચિત્રકારોને જે જે સાધન સામગ્રી જોઇએ તે પૂરી કરવાનો પૂરો બંદોબસ્ત પણ કર્યો છે.

એક ચિત્રકારે ભીંત તૈયાર કરી તેના પર ચિત્રો પણ આલેખી દીધાં. જ્યારે બીજા ચિત્રકારે તો ભીંતને તૈયાર કરવા પાછળ જ ખૂબજ જહેમત ઉઠાવી. રોજ નવી નવી યુક્તિઓથી ભીંત ઘસી ઘસીને આરીસા જેવી બનાવી દીધી. ૭ મહિના વીતી ગયા. મહારાજા ચિત્રશાળા જોવાને આવ્યા. વચ્ચેથી પડદો દૂર કરાવ્યો તો હુબહુ બન્નેનાં ચિત્રો સમાન જ આલેખાયેલાં હતાં.

રાજા આ ગૂઢ ભેદને ન પારખી શક્યા. બીજા ચિત્રકારે ફરીથી પડદો કરાવી દીધો. જોયું તો એક તરફ એક પણ ચિત્ર નહિ. મહારાજા હજ

ચિત્રકારે ઠંડે કલેજે જવાબ આપતાં જણાવ્યું. મહારાજા હજ તો મેં પીંછી પણ હાથમાં પકડી નથી. કલર ચઢાવ્યા નથી. મા ભૂમિકા જ તૈયાર કરી છે. રાજા એના વચનથી ખૂશખૂશ થઇ ગ

## મનનું તાંડવ

મન એવ મનુષ્યાણાં; કારણં બન્ધમોક્ષયોઃ ।
ક્ષણેન સપ્તમીં યાતિ ક્ષણેન યાતિ વિક્રિયામ

મન એ મનુષ્યોને બંધનું જેમ કારણ છે; તેમ મોક્ષનું કારણ બને છે; એક જ ક્ષણમાં મનના સામર્થ્યથી મુક્તિ મે છે અને એ મનના કારણે એક જ ક્ષણમાં સાતમી નરક પણ

માટે ચિત્તની ભૂમિકા પહેલાં "અભય" દ્વારા બાંધી લે ચંચળતાને રોકી લો. અન્યથા સુધર્મની આરાધના કરવા

આનું કારણ શું ?

પુણ્યકર્મ કરવા જતાં કષ્ટ પડે છે. પરિણામે તે હિતકર છે. જ્યારે પાપકર્મ પરિણામે દુઃખદ હોઈ પ્રથમ દૃષ્ટિએ તે સુખદ જેવું લાગે છે.

માટે જ પ્રાણીઓની પાપમય પ્રવૃત્તિ બની ગઈ છે.

સંસારનાં સુખોના દારૂણ વિપાકો ખ્યાલમાં નથી માટે જ સંસારનો રસ વધતો જાય છે. ઇંદ્રિયોના તાગડધિન્ના ચાલુ છે.

ખરેખર ! જીવનવ્યવહારો મલીન બની ગયા છે. આચાર ને વિચાર ઢંગધડા વિનાના બની ગયા છે. આવા સંયોગોમાં તારક પરમાત્માનાં કહેલાં ઉજવલતાનાં અપ્રતિમ પ્રતિકો આપણને આનંદ ક્યાંથી આપી શકે ?

પણ જો સુબુદ્ધિ આવી જાય. સદ્‌ભાગ્ય જાગતાં હોય તો સંસારનો રસ ઓછો થાય અને ધર્મ પર રાગ જાગે. સુકર્તવ્યો પ્રતિ બહુમાન જાગતાં કર્તવ્ય પાલનની કોટિમાં આવી જવાય.

**કર્તવ્યની ભૂમિકા:**—આપણી વાત એ ચાલે છે કે—આરાધ કરતાં પહેલાં આરાધકે મનની ચંચલતા રોકવી જોઇએ. મનની ચંચલતા જ્યાં સુધી હશે ત્યાં સુધી ભાવ અરિહંતો પણ કદાચ મળી જાય. આરાધનાની પૂર્ણ સામગ્રી મળી જાય છતાંય સાધક સિદ્ધિના સોપાને નહી ચઢી શકે. આજે ચતુર્વિધ શ્રી સંઘની સાથે અરિહંતદેવોની અનન્ય ઉપાસના માટે બધા તૈયાર થયા છો. રોજ નવી નવી પ્રતિમા જોઈને કેટલો આનંદ થવો જોઈએ ? દર્શન શુદ્ધિ કેટલી થવી જોઇએ ? આત્મ જાગૃતિને અપનાવી જોઇએ તેને બદલે હજુ તો ભાન પણ નથી આવ્યું કે "દર્શન શા માટે ?"

**ભૂમિકા યોગ્ય બનાવો:**—ખેડૂત ખેતર ખેડવા જાય ત્યારે પહેલાં શું કરે છે ? તે જાણો છો ને ? ભૂમિને તૈયાર ક

પડે છે. મડ નીકાન કરે છે. હળથી ખેડી જમીન ને કોમળ બનાવે છે પાણીથી જ બીજ એમાં પડે છે. વરસાદનો યોગ મળી જાય એ બીજ અન્ન-કણ રૂપે બહાર આવે છે. તેવી જ રીતે જ્યાં સુધી મનની ભૂમિકા આવી કોમળ: વાસનાની બદબો વિનાની, મિથ્યાત્વના પથ્થરથી રહિત નહિ બનાવાય ત્યા સુધી પડેલું બીજ પણ બગાને બાપ થઈ જશે અથવા અનુપયોગી બની જશે

અરે! પથ્થર પર પુષ્પ ઉગે એવું કદિ સાંભળ્યું છે? નહિ જ: તો પથ્થર હૃદય પર ધર્મ પુષ્પ ખીલશે એ કેવળ મૂર્ખતામાં મળે ને!

માટે જ મન ને એવું મનાવી લ્યો. અભય એવી રીતે કેળવી લ્યો કે જેથી તમને ધર્માંરાધનમાં ખૂબ આનંદ આવે

**દ્વેષને દૂર હટાવવાને:**—અભય આવ્યા પછી અદ્વેષ પણ આવવો જ જોઈએ સુધર્મની આરાધના ઉપર જો અ-રુચિ હોય તો સાધક તેને આરાધી શકતો નથી. ખીરની સામગ્રી મળી ગઈ ખીર બનાવી પણ લીધી. જ્યાય જો ખીર ખાવા પર અ-રુચિ જ હોય તો પરિણામ શું આવે? માતા કદાચ પુત્રની અનિચ્છા છતાંય ખીર પાઈ દે તો કદા તો બાલક તેનું વમન કરી દે અથવા તેને જો ગુણ થવો જોઈએ તે થાય નહિ આ જગ પ્રસિદ્ધ વાત છે તેવીજ રીતે સુંદર સાધનાની સામગ્રી મળી જવા છતાં ય જો તેના પર અભાવ હોય તો તેનાથી સાધક સુઆરાધના કરી શકતો નથી ઉલ્ટુ એજ સાધન એને બુજારપદ બને છે અનાદરણીય લાગે છે માટે અભય આવ્યા પછી દ્વેષને દૂર કરવા પ્રયત્ન સેવવો અત્યંત આવશ્યક ગણાય.

સાધનાના સોપાને ચઢતા સાધક ત્રીજા નંબરે "અખેદ" ને જીવનમાં ઉતારવો જોઈએ.

પ્રવૃત્તિમાં કંટાળો ન આવવો જોઈએ. રોજ રોજ જ્ઞાનીઓએ બતાવેલી અનેક આત્માઓએ આરાધેલી, અનંતકરૂણાને [illegible]

આરાધનામાં કદિ ખેદ ન થવો જોઈએ. જમાનો બદલાતો જાય છે: પણ શાશ્વત ધર્મ તો એના એજ સ્વરૂપે સદા રહ્યો છે અને રહેવાનો જ.

એ ક્રિયાઓ પ્રતિ કંટાળો આવે એટલે સમજી લેવાનું કે ભાગ્ય દશા હવે પરવારી બેઠી.

અભય, અદ્વેષ, અને અખેદ આવી જાય તો જે આ મહાન્ પુણ્યોદયે સામગ્રી મળી છે તે સામગ્રીનો સદુપયોગ થઈ શકે. મનુષ્ય ભવ મળ્યો. પરમપૂનિત પ્રભુનું શાસન મળ્યું. છતાંય કલ્યાણ ન સાધી શકાય તો એ દોષ સાધકનો જ છે: સાધનાનો નથી.

આ તો પૂર્વ ભૂમિકાની વાત થઈ. આ ભૂમિકા સુધી પહોંચ્યા પછી હવે આત્મ ઉજ્વલતાનાં અનન્ય પ્રતિક તરફ આપણે દૃષ્ટિપાત કરીએ.

**તીર્થ ભક્તિ:**—આત્માને ઉજ્વલતામાં લાવવો હોય તો તેની સામે કંઈક ચોક્કસ સાધન જોઈએ જ. સાધન વિના સાધ્ય સિદ્ધ થઈ શકતું નથી સાધકે ધ્યાન રાખવું ઘટે કે એના જીવનનું નવ પ્રભાવ અરિહંતોની અનન્ય ઉપાસના સિવાય ઉગવાનું નથી. મુક્તિના મંઝીલે પહોંચવા મહાપ્રયાણ આરંભ્યું, પણ જો જિનભક્તિને હૃદયમાં ધારણ ન કરી તો ક્યા સમયે એ મહાપ્રયાણ અટકી જશે? એનો જવાબ કોણ આપે?

અરિહંત ભક્તિ જ્યારે પ્રકટે ત્યારે તીર્થ ભક્તિ પણ પ્રકટ થયા વિના રહે નહિ.

સાચી તીર્થ ભક્તિ પ્રકટયા વિના તીર્થસ્થાનો પ્રત્યે ઉપેક્ષા ભાવ વધતો જશે! આજે તીર્થોની કઈ દશા થઈ રહી છે? દિવસે દિવસે શ્રાવક સમાજ પોતાના ઘરો સાચવવાની વ્યવસ્થામાં મશગુલ બની જઈ જીર્ણ તીર્થસ્થાનો પર દૃષ્ટિપાત કરવાની તકલીફ પણ

કરે તો દુનિયા એને ડાંભે ત્યાં સુધી સંસારના રાગની આગ હૃદય
મંદિરમાં સળગતી હોય ત્યાં સુધી ખૂદ ભગવાન મળી જાય તો
પણ કલ્યાણ ન થાય એટલા માટે જ એક કવિએ કહ્યું છે કે—

મયા પ્રાપ્તો ન ત્વં કવચિદપિ ભવે પ્રાચીનિંચતં,
ભવભ્રાન્તિર્નો ચેત્ કથમિયતા વિરહિતા. ।

હે ભગવન્! ખરેખર આજ સુધી મેં તને મેળવ્યો નથી. જો તને મેળવ્યો હોત તો તારો અને મારો વિરહકાલ રહ્યો ન હોત. આજ સુધીનું મારા ભવનું ભ્રમણ પણ ભાંગી ગયું હોત !

પણ ભવનિર્વેદ જેને આવ્યો હોય તેના માટે આ વાત છે? બાકી જેને સંસાર ખૂબ ગમતો હોય. સંસારને જ સમગ્ર સુખોની ખાણ માનતો હોય. એનો હૈયામાં કદિ વીતરાગના શાસન પર, વીતરાગ પરમાત્મા પર પણ પ્રેમ જાગે નહિ.

**સુશ્રાવકોની ફરજ**—દહેરાસર દર્શન કરવા જનાર પહેલી નિસીહિ બોલવા દ્વારા ઘર વ્યાપારનો ત્યાગ કરે છે. પણ દહેરાસરની સંપૂર્ણ સંભાળ વ્યવસ્થાનું ધ્યાન બીજી નિસીહિ બોલાયા પહેલાં તેને રાખવાનું હોય છે.

જો સુશ્રાવકો પોતાની ફરજ સમજતા થઇ જાય તો આજે જે જિનમંદિરોમાં આશાતના થાય છે. અવ્યવસ્થાનું અને અશાંતિનું જે વાતાવરણ ઉપસી રહ્યું છે તે કદિ ન દેખાત.

ઉદયનમંત્રી ધર્માત્મા છે. ધર્મને હૃદયમાં ધારણ કર્યો છે માટે જ તીર્થની ચિન્તા એમના અંતરના ઉંડાણમાં ઉતરી ગઈ.

એક નિશ્ચયી ઉદયને સમરરાજ સામે યુદ્ધ માંડયું. યુદ્ધ પ[illegible] વીરને છાજે તેવું હતું. વિજય મેળવ્યો. કુમારપાલની આ[illegible] વર્તાવી દીધી.

પણ કુદરતના કારનામામાં મહામંત્રીનું આ અંતિમ યુ
હતું: મહામંત્રીનો જીવન દીપ છેલ્લો ટીમટીમાટ કરી રહ્યો હતો. આ
યુદ્ધમાં એમના પાર્થિવ શરીરને ખૂબ જખ્મો લાગ્યાં હતા.

સામન્તો ખડે પગે સેવા કરી રહ્યા છે. મૂંગે મુખે મંત્રીશ્વરનાં
નયનો નીરખી રહ્યા છે. મંત્રીશ્વર ખૂબ જ બેચેન જોવા જણાયા.

સામન્ત વર્ગ પણ ધર્મને સમજતો છે જેનો સ્વામી ધર્મી
હોય તેના સેવકો પણ ધર્મવાસિત બને તેમાં કંઈ નવાઈ જેવું નથી.

મંત્રીશ્વરની અંતિમ બેચેન પરિસ્થિતિ જોઈ સેવકો કહે છે
મહામંત્રી! દેહની સ્થિતિ ગંભીર થઈ છે. હવે આપે અરિહંતનુ
ધ્યાન કરવું આવશ્યક ગણાય છતાં ય ધર્મવાસિત આપના આત્મામાં
કયું દુઃખ ડંખી રહ્યું છે તે સમજાતું નથી.

મારા વ્હાલા સામતો! મારી એક પ્રતિજ્ઞા હું પૂરી કરી
શક્યો નથી તેનું મને ખૂબ દુઃખ થઈ રહ્યું છે.

મરણ તો થાય તેની ચિંતા કાયરને હોય વીરને નહિ; વીરનો
ઉપાસક મૃત્યુને હસતા મુખે જ ભેટે. કારણ તેને પોતાના કર્તવ્યોની
અનુમોદના આનંદને જ અપાવતી હોય

તમને શું ખટકે?— કદાચ આ રીતે મરણ નજીક આવ્યું
હોય ત્યારે તમને શું ખટકે! છોકરાને પરણાવ્યો નથી. પાંચ પચીસ
હજારની મૂડી એકઠી નથી કરી. વિગેરે ને? જ્યાં સુધી ધર્મ સમ-
જાય નહિ. સુગતિને સાધવાની અને દુર્ગતિને કાપવાની તમન્ના જાગે
નહિ. ત્યાં સુધી આત્મામાં ભરી પડેલી વાસનાઓ જ બહાર
આવે!

મંત્રીશ્વરને પોતાના પુત્રોની ચિન્તા નથી થતી. રાજ્યપાટની
યાદ એમને નથી આવતી. માત્ર યાદ આવે છે પોતાની પ્રતિજ્ઞા.

દુઃખ થાય છે પોતાની પ્રતિજ્ઞા પૂરી નથી થઇ તેનું !'

પાસે ઉભેલા સામન્તો હાથ જોડીને વિનવણી કરતા જણાવે છે. મંત્રીશ્વર ! આપની પ્રતિજ્ઞા જણાવો. અમારાથી પૂરી થશે તે અમે પૂરી કરીશું. અને નહિ થાય તે આપના પુત્રો પાસે જરૂર પૂરી કરાવીશું. આપ વિશ્વાસ રાખજો કે, આપના પુત્ર બાહડ અને ચાહડ આપના પગલે જ ચાલી આપની પ્રતિજ્ઞા પૂરી કરશે.

શત્રુંજયના જીર્ણ મંદિરનો ઉદ્ધાર કરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. મેં તો અંતિમ પ્રયાણ પ્રારંભી દીધું છે—મારાથી તે પ્રતિજ્ઞા પૂરી ન થઈ શકી. પણ હવે બાહડ પાસે એ પ્રતિજ્ઞા જરૂર પૂરી કરાવજો આટલું બોલતાં જ મંત્રીશ્વરે અંતિમ શ્વાસ લીધો. એમનો જીવન દીપ કાળ વાયુના ઝંઝાવાતથી સદાને માટે બુઝાઈ ગયો.

**પિતાની પ્રતિજ્ઞા પુત્રે પાર પાડી**—જ્યારે બાહડ મંત્રીને પિતાની પ્રતિજ્ઞાની જાણ થઇ ત્યારે તુરત જ એ કામ એમણે માથે લઈ લીધું.

કેટલો પિતા પ્રત્યેનો પ્રેમ ? માતપિતા પર જેને સાચી ભક્તિ જાગી નથી. તેમની સદાજ્ઞાનું જેને બહુમાન નથી. તેવો આત્મા ધર્મારાધન પ્રતિ પણ દુર્લક્ષ્ય સેવે તો નવાઈ જેવું ન ગણાય!

બાહડ મંત્રીએ બીજે જ દિવસે સારા શિલ્પીઓ બોલાવી પ્લાન તૈયાર કરાવી—જીર્ણોદ્ધારનું કામ શરૂ કરી દીધુ.

નવાં જિન મંદિરો બંધાવા કરતાં પણ જુનાં જીર્ણ મંદિરનો ઉદ્ધાર કરવામાં અનંત ગુણો લાભ છે, મંત્રીશ્વરનો ઉત્સાહ. એમની કાર્ય દક્ષતાના પરિણામે થોડા જ સમયમાં ગગન ચૂંબી જીનાલયોથી દિશાઓ ઝળહળી ઉઠી. જીનાલયોનું કાર્ય લગભગ પૂરૂં થવા આવ્યું છે!

મંત્રીશ્વર પ્રતિષ્ઠા કરવાની તૈયારીમાં પડયા છે. તે વખતે એક જુદો જ બનાવ બની ગયો.

જેને ખટકે તે જ તેનો શાસ્ત્રાનુસારે સદુપયોગ કરી શકે. બાકી તો લક્ષ્મીના મમત્વમાં ઘણાય મરીને સાતમી નરકે પણ પહોંચી ગયા.

મમ્મણ શેઠને ઓછી મૂડી મળી હતી. ૯૯ કરોડ સોનૈયાની પુંજી પણ શું કામમાં આવી ?

કીટિકોપાર્જિતં ધાન્યં; મક્ષિકાસંચિતં મધુ।
કૃપણોપાર્જિતં દ્રવ્યં; પરૈરેવોપભુજ્યતે ॥

કીડીએ એકઠું કરેલું અનાજ. માખીએ મેળવેલું મધ. અને કૃપણ પુરૂષે ઉપાર્જન કરેલું દ્રવ્ય. બીજાઓ જ ખાય છે. કૃપણ ધનને વાપરી પણ નથી શકતા તેમ છોડી પણ શકતા નથી. નપુંસકને મળેલ સુંદર સ્ત્રીની માફક કૃપણનું ધન નિરર્થક જ હોય છે—લક્ષ્મીનો મોહ ઓછો થાય તો જ તેનો સદુપયોગ કરવાની ભાવના જાગે.

મંત્રીશ્વર તુરત જ પાલીતાણા પહોંચ્યા. શિલ્પીઓને બોલાવી દેવાલયની વિગત પૂછી.

શીલ્પીઓએ જવાબ આપતાં જણાવ્યું. મંત્રીશ્વર! ભમતીવાળું દેરાસર બનાવ્યું હતું. પણ ઉંચી ભૂમિ છે. પવન ખૂબ ભમતીમાં ભરાઈ ગયો જેથી પવનના જોરે મંદિર ફાટી ગયું.

તો ભમતી વિનાનું દહેરાસર બાંધો! મંત્રી બોલ્યા.

મંત્રીશ્વર! ભમતી વિનાના જીનાલયથી સંતતિ વધતી નથી એ શીલ્પનો કાયદો છે—શિલ્પીઓ નમ્રભાવે બોલ્યા.

**શાસનને સમજેલા:**— સંતતિની ખાતર જીનાલયને જોખમમાં મૂકવું એ ક્યાંનો ન્યાય? તમે જાણો છો કે પુત્ર કુલાંગર પણ પાકે. આવા પુત્રોથી કદિ કોઇનું'ય કલ્યાણ સધાયું નથી. જૈન શાસનને સમજેલાના હૃદયમાં—તો સંસાર રાગને સ્થાન હોય જ નહિ.

આંજસુધી માત-પિતા, પુત્ર-પુત્રી, ભાઇ-બ્હેનના અનંત સંબંધોમાં જીવન વીતાવ્યું. પણ સાચા તારકનું શરણ જ્યાં સુધી

આવુ ધર્મ વિરૂદ્ધ વલણ સ્વીકારનાર એમાં સહયોગ આપનાર મનથી પણ એ આચરણને સારૂં માનનારને સંઘ કહેવાય નહિ. ભલે તે પછી સાધુ હોય તો સાધુ નહિ શ્રાવક હોય તો શ્રાવક નહિ ધર્માચાર્ય હોય તો ધર્માચાર્ય પણ નહિ કારણ કે અરિહંતની આજ્ઞા પર તેમને આદરભાવ નથી. પ્રેમ નથી. શ્રદ્ધા નથી. માટે જ શાસ્ત્રકારો કહે છે કે—

એગો સાસુ સાહૂણી; સાવઓ સટ્ઠી વા
આણાજુત્તો સંઘો; સેસો પુણ અટ્ઠિસંઘાઓ ॥

એક સાધુ એક સાધ્વી એક શ્રાવક એક શ્રાવિકા ભલે રહ્યાં. પણ જે શ્રીજિનેશ્વરની આજ્ઞાયુક્ત હોય તેને જ સંઘ કહેવાય. બાકી તો જિનની આજ્ઞાને બાજુએ મૂકી મનસ્વી વર્તન કરનાર ભલે ઘણા જણ હોય તે જીવ વિનાતા હાડકાના સમુદાય જેવા છે.

કેટલાં કડક વચનો ! સાંભળતા પણ તમને અરેરાટી છૂટતી હશે ! ત્યારે વિચાર કરજો કે સંઘના નામે પોતાની જ તતૂડી ફૂંકનારી કોઈ વેશ્યુ વિશ્વમાં છે ખરી ? આવી આશાતના મન- વચન—અને કાયાથી કદી ન થાય તેનું ખૂબ ધ્યાન રાખજો.

**આજ્ઞાપ્રધાન ધર્મ**—ભલે, કદાચ તમે અનુષ્ઠાનનું ઓછું આચરણ કરી શકતા હો. એની સાથે વાંધો નથી. પણ જ્યાં અરિહંતોની આજ્ઞા પ્રત્યે અબહુમાન જાગ્યું. ત્યાં જ પટકાઇ ગયા સમજજો; **જીનેશ્વરની આજ્ઞા મુજબ ચાલનાર શ્રીસંઘનું જ બહુમાન થવું જોઇએ**— શ્રાવક હોય કે સાધુ હોય પણ જે જિનાજ્ઞા વિરૂદ્ધ પ્રલાપ પણ કરતો હોય તો તેનું કદિ બહુમાન થાય નહિ તેને કદિ સન્માન અપાય નહિ.

ન માનશો કે આ બધી પૂર્વગ્રહની વાતો છે. જ્યાં સુધી શાસ્ત્રને સાંભળ્યાં નથી. શાસ્ત્રીય તત્ત્વો સમજાયાં નથી ત્યાં સુધી

અધિકારનું જેને અભિમાન નથી. સત્તાની શેહથી બીજાને જે દબાવવા નથી માગતા. એવા મંત્રીની આગેવાની નીચે સોરઠનો મોટે શ્રાવક સમુદાય એકત્રિત થયો.

**આમંત્રણથી નથી આવ્યા:—** ધ્યાન રાખજો કે અહિં આવનાર આગેવાનો, યા તો બીજા શ્રાવકોને કોઈ આમંત્રણ આપવા ગયું નથી. બધા પોત પોતાની મેળે ઉપસ્થિત થઈ ગયા છે, આમંત્રણની જરૂર પણ આવા સમયે ન હોય! જેને આ કામ સારું લાગે કરવા યોગ્ય લાગે એ તો આવા સંયોગોમાં આવીને ઉભા જ રહે. પણ જેને લક્ષ્મીનો મોહ ઉતરતો ન હોય. ઉંડે ઉંડે લક્ષ્મી લાલસાની આગ ભભકતી હોય તેમને જ આમંત્રણ આપવા જવું પડે. અને કદાચ એવા આમંત્રણથી આવે તો એમનો લોભ એમને સત્કાર્યમાં પ્રવૃત્ત પણ ન થવા દે.

ટીપ ચાલુ થઈ. સદ્‌ગૃહસ્થો પોતપોતાની મેળે શક્તિ મુજબ તીર્થ ભક્તિમાં ધનનું સમર્પણ કરી રહ્યા છે.

બે હજાર......

પાંચ હજાર......

પચીશ હજાર......

રોકટોક વિના ટીપ ચાલી રહી છે. વિના સંકોચે કામ આગળ ધપી રહ્યું છે. સહુના હૃદયમાં અમાપ ઉત્સાહ છે આ અમૂલ્ય સમય અપનાવ્યાનો! વદન પરમ શાંતિ પથરાઈ છે. પુણ્ય કાર્યની; થોડી જ ક્ષણોમાં સારી રકમ એકઠી થઈ ગઈ.

**તન મેલું પણ મન ઉજળું:—** મોટા આસને બેઠેલા મંત્રીની નજર દૂર દૂરની ક્ષિતિજમાં પથરાઈ રહી છે. સહુના મુખના ભાવ તે માપી રહ્યા છે, મંત્રીશ્વરની નજર દૂર જતાં એક કંગાલ હાલતના વાણીયાને તેમણે જોયો. દરવાનો જેને ધુત્કારી રહ્યા હતા, જ્યારે પેલો દેખાતો દરિદ્રનારાયણ જેવો લળીલળીને સંઘને નમી રહ્યો હતો.

અધિકારનું જેને અભિમાન નથી. સત્તાની શેહથી બીજાને જે દ… વવા નથી માગતા. એવા મંત્રીની આગેવાની નીચે સોરઠનો મો… શ્રાવક સમુદાય એકત્રિત થયો.

**આમંત્રણથી નથી આવ્યા:—** ધ્યાન રાખજો કે આ… આવનાર આગેવાનો, યા તો બીજા શ્રાવકોને કોઈ આમંત્રણ આ… ગયું નથી. બધા પોત પોતાની મેળે ઉપસ્થિત થઈ ગયા છે, આ… ત્રણની જરૂર પણ આવા સમયે ન હોય! જેને આ કામ… લાગે કરવા યોગ્ય લાગે એ તો આવા સંયોગોમાં આવીને ઉભ… રહે. પણ જેને લક્ષ્મીનો મોહ ઉતરતો ન હોય. ઉંડે ઉંડે… લાલસાની આગ ભભકતી હોય તેમને જ આમંત્રણ આપવા… પડે. અને કદાચ એવા આમંત્રણથી આવે તો એમનો લોભ… સત્કાર્યમાં પ્રવૃત્ત પણ ન થવા દે.

ટીપ ચાલુ થઈ. સદ્ ગૃહસ્થો પોતપોતાની મેળે શક્તિ… તીર્થ ભક્તિમાં ધનનું સમર્પણ કરી રહ્યા છે.

બે હજાર......

પાંચ હજાર......

પચીશ હજાર......

રોકટોક વિના ટીપ ચાલી રહી છે. વિના સંકોચે કામ… ધપી રહ્યું છે. સહુના હૃદયમાં અમાપ ઉત્સાહ છે આ અમ… અપનાવ્યાનો! વદન પરમ શાંતિ પથરાઈ છે. પુણ્ય કાર્યની; ક્ષણોમાં સારી રકમ એકઠી થઈ ગઈ.

**તન મેલું પણ મન ઉજળું:—** મોટા આસ… મંત્રીની નજર દૂર દૂરની ક્ષિતિજમાં પથરાઈ રહી છે. સહુ… ભાવ તે માપી રહ્યા છે, મંત્રીશ્વરની નજર દૂર જતાં… હાલતના વાણીયાને તેમણે જોયો. દરવાનો જેને ધુત્કારી રહ્યા… પેલો દેખાતો દરિદ્રનારાયણ જેવો લળીલળીને સંઘને નમી

રહ્યો છે. પાસે પૈસા છે નહિ અને ઉગ્ર સ્વભાવની છે. ઘેર
જ ક્લેશ થશે. તેમ તે માની રહ્યો છે. ભારે પગે ઘર નજીક
પણ, હૃદય હવે ચિન્તા ભારથી વિહ્‌વળ બન્યું હતું. પણ
બાજુ પરિસ્થિતિ જુદી થઈ હતી.

ઉગ્ર પ્રકૃતિની પત્ની શાંત બની ગઈ હતી પતિને જોતાં
આનંદથી એની સામે ગઈ. ભીમાના માટે આ પ્રસંગ પહેલો હતો.
સાચી ભક્તિનો પ્રકટ પ્રભાવ—આટલા લાભ લગ જીવનમાં
એમણે કરી આનંદથી વાત નથી કરી આજે આટલું શાન્ત વાતા-
વરણ જોઈ ભોળો ભીમ આશ્ચર્ય મુગ્ધ બની ગયો.

પેટ ભરીને પતિ-પત્નીએ વાતો કરી, ભીમાએ સર્વસ્વ દાનની
વાત કરી. પત્નીએ ભાવથી પતિના સર્વસ્વ દાનની ભાવથી અનુ-
મોદના કરી.

પતિદેવ! દેવાધિદેવના દર્શન કરવા મને યાદ તો કરી હતી ને?
તને અરે! તને તો હું કદિએ ભૂલ્યો નથી સમયે સમયે તારો
ભય મને સતાવતો હતો. પણ તીર્થ ભક્તિ મારી વહારે આવી છે.
મને એ ભક્તિ ફળી. મારો ભવ સુધર્યો. મારૂં જીવન સુધર્યું અને
તારો સ્વભાવ પણ સુધર્યો! ભીમો બોલતાં બોલતાં હસી પડ્યો.

સાચી ભક્તિ હતી ફળની આશંસા વિનાની આરાધના હતી.
ફરે જ આત્મ આનંદ એ અનુભવી રહ્યો

એજ દિવસે ગાયનો ખુંટો ખોદતાં નીચેથી સોનૈયાનો ભરેલો
નીકળ્યો.

ભીમાને સોનૈયા જોઈ સ્નેહ ન જાગ્યો. એતો ઉપડ્યો ચરુ
લઈને સિદ્ધાચલ પર, મંત્રીશ્વરને સોંપી દેવા તૈયારી બનાવી.

તે વખતે કપર્દીયક્ષ પ્રત્યક્ષ થઈ બોલ્યો કે ભીમા! તારા
ભાગ્યથી પ્રસન્ન થઈ મેં આ ચરુ તને આપ્યો છે. તારી

અપાયો છે? એનો આપ શાંતિથી વિચાર કરજો. જ્યારે આ ભાઈએ પોતાનું સર્વસ્વ તીર્થ ભક્તિમાં આપી દીધું છે. નથી જીવન નિર્વાહને માટે કંઈ સાધન રાખ્યું. કાલે શું કરીશ? એની ચિન્તા વિના ભાવોલ્લાસથી કરેલું સર્વસ્વ દાન અત્યુત્તમ ગણાય! આવી **સુંદર ભાવનાની સરવાણીઓના સલિલથી આજ સુધી જૈનશાસનની જડ સીંચાઈ રહી છે.** શાસન વૃક્ષ જો નવ પલ્લવિત બન્યું હોત તો આવી ભાવનાના નીરથી જ બન્યું છે. ધનવાનોને ધડો લેવા જેવું જ ભીમાભાઈએ કરી બતાવ્યું છે.

બેઠેલા બધા શ્રાવકો સમજી ગયા. ભીમાની ભવ્ય ભાવનાને વંદી રહ્યા. કાર્ય પૂરું પતાવ્યા પછી મંત્રીશ્વર વિગેરે ભીમાને રત્ન વિગેરેની ભેટ ધરે છે. પણ ભીમો સ્પષ્ટ ના જ ભણે છે.

**મન ભીખારી ન હતું:—** એની સ્થિતિ ખરાબ હતી. ખાવા પીવાનાં પણ ફાંફાં હતાં પણ મન ભીખારી ન હતું. મન શુભ ભાવનાથી વાસિત હતું. ધન મળ્યું હોય પણ મન ભીખારી હોય તો સૂંઘી સૂંઘીને ખાય. ભલે જીંદગી જાય પણ એને કશી જ ચિન્તા ન થાય. એનું ધ્યેય એની લક્ષ્મીને સાચવવા ખાતર તલ-પાપડ થતું હોય;

હું અને મારી લક્ષ્મી સિવાય બીજું કશું એને સૂઝે નહિ. એવા મનના ભીખારીઓને ધન મળી જાય તો એનો એ કદિ સદુપયોગ નજ કરી શકે—

ભીમાનું મન ભીખારી ન હતું, એની તો તીર્થ ભક્તિની તમન્ના પૂરી થઈ હતી, એનો અપાર આનંદ હતો; ક્ષણેક્ષણે અનું મન તીર્થ ભક્તિની અનુમોદના તરફ ઢળતું હતું. ભીમાએ કશીજ ભેટ ગ્રહણ ન કરી.

**હર્ષ અને શોક:—** ભીમો ત્યાંથી રવાના થયો, ઘર તરફ જઈ રહ્યો છે. એકબાજુ આનંદ અને બીજી બાજુ એનો શોક વધી

રહ્યો છે. પાસે પૈસા છે નહિ ને સ્ત્રી ઉગ્ર સ્વભાવની છે ઘેર પહોંચતાં જ ક્લેશ થશે. તેમ તે માની રહ્યો છે. ભારે પગે ઘર નજીક આવ્યો, પણ, હૃદય હવે ચિન્તા ભારથી વિહ્વલ બન્યું હતું. પણ... આ બાજુ પરિસ્થિતિ જુદી થઈ હતી.

ઉગ્ર પ્રકૃતિની પત્ની શાન્ત બની ગઈ હતી પતિને જોતાં જ આનંદથી એની સામે ગઈ. ભીમાના માટે આ પ્રસંગ પહેલો હતો. સાચી ભક્તિનો પ્રકટ પ્રભાવ—આટલા લાંબા લગ્ન જીવનમાં એમણે કદી આનંદથી વાત નથી કરી આજે આટલું શાન્ત વાતાવરણ જોઈ ભોળો ભીમ આશ્ચર્ય મુગ્ધ બની ગયો.

પેટ ભરીને પતિ-પત્નીએ વાતો કરી, ભીમાએ સર્વસ્વ દાનની વાત કરી. પત્નીએ ભાવથી પતિના સર્વસ્વ દાનની ભાવથી અનુમોદના કરી.

પતિદેવ! દેવાધિદેવના દર્શન કરતા મને યાદ તો કરી હતી ને! તને અરે! તને તો હું કદિએ ભૂલ્યો નથી. સમયે સમયે તારો ભય મને સતાવતો હતો. પણ તીર્થ ભક્તિ મારી વહારે આવી છે. ને એ ભક્તિ કરી. મારો ભવ સુધર્યો. મારું જીવન સુધર્યું અને તારો સ્વભાવ પણ સુધર્યો! ભીમો બોલતાં બોલતાં હસી પડ્યો.

સાચી ભક્તિ હતી ફળની આશંસા વિનાની આરાધના હતી. માટે જ આત્મ આનંદ એ અનુભવી શક્યો.

એજ દિવસે ગાયનો ખુંટો ખોદતાં નીચેથી સોનૈયાનો ભરેલો ચરૂ નીકળ્યો.

ભીમાને સોનૈયા જોઈ સ્નેહ ન જાગ્યો. એતો ઉપડ્યો ચરૂ લઈને સિદ્ધાચલ પર. મંત્રીશ્વરને સોંપી દેવા તૈયારી બતાવી.

તે વખતે કપર્દીયક્ષ પ્રત્યક્ષ થઈ બોલ્યો કે ભીમા! તારા ભાગ્યથી પ્રસન્ન થઈ મેં આ ચરૂ તને આપ્યો છે. તારી સાચા

હૃદયની ભક્તિ ફળી છે. તારી નિષ્કામ ભક્તિ; તારૂં સર્વસ્વ સમર્પણ જગતમાં આદર્શ સ્વરૂપ બનશે. તું જા ! અને આ ચરૂ લઈ જા. એનો સદુપયોગ કરજે.

દેવને પ્રસન્ન કરવાની ભાવના ન હતી. પણ ભાગ્યે એને સહારે આપ્યો ભીમો ઘેર જઈ આરાધનામાં વધુ ઉદ્યમશીલ બન્યો.

આત્મ ઉજ્વલતાનાં અનન્ય પ્રતિકો સમાં જિન મંદિરો જિન-બિંબો આપણને અનાયાસે મળ્યાં છે. સુંદર સામગ્રી મળી છે. હવે એનો ઉપયોગ કરતાં શીખો. માનવજન્મની મહત્તા જ્ઞાનીઓએ અનેક રીતે વર્ણવી છે. જો સાર્થકતાનાં સાધનો મળવા છતાં સાધનાથી દૂર રહેવાશે તો આત્મ ઉજ્વલતા સધાશે નહિ.

તીર્થભક્તિ કરનાર સંસાર સમુદ્રથી જરૂર તરે છે. "તારે તે તીર્થ" અને એ તીર્થને પ્રવર્તાવનાર આત્મ ઉજ્વલતાના પ્રતિક સમા ગણાય છે.

મહાનુભાવો ! ભક્તિનો અપૂર્વ અવસર એળે ગુમાવશો નહિ તિર્યંચો પશુ-પક્ષીઓ પણ તીર્થંકર દેવની આરાધનાથી આસનસિદ્ધિ થાય છે તો પછી મનુષ્યની તો વાત જ શું કરવી ?

કાયાની માયાને આપણે દૂર હડસેલવી છે. આત્મ ઉજ્વલતાને અપનાવવી છે. માટે આજથી જ અરિહંત દેવોની ઉપાસના માટે આપણે કટિબદ્ધ થવું જોઈએ.

**"શિવમસ્તુ સર્વજગતઃ"**

—o—

વાહ! બહુ જ સરસ ઉત્તર! એવી જ રીતે પૂર્વભવમાં અનેક કષ્ટ સહી. અકામ નિર્જરા યા તો સકામ નિર્જરાથી. મહાન્ પૂણ્યોદયના યોગે આ મનુષ્યભવ મળ્યો છે એવું તમને લાગે છે ખરું ? જો ન લાગતું હોય તો તમારા કહેલા શબ્દો તમને જ લાગુ પડશે.

**હવે તો જાગો**—ભલે આજ સુધી કદાચ સાચું સમજવા છતાંય સંસારના લાવારસમાં જીવન વીતાવ્યું; વાસનાની ભઠ્ઠીમાં તપવાથી અંગે અંગે અગન લાગી છતાં પણ ભાન ન આવ્યું. પણ હવે તો જાગો ? "ભૂલ્યા ત્યાંથી ફરી ગણો" જે દિવસે સમજાયું એ દિવસથી પણ આગે કદમ ભરવા જે તૈયાર થાય તે પણ સદ્ધર્મની આરાધનાને જરૂર પામી શકે; પશુ અને માનવમાં આહાર, નિદ્રા, ભય, મૈથુન વિગેરે સમાન હોવા છતાં માનવ અને પશુમાં ફરક શો ? એનો વિચાર કદિ આવે છે ખરો ? પ્રવૃત્તિશીલ જગતમાં આજે પ્રત્યેક પ્રાણી પોતાપોતાની સ્વાર્થીય પ્રવૃતિનો અંધાપો લઈ ફરી રહ્યા છે. એ સ્વાર્થીય અંધાપામાં એવાને જ્ઞાનચક્ષુનું દાન પણ કોણ કરી શકે ?

**સર્વકળામાં શ્રેષ્ઠ ધર્મકળા**—ક્ષણે ક્ષણે લાગવું જોઈએ કે અમારી ધર્મારાધન વિનાની કલા વાસ્તવમાં કલા નથી પણ બલા છે. એ કલાની બલા જેના ગળામાં લપટાઈ હોય એ ક્યાંથી ધર્મકળાને પામી શકે ?

"સવ્વાકલા ધમ્મકલા જિણાઈ"

જીનેશ્વરના પવિત્ર શાસનમાં તો સર્વકલા કરતાં ધર્મકલાને જ શ્રેષ્ઠસ્થાન આપેલું છે. દુન્યવી બધી કળામાં પારંગત થયેલા ને પણ જો ધર્મકળા ન વરી તો સમજી લેવું જોઈએ કે એ મળેલી કળાનો દુરુપયોગ જ કરવાનો.

જેને જીવન જીવતાં શીખવું છે ! જીવન જીવવાની કળાને પામવી છે. એને તો એક ક્ષણ પણ ધર્મ કર્યા વિના ચેન પડે નહિ !

# ધર્મ એટલે શું?

## દુર્ગતિ પ્રપતત્પ્રાણિધારણાત્ ધર્મ ઉચ્યતે

દુર્ગતિમાં પડતા એવા પ્રાણીનો જે ઉદ્ધાર કરે તે જ સાચો ધર્મ: જો એ મહાકષ્ટથી વંચિત રહો. એની પાસે જગતની કથી સુખ સામગ્રી હોય કે ન હોય ત્યાંય એને ચેન નહિ પડે. ભિક્ષુકની પાસે શું હોય છે? એના રામપાત્ર સિવાય કશું જ નહિ. મહેલોની મંદી હતા એનો ધીંઝણો બનતી હોય છે. રાત દિવસ કૈતરાના અવાજ એને સંગીત સંભળાવતા હોય છે ત્યાં એના હૃદયમાં ખડકાયેલી આશાની ઇમારતો સેકન્ડે સેકન્ડે એને પીડતી હોય છે.

બીજી બાજુ બંગલામાં મહાલતા મહેરબાન તરફ દષ્ટિપાત કરો. લાખોની મિલ્કત હોય ત્યાંય બીચારાને સુખે ઉંઘવા ન મળે. રોજ પ્રેશરની દવા ખાઓ તો એમનું જીવન ચાલતું હોય. બહારથી દેખાતા ખૂબ સુખી તેઓ અંતરથી દુઃખી હોય છે.

જ્યારે જેના હૃદયમાં ધર્મ વસી ગયો. તે પછી ગમે તેવી સ્થિતિમાં હોય પણ...એને એ પોતે કર્મની પરિસ્થિતિ માની શાંતિથી ભોગવી શકે છે.

શાતા અને રતિઃ—શાતા વેદનીયના ઉદયથી જીવ ખુબ જ સુખ ભોગવતો હોય પણ...તેનાથી તે કંઈ નવાં ચીકણાં કર્મ નથી બાંધતો. એ શાતામાં જ્યારે ખુબ આનંદ મશગુલ બને. રતિ મોહનીય—શાતાની સાથે મળે ત્યારે કર્મ વિશેષ પ્રકારે બાંધે. તેવી જ રીતે અશાતાને પણ ભોગવતો છતો જીવ જો અરતિ-દુઃખને સ્થાન ન આપે તો એને કર્મ બંધનો સમય ઓછો થઈ જાય.

તીર્થંકર દેવો કેટલી રુદ્ધિ સિદ્ધિ ભોગવતા હતા. પણ એ બધું જ ઓદયિક ભાવે. કર્મ ઉદયમાં આવ્યું છે માટે ભોગવ્યા સિવાય છૂટકો જ ન હતો જ્યારે આજનું જે કર્મ ભોગવાય છે એ કેટલા રસપૂર્વક? કેટલા આનંદપૂર્વક? અને જ્યારે એ કર્મનો વિપાક ઉદયમાં આવશે ત્યારે ગમે તેટલી બૂમરાણ મચાવીશું તો પણ એ કર્મ થોડું જ ભોગવ્યા સિવાય છૂટકો છે?

"બંધ સમય ચિત્ત ચેતીયે, ઉદયે શો સન્તાપ."

**કર્મ બંધના ટાઈમે જેટલા સુખ દુઃખના તાદાત્મ્ય અનુભવ દ્વારા એ કર્મ જેટલું મજબુત અને સઘન રસવાળું બનાવ્યું હશે તે પ્રમાણે ઉદય તો આવવાનું જ:**

**ધર્મ સ્વીકારનાર કર્મથી ડરે નહિ**—જેણે આવા પવિત્ર ધર્મને હૃદયમાં ધારણ કર્યો એ પછી ગમે તે અવસ્થામાં હોય. પણ એના હૃદયમાં ધર્મ સ્પર્શી ગયો છે. માટે હવે એને કર્મ શત્રુથી ભય રહે જ નહિ. પવિત્ર ધર્મરાગ કર્મ શત્રુને દૂર હડસેલી મૂકે છે; અને એવો આત્મા સુખ–દુઃખમાં પણ સમભાવ રાખી શકે છે; જેના હાથમાં તલવાર આવી ગઈ. તલવારનો ઉપયોગ કરવાની આવડત આવી ગઈ. એ પછી ભલે ઘોર જંગલમાં એકલો ભ્રમણ કરતો હોય છતાં એને વનચર પશુ–ડારી શકે નહિ મારી શકે નહિ.

માટે જ જીવનમાં ધર્મ કળાને ઉતારવાની ખૂબ જ જરૂર છે.

**એકડા વિનાના મીંડા જેવું!** જ્યાં સુધી ધર્મ કલાને જીવનમાં સ્થાન ન અપાયું ત્યાં સુધી પ્રાપ્ત થયેલી બીજી કળાઓ એકડા વિનાના મીંડા જેવીજ લેખાશે; ગમે તેટલાં મીંડા હોય પણ એની કિંમત શું? વિજ્ઞાનની વહારે દોડતા મહાનુભાવો હૃદયમાં વિચાર જો કે! અમારા હૃદયમાં ધર્મને સ્થાન પણ છે ખરૂં! ધર્મનું સાચું સ્વરૂપ જ્યાં સુધી સમજાયું ન હોય ત્યાં સુધી એ ધર્મ હૃદયમાં રુચે પણ નહિ. કદાચ રુચે તો એને આદરી ન શકે

અને આદરે તો પૂર્ણ રૂપે પાળી શકે નહિ. માટે જ ધર્મ કળાને હૃદયમાં પહેલું સ્થાન આપવું જોઈએ.

'આ કળા જેના હાથમાં આવી એજ સાચી રીતે જીવન જીવી શકે છે: બીજાને આદર્શ સ્તમ્ભ બની શકે છે.

**પલ્લીપતિ જયનાક**—મેવાડ દેશમાં કોઈક ઉંચા પર્વતની શ્રેણિ પર પરમાર વંશમા ઉત્પન્ન થયેલ રાજપુત્ર જયનાક નામનો રહેતો. છે રાજપુત્ર. પણ સંસર્ગના દોષથી ચોરી કરતા શીખી ગયો.

"**સંસર્ગજાઃ દોષ ગુણાઃ ભવન્તિ**' સજ્જન પુરૂષની સોબતથી દોષ પણ ગુણ રૂપે બની જાય છે: અને દુર્જનના સંસર્ગથી સુગુણ પણ દુર્ગુણમાં ફરી જાય છે. આજે વ્યવહારમા પણ બોલાય છે કે "સોબત તેવી અસર" જેના વિચારો મજબુત ન હોય **હૃદયનું સિંહાસન ડગમગતું જ હોય એતો પછી પાણીની જેમ ફર્યા જ કરે.**

પાણીમા ગમે તે રંગ નાખો પાણી તન્મય બની જવાનુ—આજે એવું ઘણુ જ બની રહ્યું છે સંસાર તરફ દૃષ્ટિ પાત કરો ત્યારે ત્યાં તેના જેવા જ, અને જ્યારે ઉપાશ્રયમા કે દહેરાસરમા જાઓ ત્યારે ઘડીક હાલ માટે ત્યા ના જેવા. સંસર્ગની અસર બહુ જ ઉંડી થાય છે. રાજપુત્રમાથી જયનાક ધીરે ધીરે પલ્લીપતિ બની ગયો લુંટફાટ એજ એનો ધંધો. બીજાને હેરાન કરી આનદ માણવાનુ એનું નિયત કાર્ય થઇ ગયું.

જયનાકનું જીવન જગતમા શ્રાપરૂપ બની રહ્યું છે. લોકો એને ધિક્કારી રહ્યા છે પણ જયનાક તો જગત સામે ઉભો ઉભો અટ્ટહાસ કરી રહ્યો છે. એને મગની સાવનામા એ આનદ માણી રહ્યો છે

**આનંદનું ઉદ્ગમ સ્થાન:**—વિષ્ટાનો કીડો વિષ્ટામાં જ આનંદ માને કદાચ એને નમે પુષ્પમાં મૂકો તો શી દશા થાય? મરણ જ નીપજે. આનંદનું ઉદ્ગમ સ્થાન જેને જે માનતો હોય.

એના સિવાય અન્ય સાચા આનંદના સ્થાનો ને પણ એ વિષાદમય માને છે. એને કદાચ અખંડ આનંદનું સ્થાન બતાવવામાં આવે તો પણ એ વાતને એ આત્મા ઉપહાસથી ઉડાવી દેશે. કેટલી પ્રાણીઓની વિચિત્ર પ્રવૃત્તિ !

જયતાકનું જીવન ભયંકર બનતું જાય છે. પરંતુ એ ભયંકરતા માંજ એને અખંડ આનંદ મળે છે.

એક વખત ધનદત્ત નામનો સાર્થવાહ ત્યાંથી પસાર થઈ રહ્યો છે જયતાકને ખબર મળી. પોતાની ચોરમંડળી સાથે ત્યાં આવી સાર્થને લૂંટી લીધો. સાર્થવાહ ધૂંઆ પૂંઆ થઈ ગયો. પણ કરે શું ? સમર્થ પલ્લીપતિ આગળ વાણીયો શું કરે ? પણ ધનદત્તે તેજ વખતે નિશ્ચય કર્યો કે આ પલ્લીપતિને જ્યાં સુધી હું પરાજિત કરી મારૂં ધન વ્યાજ સહિત પાછું ન મેળવું ત્યાં સુધી હું વાણીયો નહિ.

**ઈર્ષ્યાની આગ**—ઇર્ષ્યાની આગ હૃદયમાં ચંપાયા પછી શાંતિ ક્યાંથી હોય ? શાન્તિના નામે જ અશાન્તિની આગ ભભડવા માંડે એ ઇર્ષ્યાની આગ હૃદયમાં બળતી હોય ત્યારે પોતે તો બળે જ બીજાને પણ બાળીને ખાખ કરી નાંખે; સમતાનો સેતુ એ ઇર્ષ્યાની આગમાં દગ્ધ થઇ જાય એમાં નવાઇ જ નથી.

ધનદત્ત તો પહોચ્યો માલવાના રાજા પાસે: રાજાને ભેટ ધરી મોટું સૈન્ય માગ્યું; રાજાએ ધનદત્તને સમજાવ્યું ભાઇ ! યુદ્ધ કરવુંએ વાણીયાવટ નથી એમાં ક્ષાત્રતેજ જોઇએ. તમે શાન્તિથી ઘેર જઈ સૂઈ જાઓ તમારૂં ધન થોડા વખતમાં જ પાછું આવશે.

રાજન્ ! મારી દૃઢ પ્રતિજ્ઞા છે. હું જ એ પલ્લીપતિને જીતીશ. એને હરાવી મારૂં ધન ચક્રવૃધ્ધિ વ્યાજ સહિત પાછું મેળવીશ. ત્યારે જ જંપીશ: માટે આપ મનેજ સૈન્ય આપો—હું જ એનું નિકંદન કાઢીશ.

જ્ઞાન હોય પણ આચરણમાં શૂન્ય જ હોય તો એ જ્ઞાન એનો ઉદ્ધાર કદિ ન કરી શકે ! ઉદ્ધારની વાતો હવામાં અધ્ધર લટકતી જ રહી જાય કુકર્ત્તવ્ય **કરવા જતાં પ્રાણીને અટકાવે એજ જ્ઞાન સાચું ! બાકીનું જાણપણું બોજારૂપ છે આવા જાણપણાને જ જ્ઞાનીઓ એ ગધેડાના ભારની સાથે સરખાવ્યું છે.**

ધનદત્ત હસી રહ્યો છે. વૈર નો બદલો લીધા નો એને સંતોષ છે. પલ્લીમાંથી અખૂટ ધન લઈ માલવાધીશ પાસે ગયો.

એની પિશાચલિલા સાંભળતાં જ માલવાધીશ ઉગ્ર બની ગયો. રે કર્મચાંડાલ ! સ્ત્રી હત્યા અને ભ્રૂણ હત્યા કરતાં તારા નિષ્ઠુર હૃદયે જરાપણ આંચકો ન અનુભવ્યો. પાપી ! તારી પિશાચલીલા તને રૌરવ નરકાવાસમાં ધકેલશે પણ આજથી તારે મારો દેશ છોડી ચાલ્યા જવું. ધનદત્તનું સમગ્ર ધન લઇ દેશનીકાલની આજ્ઞા ફરમાવી દીધી. ધનદત્તનો વિજયી ઉન્માદ આજે ઓગળી ગયો હતો.

**પલ્લીપતિનો માનસપલટો:**—પલ્લીપતિએ જ્યારે એની પત્ની અને બાલહત્યાના સમાચાર સાંભળ્યા. ત્યારે એનું કઠોર કાળજું કમકમી ગયું. આંખમાંથી ઉનાં આંસુની ધાર વહી છૂટી; આજ સુધીના પોતાના કુકર્ત્તવ્ય પર હવે એને નફરત છુટી: એને સમગ્ર સંસાર દુઃખમય ભાસવા લાગ્યો.

**દુઃખગર્ભિત વૈરાગ્ય:**—પોતાના અથવા સ્વજન પર દુઃખનો ભાર આવે. નજીકનું સ્વજન મૃત્યુ પામે ત્યારે દુઃખના ભયથી સંસારની અસારતા સમજી જે વૈરાગ્ય થાય તેને દુઃખ ગર્ભિત વૈરાગ્ય કહેવાય છે. આવો વૈરાગ્ય પણ કેટલીક વખત ધર્મ વિમુખ બનેલા પ્રાણીને ધર્મસન્મુખ લઇ જાય છે. પલ્લીપતિને પણ એવો વૈરાગ્ય થયો હતો પશ્ચાત્તાપના ભારથી એ નીચું મુખ રાખી ચાલી રહ્યો હતો. એટલામાં જ રસ્તામાં એને યશોભદ્રસૂરીશ્વરજી મહારાજ મળ્યા. ત્યાગની

મૂર્તિસમા સૂરીશ્વરને જોઈ મહાપાપમાંજ જેણે જીવન વીતાવ્યું છે એવો જયનાક ભાવથી નમ્યો.

**ધર્મ પામવા પણ લાયકાત જોઈએ:**—સંસારના દુઃખથી ઉદ્વિગ્ન બન્યો છે, માટેજ એને હવે ત્યાગી પ્રત્યે બહુમાન જાગે છે. કર્મના વિપાકને સમજી અથવા તો પોતાના પર દુઃખ આવે ત્યારે સંસારની પરિસ્થિતિ સમજી. ગમે તે અવસ્થામા પણ જો સંસાર પ્રત્યે સ્હેજ પણ પરાઙ્મુખ ભાવ ન આવે તો તેને ધર્મ સમજાય નહિ ધર્મ પામવાની યોગ્યતા ત્યારે જ આવે જ્યારે સંસારથી પરાઙ્મુખ ભાવ આવ્યો હોય મમત્વનો ભાવ દૂર થયો હોય.

પલ્લિપતિની પરિસ્થિતિ બહુજ ભયાનક છે. પણ સૂરીશ્વરજી એની યોગ્યતાને કળી ગયા. સૂરીશ્વરે મૃદુ સ્વરે ધર્મલાભ પાઠવતા જયનાકને સંબોધી કહ્યું. ભાઈ! તું ખુબજ દુઃખમા સપડાયો હોય તેવું લાગે છે. તારું ચિત્ત ચિન્તાની ચિતામા ચેતના વિહીન બની ગયું છે. આનું શું કારણ?

જયનાકે પોતાની સઘળી પરિસ્થિતિ જણાવી દીધી. ગુરુના મૃદુ સ્વરની પલ્લીપતિ પર અજબ અસર થઈ હતી

**સૂરીશ્વરનો સદુપદેશઃ**—જયનાક! ચોરીના મહાપાપે આ ભવમાં રૌદ્ર દુઃખોનો અનુભવ થાય છે અને પરભવમાં પણ દુઃખનો રાશિ સામે આવે છે ઉભય લોકમાં નિંદ્ય ચૌર્ય કર્મનો ત્યાગ કરવાથી જ સુખી થવાશે. માટે આજથી તું પ્રતિજ્ઞા કરી લે કે "હવેથી હું ચોરી નહિ કરું" ચોરીમાં જ જીવન પસાર કરનારને માટે ચોરીની જ પ્રતિજ્ઞા? પણ જયનાક પલ્લીપતિને પાપનું પૂરું જ્ઞાન થયું હતું એના ફળનો આસ્વાદ મળ્યો હતો માટે જ પોતાના દુષ્કૃત પ્રત્યે એને પૂરેપૂરી નફરત છૂટી હતી.

પાપના ફળને ભોગવવા છતાં પણ કર્મથી દૂર ન રહેવાય તો સમજી લેજો કે અનાદિના ગાઢ પાપસસ્કારોની જોહુકમી નીચે

અમે દગાયેલા છીએ, અરે ! રાજાની આજ્ઞામાં કદાચ ગેપ મારી જાઓ પણ કર્મની કડક આજ્ઞામાંથી કોઇ કદિ છટકી શકે નહિ: અહીં બેઠા ત્યાં સુધી બધું જ સાંભળવું, માથું પણ ધુણાવવું અહીંથી ઉભા થયા પછી જે સાંભળ્યું હોય તે બહાર ગયા પછી બધું ખંખેરી નાખવું હૃદયમાં એ તત્વો સ્પર્શે નહિ. આવા અનુભવો છતાંય જરા અરેરાટી પણ છૂટે નહિ આ બધું જ શું સૂચવે છે? કાળજું કોરૂં ને કોરૂં જ છે. રીઢા ઘડામાં ગમે તેવું ઠંડું પાણી ભરો પણ એનું પરિણામ શું આવે ? ગરમ જ થઇ જાય. આવુ સમજવા છતાં, જાણવા છતાં; હૃદયના ઉંડાણમાં કર્ત્તવ્યના પાલનમાં કશુંજ આવતું નથી.

જયતાકે ત્રિકરણશુદ્ધ પ્રતિજ્ઞા લીધી. સૂરીશ્વર સાથે રહેલા શ્રાવકો એ ત્રણ દિવસના ભૂખ્યા જયતાકને ભાતું આપ્યું. જયતાક ભૂખને શમાવી ગુરુના ચરણ કમલનો ભાવથી સ્પર્શ કરી એકશિલા નગરી તરફ ઉપડયો.

આજ સુધીનો ચોર, ડાકુ, હત્યારો, હવે આપણી સામે બીજી રીતે ઉપસ્થિત થાય છે. જીવવાની કળા સદ્‌ગુરુ પાસેથી એને મળી ગઈ છે. એનું આંખુંય જીવન હવે પલટાઇ જાય છે.

**અજબઅસર**—એકશિલા નગરીમાં જયતાક ઓઢર નામના એક ગૃહસ્થને ત્યાં રહેવા લાગ્યો. ખાવું પીવું અને ઘરનું કામ કરવુ ! માંસ મદિરા જેવી અભક્ષ્ય ચીજો પણ બંધ કરી દીધી: ક્રૂરસુખ દિવસે દિવસે શાન્ત બનતું જાય છે. રૌદ્ર સ્વરૂપ સૌમ્ય બનતુ જાય છે

એકજ વખત થયેલ સદ્‌ગુરુનો સંયોગ કેટલો જીવનપલટો કરાવી શકે છે? જ્યારે તમે તો વારંવાર સદ્‌ગુરુઓના સંયોગમાં આવો છો. સદ્ધર્મનાં અનુષ્ઠાનોની ખૂબ જ આરાધના કરો છો. છતાંય પરિસ્થિતિનું પરિવર્તન દેખાય છે ખરૂં?

**એક એક અનુષ્ઠાનની પાછળ એના હાર્દનું ચિંતવન**

કરતો આરાધક જો તન્મયતા પૂર્વક તે તે અનુષ્ઠાનોનું આચરણ કરે તો જ તે પરમ શાન્તિને પામી શકે.

બાકી એજ અનુષ્ઠાનો ને વેઠ વાળવા પૂરતાં કરી જવાં હોય ભાર ઉતારવા જેવું જ એમાં ભાસતું હોય. તો આનંદને સ્થાને વિષાદનો વાવટોળ ઉભો થાય એમાં નવાઈ જેવુ નથી.

પલ્લીપતિ પામી જાય અને તમે રહી જાઓ. એ તો જરા વિચારણીય ખરૂં જ !

કૃતજ્ઞતા મહાગુણ :— એક વખત યશોભદ્રસૂરીશ્વરજી મહારાજ એજ ગામમા પધાર્યા છે જયતાકને જાણ થતાંજ તેતો ગુરુની પાસે જઈ તેમની સેવા શુશ્રૂષામાં લાગી ગયો. એક વખત જયનાકને ઓદર શ્રેષ્ઠીએ પૂછ્યુ ભાઈ! હમણાં તું આખો દિવસ ક્યાં વિતાવે છે? જયનાકે કહ્યું: મારા ગુરુ યશોભદ્રસૂરિજી આ નગરમાં પધાર્યા છે. તપ અને ત્યાગની મૂર્તિ સમા એ મારા ગુરુની સેવામાં હું દિવસ વીતાવુ છુ.

ગુરુએ એને શું આપ્યું છે? પણ કૃતજ્ઞતાનો મહાગુણ જયતાક માં જાગતો હતો—પોતાને પાપથી નિવૃત્ત કરનાર પુણ્યના પથે પ્રયાણ કરાવનાર ગુરુદેવ મળે ત્યારે તન મન એમના ચરણે અર્પણ થઈ જાય.

સમકિત દાતા ગુરુતણો પચ્ચુવયાર ન થાય
ભવ કોડાકોડે કરી કરતાં કોડિ ઉપાય—॥

ઉપાધ્યાયજી શ્રીયશોવિજયજી મહારાજ ફરમાવે છે કે સન્માર્ગને આપનાર ગુરૂદેવનો—કોડો ભવો સુધી ક્રોડ ઉપાય કરતાં પણ પ્રત્યુપકાર થઈ શકતો નથી.

નોકરથી શેઠ પામી ગયોઃ—ઓદર જયનાકને સાંભળી રહ્યો

તેને પણ થયું જો આવા મહાત્યાગી ગુરૂ હોય તો એમનાં દર્શન માટે મારે પણ જવું જોઈએ.

જયતાકની સાથે ઓઢર શ્રેષ્ઠી યશોભદ્રસૂરિજી પાસે વંદન પાસે વંદન કરવા આવ્યો. ગુરુદેવની પ્રશાન્ત મુદ્રા જોઈ ઓઢરની મિથ્યાત્વની નીબીડ ગાંઠ ઓગળી ગઈ. ગુરુદેવની પાસે ધર્મશ્રવણ કરી તુરત જ તેણે શ્રાવકધર્મ અંગીકાર કર્યો. કદિ સુસાધુઓનો સંસર્ગ, નથી સાંપડ્યો એવા આત્માઓ અહિં આવી ને પામી જાય છે. મિથ્યાત્વને વમી સમ્યક્ત્વને લઈ જાય છે. પલ્લીપતિ પામી ગયો; અને નોકરના સંપર્કથી શેઠ પણ પામી ગયો. આજે તો શેઠના સંસર્ગમાં આવેલો નોકર એનામાં કંઇ પણ શ્રદ્ધા હોય એને ગુમાવી ન જાય તો સારૂં !

ઓઢરની શ્રદ્ધા ખૂબ વધી ગઈ. સુદેવ, સુગુરુ અને સદ્ધર્મની આરાધના એના અંતસ્તલને સ્પર્શી ગઈ.

સૂરીશ્વરના ચરણોમાં એણે મસ્તક નમાવી કહ્યું. ગુરુદેવ ! આપે મને ધર્મરુપ મહામૂલ્ય રત્ન આપ્યું છે. જીવન જીવવાની કળા આપે મને બતાવી છે. માટે મારા પર અનુગ્રહ કરી. આ રિદ્ધિ સિદ્ધિમાંથી કંઈક સ્વીકારો !

**કંચન અને કામિનીના ત્યાગીઃ**—ઓઢર ! સાધુધર્મને અંગીકાર કરનાર કંચન અને કામિનીને સ્પર્શી શકે નહિ. છકાય જીવની વિરાધનાથી એ સર્વથા વિરતા હોય. છ કાય (પૃથ્વી, પાણી. અગ્નિ વાયુ, વનસ્પતિ, ત્રસકાય) ની વિરાધના સુસાધુઓ મન, વચનકાયાથી કરે નહિ કરાવે નહિ કરતો હોય તેને અનુમોદે નહિ.

સાધુધર્મ એ સર્વત્યાગનો પંથ છે. સાધુધર્મને સ્વીકારનાર સમાજની શેહમાં ફસાઈ પોતાના સાધુત્વનું લીલામ કરે નહિ. કેટલીક વખત સમાજ સાધુને પોતાની પ્રવૃત્તિમાં ફસાવવા મહેનત કરે, અને પ્રતિષ્ઠાનો લોલુપી જો એમાં ફસાયતો એનું સાધુપણું ટકે નહિ.

સાધુપના કઠિન હૈ ચઢના પેડ ખજૂર ।
ચઢે તો ચાખે પ્રેમરસ પડે તો ચકનાચૂર ॥

આધુની પ્રતિષ્ઠામાં જીવનની જવાબદારીને જે દાખલે સાધુઓ ભૂલશે એ વખતે અનેક અસદ્ આચરણનો માર્ગ ચાલુ થશે. એનો બોજો એમના જ શિરે રહેશે કેટલીક વખત સમર્થ ગણાતા પણ સાધુઓ સમાજમાં પ્રતિષ્ઠાની ખાતર "માઈક" વાપરવા વિગેરેના પાપારંભમાં પ્રવૃત્ત થઈ જાય તો સમજી લેવું કે સમાજ ત્યાગીની પાસે ત્યાગનું છેલ્લેચોક લીલામ કરાવી રહ્યો છે અને કેટલીક વખત સાધુઓ પણ પોતાની ફરજને ભુલી જઈ અવળે પંથે વિચરી રહ્યા છે.

દિવસે દિવસે આજે જ્યાં ત્યાગનું જ વાતાવરણ જમાવવાની જરૂર છે, ત્યાજ ત્યાગને દૂર મુકાતો જાય છે. ત્યાગી સંસ્થા પાસે પણ સમાજ ખૂબ ત્યાગવિહીન આચરણો કરાવવા પ્રયત્નશીલ બની રહ્યો છે. આવી અવસ્થામાં નક્કી માનજો કે શાસનનું ભાવી ઉજ્વલ નથી બનાવી રહ્યા પણ શાસનના ભાવીને જોખમમાં મુકી રહ્યા છો

આપણે બહુજ આગળ વધીગયા. મૂળ વાત એ છે કે યશોભદ્રસૂરિજી ત્યાગનું વર્ણન. સાધુત્વનું સ્વરૂપ એઓ આગળ વર્ણવી રહ્યા છે.

આવો ઉત્તમ ધર્મ:—એઓ સાંભળી રહ્યો. જ્યાં કંચનનો સ્પર્શ થાય નહિ મણિ અને લોખંડ પર સમબુધ્ધિ હોય. કોઈપણ કાર્ય નિમિત્તે પણ છકાયની જે કદિ વિરાધના કરે નહિ કરાવે નહિ અને કરતાં હોય તેને અનુમોદન પણ આપે નહિ કારણ—

"કરણ કરાવણને અનુમોદન સરીખાં ફળ નીપજાયો."

આવો ઉત્તમ સાધુધર્મ ખરેખર! વંદનીય છે, આવા ઉત્તમ ધર્મને પામી આત્મા અનન્ત સુખનો ભોક્તા બની શકે છે. એઓની

શ્રદ્ધા વધુ મજબૂત બની. સાચા ત્યાગીને સહુ કોઇ ભાવથી નમે એમાં જરાય નવાઈ નથી.

ગુરુદેવ! આપનો ત્યાગ માર્ગ બહુ ઉચ્ચ કોટિનો છે. આપ પણ બહુજ ઉચ્ચ કોટિએ પહોંચ્યા છો. પણ મારા ઉધ્ધારના માટેનો કંઇક ઉપાય બતાવો ઓઢર શ્રાવકે આચાર્યશ્રીને ફરી વિનતિ કરી.

**નૂતન ચૈત્યનિર્માણઃ**—આચાર્ય યશોભદ્ર સૂરિજીએ જણાવ્યું. મહાનુભાવ! જો તમને ધર્મપર શ્રદ્ધ હોય. ચંચળ લક્ષ્મીનો સદુપયોગ કરવાની ભાવના હોય તો એક જિનપ્રાસાદ બંધાવો.

પુણ્યશાલી ઓઢરે ગુરુનું વચન અંગીકાર કરી નવીનજિનાલય નિર્માણ કરવાનું કામ પ્રારંભી દીધું. અને આચાર્યશ્રી યશોભદ્ર સૂરિજીના વરદહસ્તે એ જિનાલયની પ્રતિષ્ઠા પણ થઇ ગઇ—ઓઢર શ્રાવક ભાવ ભક્તિથી જિનપૂજા કરી રહ્યો છે.

એક વખત ઉજાણીમાં વાપરવા માટે જયતાકને ઓઢર શેઠે પાંચ કોડિ આપી. જયતાક ઉજાણીમાં ગયો પણ એને કશું જ ખરીદવા જેવું લાગ્યું નહિ. ઓઢરશેઠને ત્યાં એને ખાવા પીવાની કોઇ કમી ન હતી. જે ઓઢરશેઠ જમતા એજ જયતાકને પીરસાતું!

**ઉદારચરિત બનોઃ**—આવો ઉદાર ભાવ આવ્યા વિના સાચો સમભાવ પ્રકટશે નહિ વિશ્વ કલ્યાણની વાતો થાય છે પણ ઉદાર ભાવ આવ્યો છે કે કેમ? એની ચકાસણી થોડી જ થાય છે.

> યો નિજં વા પરો વેતિ, ગણના લઘુચેતસામ્ ।
> ઉદાર ચરિતાનાં તુ, વસુધૈવ કુટુમ્બકમ્ ॥

આ પોતાનું આ પારકું એવી વિચારણા તો ટૂંકા દિલવાળા કરે. ઉદાર હૃદયવાળાઓને માટે આખીયે પૃથ્વી કુટુમ્બ સમાન છે ઓઢરનું ઉદાર હૃદય આપણને ઉડા ઉંડા બોધ પાઠ આપી જાય છે

જયતાક ઉઝાણીમાંથી પાછો આવ્યો તેણે વિચાર
આ પાંચ કોડિ મારી છે. મારે એને સુકૃતના માર્ગે વાપરું.
મળ્યું છે શું? ફક્ત પાંચ કોડિ જ, પણ હૃદય સંતોષી
તમને લાખોની મિલ્કત મળી હોય પણ સંતોષનું નામ નીશાન પણ
મળે. સામગ્રી મળે તેમ તેમ વધુને વધુ અસંતોષ! અને કદાચ ન મ
તો એનું દુઃખપણ ખૂબ જ! પરિણામે આર્તધ્યાન રૌદ્રધ્યાનમ
જીવન વીતતું હોય ત્યાં જીવન જીવવાની કળા ક્યાંથી હાથ આવીશકે?
પાંચ કોડીને ફુલડે:—જયતાક તો ઉપડયો બગીચામાં.
માલણને પૈસા આપી પુષ્પ લીધા. પોતાના દ્રવ્યનાં પુષ્પો
હતાં માટે એને પૂજા કરવામાં ખુબજ આનંદ આવ્યો.
પોતાના દ્રવ્યથી જે પૂજા થાય એમાં અને દહેરાસરમાં તૈયાર
રાખેલ દ્રવ્યથી પૂજા થાય એમાં ફરક ખરો? બસ પછી તો એ
દેરાસરમાં સાધારણ તરીકે વપરાતા કેશર અને સુખડનો કેવો
દુરુપયોગ થાય છે એ તમે જાતે જોતા જ હશો. "મફતકા ગોપીચંદન
ઘસકે લાવીયા" પણ ધ્યાનમાં રાખજો આવી રીતની પૂજામાં ભાવ
વિશુદ્ધિ આવી શકતી નથી. દહેરાસરમાં તો એટલા માટેજ આ
સાધનો તૈયાર રાખવાં પડે છે કે કોઇ અચાનક બહારગામથી શ્રાવક
આવ્યા હોય. અથવા-સાધારણ સ્થિતિનો કોઇ શ્રાવક પૂજાથી વંચિત
રહી જતો હોય તો આ સાધનોનો સદુપયોગ કરી શકે. નહિ કે
શક્તિશાળી શ્રાવકો પણ જઇને એના પર ટપકી પડે. આજની દશા
ખરેખર! શોચનીય છે. મંન ઘડત આચારો દિવસે દિવસે વધતા
જાય છે. માટેજ સન્માર્ગને પામવા માટેની યોગ્યતા પણ હણાતી
જાય છે.

જયતાક નાચી રહ્યો છે. દ્રવ્ય હરતાં પણ ભાવ વધી જાય છે.
તમને તો ભગવાન આગળ નાચતાં પણ કદાચ શરમ આવે!

રાવણ અને મંદોદરીનું ભાવભીનું નૃત્ય સાંભળ્યું હશે ? પોતાના દ્રવ્યની પુષ્પપૂજા કરતાં હર્ષઘેલા બનેલા જયતાકનાં નયનોમાંથી અંનદાશ્રુનો પ્રવાહ વહી રહ્યો છે. ભાવભીના હૃદયે પ્રાર્થના કરતાં જયતાક બોલ્યો.

ભગવન્ ! "તારી પૂજાનું મને કંઈપણ, ફળ મળતું હોય તો ખુબ ઉત્સાહથી આનંદથી ભક્તિ ભાવપૂર્વક ભવોભવ તારી પૂજા મળો." સંસારના રસની ખેવના પણ એને નથી રહી. માગીમાગીને એણે શું માંગ્યું ? ભવોભવ ભગવાનની સેવાજ.

એની પૂજા એના આત્માને અમરત્વના આરે લઈ જાય રહી છે. છેલ્લે છેલ્લે સમાધિપૂર્વક ઓઢર કાલધર્મ પામી પાટણના મહામંત્રી ઉદયન થાય છે.

જયતાક પલ્લપતિએ પર્યુષણાનો ઉપવાસ કર્યો. પારણે એની તબીયત બગડી. સમાધિપૂર્વક અરિહંતના શરણને સ્વીકારી જયતાક ત્રિભુવનપાલના પુત્ર કુમારપાલ તરીકે ઉત્પન્ન થયા.

યશોભદ્ર સૂરીશ્વરજી કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય થયા. માલવરાજે ધનદત્ત સાર્થવાહને દેશ નીકાલ કર્યો હતો. તે તાપસી દીક્ષા અંગીકાર કરી તપ તપી સિદ્ધરાજ જયસિંહ થયો.

જે પૂર્વભવમાં શેઠ હતા એ આ ભવમાં મંત્રી થયા. અને પલ્લીપતિ જયતાક નોંકર હતા તે અઢાર દેશના અધીપતિ કુમારપાલ ભૂપાલ થયા.

તમે રોજ બોલો છો—કે—

પાંચ કોડિના ફુલડે સિધ્યાં જેનાં કાજ.

એમનો કેવો ઉત્તમ ભક્તિભાવ હતો ? માટે જ ક્રૂરકર્મ કરનાર પલ્લીપતિ પણ પામી ગયો.

જો તમારા હાથમાં પણ આવી ઉત્તમ ધર્મકલા આવી જાય તો એક ક્ષણમાં સંસારની બલા દૂર થઈ જશે અને શાશ્વત સુખના તમે ભોક્તા બની શકશો.

ॐ અર્હમ્

# બંધન અને મુક્તિ

**આ. વદ ૭ સોમવાર તા. ૨-૧૦-૬૧ શાન્તિનાથની પોળ**

## વ્યાખ્યાન પાંચમું

અનન્ત ઉપકારી પરમાત્માની મહાપુરુષો ભવ્ય જીવોના કલ્યાણના માટે ફરમાવે છે કે—જગત માત્ર પરિવર્તનશીલ છે. જડભાવોની દુનીયામાં મહાલતા મહાનુભાવો એ પરિવર્તનશીલ સંસારને જ્યારે અચલ અને અક્ષય માને છે ત્યારે જ એની સાથે આત્મીયતાને અનુભવે છે.

પણ એ આત્મીયતાના તાર તૂટે અને ધીરજ ખૂટે. પછી જ તેમને પરિવર્તન શીલ સંસારનું જ્ઞાન થાય છે.

**ઈષ્ટ અને અનિષ્ટ:**—જે વસ્તુ આજે તમને ઈષ્ટ હોય, એજ વસ્તુ સમય ગયા બાદનો કરી જતાં તમને અનિષ્ટ લાગશે, અને આજે જેને તમે ઘૃણા દષ્ટિએ જોતા હશો પૂર્ણ અનિષ્ટ ભાવ જેના પર હશે એજ ચીજ અમુક સંયોગોમાં તમને પ્રિય થઈ પડશે. આ તો તમારા પ્રત્યક્ષ અનુભવની વાત હશે.

**સંયોગ અને વિયોગનું ઘેરું વાદળ સંસારના સમસ્ત પ્રાણીઓ પર વરસી રહ્યું છે. આનંદ અને વિષાદ સંપત્તિ અને વિપત્તિનાં યુગલો સંસારની અસ્થિરતાને સાબીત કરી રહ્યાં છે. આટલું સમજવા છતાં જાણવા છતાં પણ સંસારની સ્નેહ સાંકળ વધુ ને વધુ મજબુત બનતી હોય તો એનાથી બીજું મોટું આશ્ચર્ય તમને ક્યાં જોવા મળશે?**

**જડસંયોગી ચેતન**—જડની પ્રબળતા ઘણી છે. અણુબોમ્બ એટમબોમના આ યુગમાં જડ શક્તિને સમજાવવી એ પુનરુક્તિ જેવું ગણાય ચેતન એવો આત્મા જડસંયોગી બનવાથી એ જડને પણ પોતાનું માની લેવાની મહાભૂલ કરી રહ્યો છે। આ મહા ભૂલના પરિણામે ઇંદ્રિયજન્ય સુખોના અનુભવમાં આનંદ, દુઃખોમાં વિષાદ થાય છે.

જડના દબાણના કારણે સાચુ આત્મતત્ત્વ ભૂલાય છે. મોજશોખ ટાપટીપ પાછળ જીવન બરબાદ થાય છે. છતાં ખ્યાલ સરખો પણ ન હોય કે હું શાની પાછળ મહેનત કરી રહ્યો છું ?

**ઇન્દ્રિયોનું પ્રાબલ્ય**—પાંચ ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં મસ્ત હોય છે, અને એ પાંચેનું અધ્યક્ષ મન સારા ખોટાના વિભાગ પાડે જાય છે. ઇંદ્રિયોને જે કાબૂ ન રાખી શક્યો એ આત્મા એજ ઇંદ્રિયો દ્વારા મહાપાપ ઉપાર્જન કરે છે.

કુરંગ માતંગ પતંગ, ભૃંગ મીના હતાઃ પંચ ભિરેવ પંચ,
એકઃ પ્રમાદી સ કથં ન હન્યતે; યઃ સેવતે પંચ ભિરેવ પંચ

એક એક ઇંદ્રિયોના વિષયો એટલા તો ખતરનાક છે, એમાં આસક્ત થનાર પ્રાણી ઘણી વખત પ્રાણીથી પણ વિયુક્ત બને છે.

૧. શ્રાવણેન્દ્રિયના કારણે મધુર અવાજ સાંભળવામાં મશગુલ બનેલ હરણ પારધીની જાળમાં ફસાય છે. ૨. હાથી સ્પર્શેન્દ્રિયના કારણે પોતાની સ્વતંત્રતા ગુમાવી સદાને માટે પરતંત્ર બને છે. ૩. પતંગીયું દીવાના રુપ પાછળ દિવાનું બની ચક્ષુરિન્દ્રિયના કારણે દિવામાં પ્રાણની આહુતિ આપે છે. ૪. ગંધનો લોલુપી ભ્રમર ઘ્રાણેન્દ્રિયના કારણે પુષ્પમાં પૂરાઈ જઈ ગુંગળાઈને મરે છે. ૫. જિહ્વાના કારણે મત્સ્ય વિગેરે મરણ પામે છે. જો એક જ ઇંદ્રિયમાં આસક્ત બનેલ આટલું દુઃખ પામે તો પછી પાંચે ઇંદ્રિયોના વિષયોમાં

સર્વદા ઉંડે ઉંડે ઉતરતા પ્રમાદી પ્રાણીની કેવી દશા થાય! એના તો બંને ભવ બગડે.

જેમ જેમ આ વાતમાં ઉંડા ઉતરીશું તેમ તેમ સ્પષ્ટ સમજાશે કે આજે સાચું આત્મસ્વાતંત્ર્ય દબાઇ રહ્યું છે. ઇંદ્રિયોના વિષયોની પરાધીનતા વધતી જાય છે.

મારૂં નથી તેમાં મોહ ન હોવો જોઈએ:—જે ચીજ તમારી થઈ નથી, થવાની નથી, થશે પણ નહિ એવી ચીજમાં મમત્વ થાય ખરૂં? ન જ થાય. કારણ કે, તમે બુદ્ધિશાળી છો. વિચાર કરવાની વિવેક શક્તિ તમને વરી છે—. જે ઇંદ્રિયોના વિષયો આજ સુધી મારા થયા નથી. હું એટલે કે આત્મા શાશ્વત છું. આ જડ વિષયો વિનશ્વર છે—વિનશ્વરની સાથે શાશ્વતનો સંબંધ કદિ ન ટકી શકે.

કદાચ કોઈ એવો સબંધ ટકાવી રાખવા ચાહે તો એની મૂર્ખતાને એ સાબીત કરે છે. તેવી જ રીતે નશ્વર પંચેન્દ્રિયજન્ય વિષયો અદિમાંત સમા છે. અનાર જગતથી આપણને દૂર મૂકનાર છે. માટે એ વિષયો પર મમત્વ ભાવ સત્પુરુષોએ કદિ ન રાખવો જોઈએ-

જેને માત્ર એક આત્મતત્વની અમર ઝંખના લાગી હોય તે કદિ પૌદગલિક સુખોમાં ફસાય નહિ. વર્ણ, ગંધ, રસ સ્પર્શ એ પુદ્ગલના ગુણો મોદક હોય કે નિંબ હોય પણ પુદ્ગલની બાજી સમજનાર એમાં હર્ષ-વિષાદને સ્થાન આપે નહિ—માત્ર એ તો ઉદાસીન ભાવે જડ જગત સામે ઉભો રહે.

સમ્યગ્દષ્ટિ સુબુદ્ધિ મંત્રી:—ચંપા નગરીના જીતશત્રુ રાજાને ધારિણી નામે પટરાણી હતી. તેને સુબુદ્ધિ નામે મંત્રી હતો. સુબુદ્ધિત્વને સમજ્યો હતો. તત્વાતત્વની વિચારણા કરી શકવાની સુબુદ્ધિ તેને મળી હતી. તત્વની વિચારણા કરી શકવાની સુબુદ્ધિ તેને મળી હતી.

એક વખત જીતશત્રુએ મોટો મહોત્સવ માંડ્યો. તેમાં મંત્રી સામન્ત અને પૌરજનોને જમવા આમંત્રણ આપ્યું. બત્રીશ ભોજન તેત્રીશ શાક તૈયાર થયાં; રાજાની સાથે બધા જમવા બેસી ગયા.

શું આજના ભોજનનો સ્વાદ! રસવતી તો આજે રસવતી જ બની ગઈ છે આજની એક-એક ચીજ ખૂબ જ ઉત્તમ અને સ્વાદિષ્ટ બની છે મહારાજા જીતશત્રુ જમતાં જમતાં બોલી ઉઠયા.

સામન્ત અને મંત્રી વર્ગે પણ રાજાના સૂરમાં સૂર પૂરાવ્યો. એક જ સમભાવી સુબુદ્ધિ મંત્રી શાન્ત બેઠા હતા.

મંત્રીશ્વર! કેમ આજના ભોજન સમારંભમાં તમે ઉદાસ ભાવ સેવો છો? આટલી સુંદર રસવતી પણ તમને સંતોષી ના શકી? રાજાએ સુબુદ્ધિને સંબોધી કહ્યું.

મહારાજ! આ બધા તો પુદ્ગલના ખેલ છે. જે ભોજનને આજે મિષ્ટભોજન પ્રિય લાગી રહ્યું છે. એ જ ભોજન કેટલીક વખતે અપ્રિય પણ થઈ પડે. કેટલીક વખત જે આંખને જોવું પણ ન ગમતું હોય તે જ વસ્તુને અમુક સંયોગોમાં આપણી આંખથી પણ અલગ કરવાનું મન થતું નથી. ઘ્રાણને પ્રિય સુગંધી પદાર્થ પણ અમુક સંયોગોમાં એવો પલટાઈ જાય કે જેની સામે નાક બંધ કરીને ઉભા રહેવું પણ અસહ્ય થઈ પડે—સ્પર્શના વિષયમાં પણ આવું જ છે.

રાજન્! આવા પૌદ્ગલિક વિષયોમાં આનંદ માનવો એ ખરેખર! આશ્ચર્ય જેવું જ ગણાય...આજની આ રસવતી આપને પ્રિય થઈ પડી છે. પણ એ તો પેટમાં ગયા પછીથી...બધું જ સમાન.

પુદ્ગલના સબંધથી સારા અને નરસા લાગતા પાંચ ઇંદ્રિયોના વિષયજન્ય સુખોના રસાસ્વાદમાં આનંદ માનવો એ પણ એક જાતની મૂર્ખતા જ ગણાય.

**સત્યમ્ બ્રૂયાત્ પ્રિયં બ્રૂયાત્:—** રાજાની સામે સત્ય વસ્તુ રજુ કરતાં સુબુદ્ધિને ભય ઉત્પન્ન નહિ થયો હોય? અને વાત નાની હોય, પણ અભિગમ સેવા વા તો શરમમાં ક્યાંઈ જાઈ જો સત્ય વસ્તુની રજુઆત ન થતી હોય તો સમજવું જોઈએ કે હજુ એ વસ્તુ વસ્તુસ્વરૂપે આપણને સમજાઈ જ નથી—નાનાને કોઈ પિતા કદી વા તો પિતાને કોઈ માન કરવા માગે તો તમે હા માં હા ન જ ભણો ને?

'પણ જ્યાં શાસ્ત્રીય દૃષ્ટિની વાત આવે ત્યા તો લગભગ એવા જ અભિગ્રહ ઉદાર ન આવી શકે. સત્ય વસ્તુની રજુઆત પણ એવી અસરકારક હોવી જોઈએ—કે જે પ્રાય. સર્વજન ગ્રાહી બની શકે.

પણ કેટલીક વખત એ સત્ય વસ્તુની રજુઆત બીજાને ન ગમે તો પણ તત્વને બાજુએ મૂકી બોલવું એનાથી તો મૌન સેવવુ વધુ ઉત્તમ મનાય.

**કમળાનો રોગી:—** સુબુદ્ધિની વાત જીતશત્રુને રુચી નહિ. રુચે પણ ક્યાંથી? પુદ્ગલના કીરમજી રંગે રંગાયેલ આત્માને આવી વાતો સાંભળતાં પણ ગમ ચડે તો નવાઈ જેવું નથી.

કિં કાચકામલીમિરીથ! સિતોઽપિ શંખો—
નો ગૃહ્યતે વિવિધવર્ણવિપર્યયેણ ॥

કમળાનો રોગી શ્વેત પણ શંખને વિવિધ વર્ણવાળો ગ્રહણ કરે. જાણે એમાં દોષ તો રોગનો જ છે તેમ ઉપાધિકૃત દોષના આશ્રયી બનેલાને આ વાત ન જ રુચે. મિથ્યાત્વનો ઉદય એવો જ છે કે પૌદ્ગલિક સુખોમા માનવને વિશેષ મશગુલ બનાવી આત્મતત્વથી વિમુખ બનાવે.

જીતશત્રુના દર્પભાવને સુબુદ્ધિ કળી ગયો. હમણાં તેને તો મૌન સેવવું જ વધારે સારું લાગ્યું.

**એ પણ પુદ્‌ગલનો તમાસો છેઃ**—એક વખત મહારાજા પર્યટન કરવા નીકળ્યા છે. સાથે બધો જ પરિવાર છે રસ્તામાં એક મોટી દુર્ગંધી ખાઈ હતી. એમાંથી સડેલા મડદા જેવી દુર્ગંધ ચારેબાજુ ફેલાતી હતી. રાજા ત્યાં થઈને પસાર થયો. રાજાએ તો તરત જ નાક બંધ કરી દીધું. થોડુંક આગળ જઈ રાજાએ પોતાના સેવકોને ખાઈના દુર્ગંધ પાણીથી કંટાળી કહ્યું. આ પાણીનો રંગ ઘણો જ ખરાબ છે. ઢગલાબંધ કીડાઓ એમાં ખદખદી રહ્યા છે. મરેલા-સડેલા મડદા જેવી બદબો આવી રહી છે. આ અસહ્ય દુર્ગંધ કદી સહી શકાય તેવી નથી. એનો રસ અને સ્પર્શ પણ જરૂર ખરાબ જ છે.

રાજાની વાતમાં બધા જ સંમત થયા. પણ સુબુદ્ધિ મંત્રીએ ધીરે રહી કહ્યું. મહારાજ ! આ બધા તો પુદ્‌ગલના તમાસા છે આ વાતમાં કંઈ જ નવાઈ જેવું નથી. આજ પાણીની પરિસ્થિતિ પલટાતાં એના વર્ણ ગંધ રસ સ્પર્શ પણ પલટાઈ જાય.

મંત્રી ! તમારી વાત દુરાગ્રહ ભરેલી છે. પુદ્‌ગલ સ્વભાવને આગળ કરી તમે તમારી દુરાગ્રહ ભરેલી વાણી જ હંમેશા આગળ કરો છો. જે વસ્તુ ખરાબ તે ખરાબ જ છે જે સારી તે સારી જ છે વસ્તુસ્વભાવ જો બદલાઈ જતો હોય તો કૂતરાની પૂંછડીને સીધી કરી આપજો પણ એવું બની શકતું નથી માટે તમારી વાત ગળે ઉતરે એવી નથી. મંત્રીના વચનથી ગરમ થયેલો રાજા બોલ્યો.

**પદાર્થ માત્ર પરિવર્તન શીલ છે**—જૈન શાસ્ત્રકારોની તો દૃઢ માન્યતા છે કે પદાર્થ માત્ર પરિવર્તનશીલ છે. પુદ્‌ગલનો સ્વભાવ સડન પડન અને વિધ્વંસન રુપ છે. એ વાત જ્યાં સુધી સમજાય નહિ. ત્યાં સુધી વસ્તુ સ્વરૂપે વસ્તુજ્ઞાન આવી શકે નહિ. પદાર્થ માત્ર પરિવર્તનશીલ છે એવું જ્ઞાન હૃદય સાથે જડાઈ જાય તો જામી ગયેલ મમત્વભાવ જરૂર દૂર થઈ જાય.

સુબુદ્ધિ મંત્રી તત્વદૃષ્ટા હતો, રાજાને હવે આ વાત પ્રત્યક્ષ

સિદ્ધ કરી બતાવવા તેણે નિશ્ચય કર્યો, ઘેર આવી તેણે નવા કોરા
નવ ઘડા મંગાવી તેમાં પોતાના સેવકો દ્વારા પેલી ખાઈમાંથી ગળાને
પાણી ભરાવ્યું. એ ઘડા સાત દિવસ સુધી એક સ્થાને રાખી મૂક્યા.
પછીથી બીજા નવા ઘડામાથી તેમા પેલું પાણી નાંખી ઉપરથી થોડી
રાખ નાંખી. ધીરે ધીરે પાણી સ્વચ્છ થતું જાય છે. તેના વર્ણ, ગંધ, રસ
અને સ્પર્શ બદલાતા ગયા. આ રીતે સાત અઠવાડીયા સુધી
સર્વક્રમ ચાલ્યો.

પછી એમાં સુગંધિત પદાર્થો નાખી સુગંધિત બનાવી દીધું.
હવે એ પાણી ખૂબ સ્વાદિષ્ટ રોચક અને દીપક બની ગયુ હતું.
જોતાંની સાથે એ પીવા માટે મન લલચાઈ જાય.

મંત્રીશ્વરે એક નાના ઘડામા પાણી ભરી ઉતશત્રુ રાજાને
મોકલાવ્યુ રાજા તો સ્વાદિષ્ટ અને સુગંધી પાણીને જોઈ પીવા જ મ ડયો.

એના તૃપ્ત હૃદયમાંથી પ્રશંસાના પુષ્પો વિખરાવા માંડ્યા
વાહ! આટલું સુંદર અને સ્વાદિષ્ટ પાણી ક્યાંથી આવ્યું છે? ક્યા
તીર્થનું આ પાણી છે!

મહારાજ! મંત્રીશ્વરે ખાસ આપના માટે જ આ પાણી મોક-
લાવ્યુ છે, પાસે ઉભેલો અનુચર બોલ્યો!

પણ.. મંત્રીશ્વર આવું પાણી લાવ્યા ક્યાંથી? જા મંત્રીશ્વરને ક્યા
બોલાવી લાવ, રાજાએ પોતાના અનુચરને આજ્ઞા ફરમાવી;

મંત્રી ત્યાં આવ્યા પછી રાજા આ પાણી ક્યાંથી લાવ્યા?
તે વિષે પૂછે છે જે વસ્તુ પ્રત્યે વ્યામોહ વધે છે. એના માટે
આકાશ પાતાળ પણ એક કરવા માનવ માત્ર તૈયાર થાય છે
વસ્તુના વ્યામોહમા ફસાયેલો માનવ હવાઈ કીલ્લા બાંધે છે. નવા
નવા મનોરથો ઘડે છે. પણ તે વખતે એને ભાનપણુ હોતું નથી
કે આ હવાઈ કિલ્લા કકડભૂસ થઈ જતાં અરૂપ આશાઓનો
જ્વાલા મુખી ફાટી નીકળશે.

અનુકૂળ વાતાવરણમાં કે પ્રતિકૂળ વાતાવરણમાં વસ્તુ પરનો વ્યામોહ છૂટી જાય તો જ પદાર્થની પરિસ્થિતિનું પૂર્ણ જ્ઞાન પામી શકાય.

મંત્રી રાજાના શબ્દો સાંભળી રહ્યો. પુદ્ગલના રંગ રાગમાં દિવાના બનેલા રાજા પ્રત્યે તેને કરૂણાભાવ છૂટયો.

મહારાજ! એ પાણી પેલી દુર્ગંધ મારતી ખાઈનું જ છે. જેને જોતાં જ આપને ઘૃણા છૂટી હતી. વસ્તુના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ પલટાતાં વાર લાગતી નથી—મંત્રીએ નમ્રભાવે જવાબ વાળ્યો.

શું એ દુર્ગંધ ખાઈનું પાણી!! બને જ નહિ! મંત્રીશ્વર આમાં તો તમારી માયાજાળ હોય તેવું મને લાગે છે.

રાજાને ખાત્રી કરાવવા ખાતર મંત્રીએ રાજાની સમક્ષ પૂર્વ પ્રમાણે પ્રયોગ કરી એવું જ સુગંધી પાણી બનાવી આપ્યું.

રાજાને હવે સમજાયું કે! મંત્રીનું વચન સાચું છે.

**જૈન શાસ્ત્રકારોની માન્યતા:**—જેને જીનેશ્વર દેવના વચન પર પૂર્ણ વિશ્વાસ છે તે જ સાચી વસ્તુ વિજ્ઞાનને જાણી શકે છે જૈન શાસ્ત્રોકારો તો પદાર્થ માત્રને પરિવર્તન શીલ બતાવે છે. એવું જ્ઞાન જ્યાં સુધી ન મળ્યું હોય ત્યાં સુધી જડ પદાર્થો પ્રત્યે વધતી જતી મમતા અટકે નહિ જ્યાં સુધી એ મમતા અટકે નહિ ત્યાં સુધી હૃદયમાં સમતા આવે નહિ—માટે જ મમતાને પહેલી મારતાં શીખો.

સુબુધ્ધિ મંત્રીના આ પ્રયોગે રાજા પર જાદુઈ અસર કરી. જે મંત્રીની વાતને આજ સુધી ધુત્કારી કાઢતો હતો. એ જ રાજા હવે એ વાતને સ્વીકારતાં શીખી ગયો. રાજાના જીવનમાં પણ ઘણું ઘણું પરિવર્તન આવ્યું.

**સાચું સમજો તો બીજાને કહી શકો:**—સુબુદ્ધિ સાચું સમજ્યો હતો માટે રાજાને સમજાવી શક્યો. પણ સુબુદ્ધિ મંત્રીને જ જો સાચું સમજાયું ન હોત તો?

આજે તમે જો આવી વાતોને સમજતા, વિચારતા ક્રમશઃ આચરતા થઈ જાઓ તો તમારા સંસર્ગમાં આવેલા બીજા ભલે સંસ્કાર રહિત હોય છતાંય તમારા સંસ્કાર ઝીલી જાય. પણ તમારામાં જ આ તત્વો ઉતર્યાં ન હોય તો એમાં ધર્મપ્રાપ્તિ જતાં જરાપણ વાર લાગે નહિ માટે સાચું સમજી બીજાને પણ સમજાવતાં શીખો.

રાજા ધર્મને બીલકુલ સ્વીકારતા નહતો આજસુધી ધર્મને ધતીંગ રૂપે માનતો હતો એ રાજા સુબુદ્ધિના સહવાસથી એના ઉંડા તાત્વિક જ્ઞાનથી આકર્ષાઈ ધર્મની આરાધનામાં ઉત્સુક બની ગયો.

પ્રાન્તે રાજા અને મંત્રી સંયમની સાધના કરી શિવસુખના ભોક્તા બન્યા: હવે તો તમને પણ સમજાયું હશે કે વિનશ્વર પંચેન્દ્રિય જન્ય સુખોમાં આનંદ માણવો એ અધઃપતનનું જ કારણ છે.

**ઇંદ્રિયોનો આધિપતિ:**—પાંચ ઇંદ્રિયો કાબુમાં ત્યારે જ આવે ત્યારે એનો રાજા મન કાબુમાં આવે ઇંદ્રિયો બંધ કરી દો આંખથી જોવાનું, કાનથી સાંભળવાનું, નાકથી સુંઘવાનું વિગેરે કામ ન કરો છતાંય પેલું ચીંતાવવું મન જંપે તેવું નથી. એતો એક જ સ્થાને ઇંદ્રિયગ્રાહ્ય પદાર્થોના અભાવમાં પણ પાપના ભારને પોતાની તરફ ખેંચી લાવતું હોય છે

અને તેવા ધ્યાનમાં બેઠા હોઇએ પણ પેલું નઠારું મન પોતાનું ફેરે માટક ભજવ્યા સિવાય કદિ રહેતું નથી. અધ્યાત્મવેદીઓને અધ્યાત્મની શીખા પરથી એ મન નીચે પટી છે. ત્યાગીઓના ત્યાગ અને એક ક્ષણમાં રાગની ભભકની આગમાં ભસ્મ કરી નાખે છે

આનંદઘનજી મહારાજ માટે જ ફરમાવે છે કે—

"મન સાધ્યું તેણે સઘળું સાધ્યું એ વાત નહિ ખોટી"

જેણે મનને જીતી લીધું તેનું સર્વ કાર્ય જરૂર સિધ્ધ થાય છે. જેનું મન એલગામ દોડયા જ કરે છે. તે કદિ ઇષ્ટ સિધ્ધિને મેળવી શકતો નથી અરે! મનના કારણે માનવ પોતાનું સર્વસ્વ. ભૂલી જઈ ભાનવિહિન બની ભવાટવીમાં ભટકયા કરે છે. પોતે માનેલી સિધ્ધિને મેળવવા હરહંમેશ તલપાપડ બની રહ્યો હોય છે પણ...એ સિધ્ધિ તો છે ભાગ્યાધીન. જ્યારે મનની તો પરિસીમા કોઈ પણ પદાર્થમાં ટકી શકતી જ નથી...!!!

આશાના દીપકોને સતેજ રાખવા મન મથી રહ્યું હોય છે. એની અતૃપ્ત આશાઓને કોઈ પૂરી શકયું નથી—અગ્નિમાં હોમવા જતાં જ અગ્નિ વધુ ને વધુ સતેજ બને છે, તેમ મનની આશાઓને પૂરતાં પણ કદી મન ધરાતું નથી.

**આશાના દાસઃ**—ભલે ચક્રવર્તીની કે દેવેન્દ્રોની સિદ્ધિ મળી જાય છતાંય શાંતિ હોતી નથી.

આશાયાઃ યે દાસા તે દાસા સર્વલોકસ્ય,
આશાદાસી યેષામ્ તેષામ્ દાસાયતે લોકઃ ૧

જે આશાના દાસ છે તે સમગ્ર જગતના દાસ છે. પણ જેણે આશાને દાસી બનાવી લીધી છે, તેનું જગત દાસ બને છે.

આપણે આશાના દાસ બનીને જીવન વીતાવીએ છીએ, માટે જ સંતોષ જેવી ચીજને જીવનમાં સ્થાન આપી શકયા નથી. જેની પાસે અનર્ગલ સંપત્તિ હતી. સમગ્ર સિધ્ધિઓ હતી. છતાં જે આશાના દાસ ન બન્યા. તેમના ચરણોમાં આજે પણ જગત નમી રહ્યું છે.

ઈંઘુલીઓ મત્સ્ય નથી ખાતો કે નથી ભોગવતો. મત્સ્યની આંખની પાંપણમાં એ ઉત્પન્ન થાય છે. જ્યારે મ મોઢું પહોળું કરે છે ત્યારે એના મુખમાં ઘણા મત્સ્યો સરાઈ જ છે. પણ એનું ગળું સાંકડું હોય છે. જેથી થોડા મત્સ્યોનો આહ કરી શકે છે. બીજાં મત્સ્ય પાછાં પાણીની સાથે રવાના થઈ જાય છે પેલો ઈંઘુલીયો મત્સ્ય છે ચોખાના દાણા જેવડો, તે વિચારે છે અ ર ર ર! આવડું મોટું શરીર: મુખ પણ મોટું: છતાંય આટલાં મત્સ્યો બહાર નીકળી જાય છે. હું જો આની જગ્યાએ હોઉં તો... બસ એકેને પણ બહાર ન જવા દઉં.

આ દુષ્ટ પરિણામના પ્રતાપે "વિણ ખાધે વિણ ભોગવેલ, રૌદ્ર કર્મ બંધાય" એ ન્યાયે એ ઈંઘુલીયો મત્સ્ય મરીને સાતમી નરકે જાય છે.

જોયું આશાનું પરિણામ ?

ભોગ સામગ્રી વધુ મળે યા ન મળે પણ મનથી તો પાપ બંધ ચાલુ રહેશે તો સદ્ગતિ ને સાધી શકવા માટે આપણે સહેજ ઉદ્યમ પણ નહિ કરી શકીએ.

કપિલ કેવલી—કપીલની બાલ્યાવસ્થામાં જ એના પિતા મરણ પામ્યા. કપિલનાં પિતા કાશ્યપ રાજપુરોહિત હતા. તેમનું રાજ્યમાં ખૂબ જ સન્માન હતું. કૌશામ્બીના જીતશત્રુ રાજાએ કાશ્યપના મરણ પછી કપિલ નાનો હોવાથી રાજપુરોહિત પદ બીજા બ્રાહ્મણને આપ્યું. તે હમેશાં ઘોડા પર બેસી છત્ર ધારણ કરી કાશ્યપના ઘર પાસેથી નીકળતો.

સંપત્તિ આવ્યા પછી તેનો ગર્વ જ્યારે વધતો જાય છે. ત્યારે બીજાને બાળવાની વૃત્તિ અંતઃકરણમાં ઉઠીયાં કરતી હોય છે. અધિકાર પામ્યા છતાં અધિકારનું ભાન ન હોય તો જ માન વધે.

કાશ્યપની વિધવા આ બધું જોઈ રડી છે તેનો નાનો બાળક કપિલ પૂછે છે–કે–માતા તું શા માટે રડે છે?

માતા ડુસકાં ભરતી ઉત્તર આપે છે–કે–પનોતા પુત્ર! આ સામે જતાં રાજપુરોહિતની રુદ્ધિ તારા આંગણે રમઝટ કરતી હતી. જ્યારથી તારા પિતા સ્વર્ગવાસ સિધાવ્યા. ત્યારથી એ સત્તા બીજાના હાથમાં ગઈ–આપણે દુઃખી દુઃખી થઈ ગયાં.

માતા! તું ચિન્તા ન કરીશ. હું એ બધી રિદ્ધિ. થોડા ટાઇમમાં આપણે આંગણે આવીને ઉભા રહેશે તેવું કરીશ. કપિલ બોલ્યો.

બાલકની આવી કાલી ઘેલી વાણી સાંભળી કોને હસવું ન આવે? માતાએ પુત્રને સમજાવતાં કહ્યું. બેટા! એ બનવું અશક્ય છે. એના માટે તો તારે હજુ ભણવું પડશે. તારે જો ભણવું હોય, તારા પિતાના કુલને દીપાવવું હોય તો. તું શ્રાવસ્તી નગરીમાં જઈ ઇંદ્રદત્ત બ્રાહ્મણની પાસે અભ્યાસ કર.

માતાની વાત સાંભળી કપિલ તો તરત જ તૈયાર થઇ ગયો, શ્રાવસ્તીનગરીમાં જઈ ઇંદ્રદત્ત પાસે અભ્યાસ પણ કરવા માંડયો.

ઈંદ્રદત્તપંડિતે અભ્યાસમાં સ્ખલના ન થાય તે માટે શાલિભદ્ર શેઠને ત્યાં એના ભોજનની બધી જ વ્યવસ્થા પણ કરાવી દીધી.

**ભણતરમાં ભંગાણ પડયું**:—કપિલ શાલીભદ્ર શેઠને ત્યાં રોજ નિયમિત જમવા જાય છે. દાસી એને પીરસવાનું કામ કરે છે. બંનેને પરસ્પર પ્રીતિ બંધાણી. ધીરે ધીરે મન અને તનના સંબંધોમાં બંને જોડાઈ ગયા.

આવ્યો હતો ભણવા પણ ભણતરમાં હવે ભંગાણું પડવા માંડયું. ઇંદ્રિયોને વશવર્તી બનેલો જીવ ક્યારે બેભાન નહિ થાય. એ કોણ કહી શકે?

વિષ તો એકજ ભવમાં પ્રાણ વિયુક્ત કરી મારે છે જ્યારે

વિષયો તો ભવોભવ મારે છે, વિષયાધીન જીવની પરિસ્થિતિ જુદી જાતની હોય છે, શાસ્ત્રો તો કહે છે કે—

દિવા પશ્યતિ નો ઘૂકઃ કાકો નક્તં ન પશ્યતિ
અપૂર્વઃ કોઽપિ કામાન્ધો દિવા નક્તં ન પશ્યતિ ।

ઘુવડ દિવસે જોઈ શકતો નથી કાગડો રાત્રે જોઈ શકતો નથી જ્યારે કામાન્ધ પુરુષ દિવસ કે રાત્રી ક્યારે જ જોઈ શકતો નથી.

કપિલ નિર્ધન છે દાસીનો નિર્વાહ કરવા માટે એની પાસે કશું જ ધન નથી એક વખત દાસીઓનો ઉત્સવ છે દાસીને માળા વિગેરે લાવવા માટે ધનની જરૂર પડી. કપિલ ખૂબ ચિન્તામાં પડી ગયો દ્રવ્યોપાર્જનનો એક પણ ઉપાય એ અજમાવી શકે તેમ નહતો દાસીની ઇચ્છાની અવગણના પણ થઈ શકે તેમ ન હતી. કપિલે સાંભળ્યું કે ધના નામના કોઈ શ્રેષ્ઠિને પ્રભાતમાં જઈ જે પહેલો ઉંઘમાંથી ઉઠાડે તેને તે બે માસા સુવર્ણ આપે છે

કપિલને ધન મેળવવાનો સરસ ઉપાય સૂઝી આવ્યો ઉંઘો પણ ઉંઘ આવતી નથી. ક્યારે સવાર થાય અને ધનાશેઠને જગાડી બે માસા સોનું લઈ આવું. બસ ! એનુ એજ રટણ એને ચાલુ છે

**હતા તેવાને તેવાઃ**—લગભગ અર્ધીરાત ગઈ ત્યા તો કપિલ ઝબકી જાગી ગયો મારા પહેલા કોઈ શેઠને જગાડી આવશે તો હું હતો તેવો ને તેવો રહી જઈશ. ધનની બાબતમા હતા તેવા ને તેવા ન રહી જવાય એ વિચાર સુલભ થઈ ગયો છે. અને ધર્મની બાબતમાં એવુ થાને ખરુ કે ! અમારી ઉમર થઈ પણ. આજ સુધી ધર્મધન ને એકઠું કર્યું નહિ હતા તેવા ને તેવા જ રહી જઈશું તો પાપનું પલ્લું નીચે જશે અને અમારા માટે દુર્ગતિનો મહાદંડ તૈયાર થઈ જશે. એવો ભય ખરો ! જો આવો વિચાર પણ આવતો હોત તો અમુક અંશે પણ જીવનમાં જરૂર સુધારો થયા જ કરત……"

કપિલ ને હતો તેવો નથી રહેવું. એ તો ઉઠ્યો. રાત છે એવું એને ધ્યાન નથી. ધૂનમાં ને ધૂનમાં એ ચાલ્યો જાય છે. રસ્તામાં કોટવાળે એને જોયો—આવી રાતે ચોર સિવાય બીજો કોણ હોય? એનો વેષ પણ લગભગ એવો જ હતો. કોટવાળે તરત જ એને પકડી લીધો.

સવારે કચેરીના સમયે રાજા પાસે કપિલને હાજર કરવામાં આવ્યો. થર થર કંપતા કપિલે જીતશત્રુરાજા પાસે બધી હકીકત નિવેદન કરી દીધી. રાજા દયાલુ હતો. કપિલની બધી વાત સાંભળી કહ્યું. કપિલ તું ખરેખર ચોર નથી. તારે જે ચીજ જોઇએ તે મારી પાસે માંગી લે.

**કલ્પનાના કુટિલ તરંગો** :—રાજાની વાત સાંભળી કપિલે કહ્યું. રાજન્! હું હમણા ઘણો અસ્વસ્થ છું. વિચાર કરવાની તાકાત પણ રહી નથી. માટે થોડો સમય વિચાર કરી પછી આપની પાસે માગીશ.

રાજાની આજ્ઞાથી કપિલ નજીકના ઉપવનમાં વિચાર કરવા ગયો. શીતલપવન અને સુગંધિત વાતાવરણમાં કપિલે મન: સ્વાસ્થ્ય મેળવી લીધું. ધીરે ધીરે મનના મહાસાગરમાં કલ્પનાના કુટિલ તરંગો ઉછળવા લાગ્યા. વિચારના હિંડોળે ઝુલો ખાતાં કપિલ વિચારે છે કે બે માસા સોનું માંગવાથી તો શું વળે? રાજા પ્રસન્ન થયો છે. માગું ને આપવાનો જ છે. તો પછી વધારે શા માટે ન માગું.

સો સોના મહોર માગું તો?

ના, ના, એટલાથી તો બંનેનું જીવન સુખપૂર્વક કઈ રીતે ચાલે?

હજાર માગું! દશ હજાર! લાખ. દશ લાખ...... વિચાર કરજો કે બે માસા સોનાને બદલે લાખ ને દશ લાખ સાથે હામ ભીડવા તૈયાર થાય છે. મનની પરિસ્થિતિ જ આવી છે. જેમ જેમ તમે તેને સંતોષવા પ્રયત્ન સેવશો; તેમ તેમ વધુ ને વધુ તેની તીવ્ર ગતિ બનવાની.

એ મનને કદિ કોઈ સંતોષી શક્યું નથી. મનની મુરાદો પૂરી પાડવા જતાં મુક્તિનો માર્ગ મળી શકતો નથી.

લાભથી લોભ વધે—કપિલની કલ્પના હજુ અટકી નથી.

અરે! રાજા પ્રસન્ન થયો છે તો શા માટે ઓછું માગું!

"સકૃદ્ વદન્તિ ભૂપાલઃ"

રાજા જે એક વખત બોલે તેને જરૂર પાળેજ, જે હું માગીશ તે રાજા આપવાનો જ છે, માટે માગવામાં હું શા માટે ખામી રાખું

"ક્રોડ સોના મહોર માગું—
સો ક્રોડ માંગું......

સોના મહોર માગવાથી તો હું મારૂં અને કુટુંબનું પોષણ કરી શકીશ પણ...રાજ્યાધિપતિ તો નહિ જ કહેવાઉં, માટે રાજા પામે રાજ્યની માગણી કરું તો? મન કપિલને અડે છે, કેટલાક માણસો એવો વિચાર કરતા હોય છે કે અમને જો અમુક પૈસા ળી જાય તો અમે અમુક ધર્મ કામ કરીશું. પણ...આશાઓ અને આ ાવના પણ ધર્મને પોસનારી તો નથીજ કારણ મનમાં તો ધનની લસા હોય છે અને એ લાલસાને પોષવા ખાતર ધર્મવૃત્તિને ગળ કરાય છે......

સાથે સાથે જેમ જેમ લક્ષ્મી વધતી જાય છે તેમ તેમ મનોભાવનામાં મોટું મોટું વળતું જાય છે પૂર્વ પુણ્યોદયથી જો લક્ષ્મી મળી હોય એનો સદુપયોગ કરવા પ્રયત્નશીલ રહેવું જોઈએ પણ ધર્મના બાના હેઠળ ધન મેળવી સંસાર વધારવાની લાલસા કદિ ન સેવવી જોઈએ.

કપિલ થોડી ક્ષણો શાન્ત રહી ગયો મનના અભિમાન થયેલાં થો અટકી ગયાં શુભ ભાવનાનો આત્મ સદનમાં સંચાર થતાં કપિલ વિચારે છે કે—

જહા લાહો તહા લોહો, લાહા લોહો પવઠ્ઠઇ ।

જેમ લાભ તેમ લોભ. લાભથી લોભ વધેજ જાય છે. લોભને કદિ થોભ હોતો જ નથી. થોડોપણુ લાભ લક્ષ્યમાં આવતો હોય તો ત્યાં મન મોટા ને મોટા લાભના ગંજ ખડકી દઇ લોભને તીવ્ર બનાવે જાય છે. મેં બેમાસમાં સોના માંથી રાજ્યપાટ પણ લેવા સુધીની ભાવના સેવી લીધી. ધિક્કાર હો એ લોભને...! લોભના તીવ્ર ઉદયે સગરચક્રવર્તી સાગરના તળીયે બેસી ગયો. આભવ અને પરભવ બગાડનાર કંચન–કામિની બંનેમાંથી એકપણ મારે ન જોઈએ.

ક્ષણ પહેલાં નો કપિલ ભોગીમાંથી યોગી બનવાની ભાવના સેવી રહ્યો છે. પોતાના જીવનને વિચારતાં એને વિષયો પર ખૂબજ ધિક્કાર છૂટયો; **પાંચ ઇંદ્રિયો અને આત્માને મુંઝવનાર મનના ક્રૂર રમતનાં મેદાનમાંથી એ છૂટવા તૈયાર થયો.** ત્યાંજ કપિલને જાતિસ્મરણ જ્ઞાન થયું. કપિલે પોતાનો પૂર્વભવ જોયો.

**સ્વયંબુદ્ધ કપિલમુનિ**—કપિલ સ્વયં બુદ્ધ—પોતાની મેળેજ બોધપામનાર બન્યા દેવલોકનાં દેવોએ આવી મુનિવેષ આપ્યો કપિલ પંચમુષ્ટિ લોચ કરી સાધુવેષ અંગીકાર કરી રાજાની સભામાં ગયા.

કપિલને જોઈ રાજાએ કહ્યું કપિલ ! આ તમે શું કર્યું ?

રાજન જેમ જેમ લાભ મળે તેમ તેમ લોભ વધેજ જાય છે. મનની આવી ગજબનાક સ્થિતિમાં સાચું આત્મત્વ ભૂલાય છે. મારે હવે આ સાંસારિક ભોગો ન જોઇએ હું તો સાચી આત્મસ્વતંત્રતા મેળવવા માટે ઉદ્યમી બન્યો છું. ઇંદ્રિયોની પરાધીનતાથી પામર બની જીવન વીતાવવા હું હરગીઝ તૈયાર નથી.

કપિલના શબ્દોએ રાજાના અને પ્રજાના દિલમાં ઉંડી છાપ પાડી કપિલમુનિને વ્રતપાલન કરતાં છમહિને કેવલજ્ઞાન થયું. અન્તે અનેક ભવ્ય જીવોને પ્રતિબોધી શાશ્વત સુખના સ્વામી બન્યા.

**આત્મ સ્વાતંત્ર્યઃ**—ઇંદ્રિયોની આધીનતાથી સાચું આત્મ-સ્વાતંત્ર્ય હણાઈ રહ્યું છે દિવસે દિવસે મનની ગુલામી વધતી જાયછે ઇંદ્રિયોના વિષયોમાં મગ્ન બની આજ સુધી ભવભ્રમણ ચાલુ રહ્યું. હવે વીતરાગ જેવા દેવ અને તેમનું શાસન મહાપુણ્યોદયે મળ્યું છે. માટે મનને કાબુમાં રાખી—ઇંદ્રિયો ઉપર અધિકાર જમાવી સાચું આત્મસ્વાતંત્ર્ય મેળવવા પ્રયત્ન કરવો જોઈએ.

આજે તમને કોઈ પૂછે કે તમે સ્વતંત્ર છો કે પરતંત્ર ? તો તમે શું જવાબ આપશો [illegible] ઇંદ્રિયો ના ગુલામ બનેલા અત્યારે પરતંત્ર છે. જ્યાં હૃદયની આશા રહેલી હશે ત્યાંજ જીવન ભર કરવો પડશે. આશા ત્યાં વાસા એ કર્મનો અચલ સિદ્ધાન્ત બધાને માટે સરખો જ છે આજ સુધી એ આશાને આધિન બની અનેક જન્મ મરણ કર્યાં પણ હવે જાગૃત બની સાચું આત્મ સ્વાતંત્ર્ય મેળવવા પ્રયત્ન એવો આરાધનાને માટે કટિબદ્ધ થાઓ ! ઇંદ્રિયો અને મનની ગુલામીમાંથી જ્યારે મુક્તિ મળશે ત્યારેજ સાચું આત્મ સ્વાતંત્ર્ય મેળવી શકાશે

ॐ અર્હમ્

# શ્રી સંઘ ભક્તિ

ભા. વદ ૯ સોમવાર તા. ૩-૧૦-૬૧ ડોશીવાડાની પોળ

## વ્યાખ્યાન છઠ્ઠું

લક્ષ્મીસ્તં સ્વયમભ્યુપૈતિરભસા કીર્તિસ્તમાલિંગતિ
પ્રીતિસ્તં ભજતે મતિ : પ્રયતતે તં લબ્ધુમુત્કણ્ઠયા ।
સ્વ: શ્રીસ્તં પરિરબ્ધુમિચ્છતિ મુહુર્મુકિતસ્તમાલિંગતિ
યઃ સંઘં ગુણરાશિ કેલિસદનં શ્રેયોરુચિ : સેવતે ॥

જૈન શાસનમાં જીનેશ્વરની આજ્ઞા અનુસાર ચાલનાર શ્રીસંઘનું ઘણુંજ મહત્વ બતાવ્યું છે. એ ચતુર્વિધ સંઘની ભકિત કરનાર બહુમાન કરનાર સાચી આત્મશકિત ને પામી શકે છે—

**સંઘ બળ:—** " **સંઘેશકિત કલિયુગે** " કલિયુગમાં પણ જ્યાં સમુદાય–સંઘ હોય ત્યાં શકિત રહેલી છે. કારણ કે એ સંઘની દોરી સંચાલક તરીકે શ્રી અરિહંતો છે. " સંહતિ કાર્ય સાધિકા " માણસોનો એકત્રિત થયેલો વ્યવસ્થિત સમુદાય કાર્ય સાધી શકે છે. પણ " મુંડે મુંડે મતિભિન્ના કુંડે કુંડે નવંપય । " જેમ જેમ દરેક કુંડમાં અલગ અલગ પાણી હોય છે તેની જેમ મસ્તકે મસ્તકે જુદી મતિ હોય તો—સંઘબળમાં પણ ભંગાણ પડે......

માટે જ શાસનના સંચાલક સર્વજ્ઞ ભગવંતોની આજ્ઞાનુંસારે ચાલનાર શ્રીસંઘને જ સંઘ તરીકે કહેવાય અને ચતુર્વિધ સંઘની

મનવચનં, કાયાથી ભક્તિ કરનાર ભવ્યાત્મા ટુંક વખતમાં જ સર્વ સિદ્ધિનો ભોક્તા બની શકે છે; પરમજ્ઞાની મહાપુરુષો માટે જ ફરમાવે છે કે—

ગુણના સમુદાય સ્વરૂપ શ્રીસંઘની જે સેવા કરે છે; તેને લક્ષ્મી સ્વયમેવ આવીને મળે છે. કીર્તિ તેને ભેટી પડે છે. પ્રીતિ તેની પર્યુ-પાસના કરે છે. અને બુદ્ધિ તેને મેળવવા માટે ઉત્સુકબને છે. સ્વર્ગની લક્ષ્મી તો તેને મળે. મુક્તિ તો તેને આવીને મળે છે

શ્રી સંઘ ભક્તિ કરનાર બાહ્ય અને અભ્યંતર લક્ષ્મી નો ભોક્તા બની શકે છે. સાધુ સાધ્વી શ્રાવક–શ્રાવિકા રૂપ ચતુર્વિધ શ્રીસંઘની ભક્તિ નો અમૂલ્ય અવસર આપણી સામે આવી ઉભો છે.

સંઘ ભક્તિનું ફળ :—

યદ્ભક્તેઃ ફલમર્હદાદિપદવી મુખ્યં કૃષેઃ શસ્યવત્,
ચક્રિત્વં ત્રિદશેન્દ્રતાદિતૃણવત્પ્રાસંગિકં ગીયતે ।
શક્તિં યન્મહિમસ્તુતૌ ન દધતે વાચોઽપિ વાચસ્પતેઃ
સંઘઃ સોઽઘહરઃ પુનાતુ ચરણન્યાસૈઃ સતાં મન્દિરમ્ ॥

જેમ ખેડૂત ખેતી કરતાં પરિણામે ફલના પરિપાક રૂપે અન્નને મેળવે છે. તેમા ઘાસ વિગેરે તો એને અનાયાસે મળી જાય છે. પણ તેના માટે એને મહેનત કરવી પડતી નથી. તેવીજ રીતે શ્રી સંઘની ભક્તિ કરનારને તીર્થંકરપણું તો–મળીજ જાય. ચક્રિપણું દેવેન્દ્રપણું તો પ્રાસંગિક–તૃણની જેમ ગણાય છે, જે શ્રીસંઘના મહિમાનાં ગુણ-ગાન બૃહસ્પતિ પણ પોતાની વાણીથી કરી શકે તેમ નથી. પાપને હરણ કરનાર એવો શ્રીસંઘ સજ્જનોના મંદિર (ઘરને) ચરણ કમલથી પવિત્ર કરો.

સંઘ ભક્તિ કરનાર તીર્થંકરપણું પણ પામી શકે છે—છતાંય એ ફળ પણ ઓછું ગણાય છે.

આવી અનુપમ શ્રીસંઘ ભક્તિ તમને મળી છે. પણ જ્યાં સુધી સંઘ ભક્તિની ભાવના જાગે નહિ. ત્યાં સુધી સાંસારિક મોહ દૂર ભાગે નહિ.

**સંખ્યાનો વ્યામોહ નકામો છે:**—અહિં શ્રીસંઘ ભક્તિની વાત ચાલી રહી છે. તે વચ્ચે એક વાત તમને જણાવી દઉં કે! આજે કેટલાક બોલે છે કે! જૈનોની સંખ્યા ઘટતી જાય છે; માટે ગમેતે રીતે ધર્મપ્રચાર કરીને પણ સંખ્યા વધારવી જોઈએ પણ આ વ્યામોહ નકામો છે. આપણે તો એવું ટોળું ઉભું કરવાની કોઈ જરૂર નથી. શ્રીજીનેશ્વરની આજ્ઞાને બહુમાન પૂર્વક સ્વીકારનાર થોડી પણ સંખ્યા જો હશે તો એ કાર્યકર નીવડશે.

શ્રીજિનેશ્વરની આજ્ઞાનો ઇન્કાર કરનાર ઘણી પણ સંખ્યા હશે તો એ સંઘબળની પૂરક નહિ બની શકે! હું તો તમને કહું છું કે શ્રીજિનની આજ્ઞા પર રુચિ જગવતાં શીખો. જ્યાં સુધી આજ્ઞા પર અરુચિ હશે ત્યાં લાખોને ક્રોડોની સંખ્યા પણ નકામી ઠરશે—સંઘનું બહુમાન પણ અરિહંતોની આજ્ઞાને જ આભારી છે.

## "નમો તિત્થસ્સ"

તીર્થના સ્થાપક અરિહંતદેવો પણ **"નમો તિત્થસ્સ"** બોલીને જ સિંહાસન પર બેસે છે. દ્વાદશાંગી ગણીપીટક રૂપ પણ તીર્થ કહેવાય. અને ઉપલક્ષણથી શ્રી શ્રમણપ્રધાન સંઘનું પણ ગ્રહણ થાય છે. અરિહંતદેવ પણ શ્રીસંઘને નમસ્કાર કરે છે. એમ વિશેષાવશ્યક ટીકાકાર જણાવે છે. માટે વિચારવાની જરૂર છે કે,એ સંઘ આપણા માટે તો વિશેષ રૂપે પૂજનીય જ છે.

શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘ હોઇ શકે કારણ ત્યાગ જેના જીવનમાં ઉતર્યો છે. એ જ સાચી પ્રરૂપણા કરી શકે. **જ્યાં શ્રમણ**

પ્રધાનપણું ગયું ત્યાં સ્વતંત્ર સામ્રાજ્ય સ્થાપવાની તમન્ના સેવતા ત્રણે વર્ગો દીક્ષા પડી જાય છે... અરિહંતની આજ્ઞાનુસારે ચાલનાર ચતુર્વિધ સંઘ કદિ મનસ્વી પ્રરૂપણા કરી શકે નહિ. કદિ શાસન વિરુદ્ધ કંઈ પણ પ્રચાર પણ કરી શકે નહિ. કદાચ કોઈ આવી ઘેલછામાં ઉતરી જાય તો શ્રીસંઘ તેને સંઘ બહાર કરવાનો પણ હક્ક ધરાવી શકે છે.

શ્રીચતુર્વિધ સંઘની ભક્તિ કરવાનો મુખ્ય હેતુ એ પણ છે કે આ શ્રીસંઘમાં કોઈક ભાગ્યશાલી તીર્થંકર થવાના હશે. કોઈક ગણધર હશે. ઉત્તમયોગ્યનાને વરેલા [એવા આત્માઓની ભક્તિથી એ ઉત્તમનાને આપણે વરી શકીએ. અને સાથે સાથે આરાધનાને કરનાર આ શ્રીસંઘ અમારામાં પણ આરાધક ભાવને ઉત્પન્ન કરે-

**શુભભાવની વિચારશ્રેણિ પૂર્વક થયેલું આરાધન આત્મત્વની રસલ્હાણ આપી શકે છે.**

જ્યાં શ્રીસંઘ પ્રત્યે બહુમાન ન હોય. શક્તિ છતાં પણ ભક્તિ કરવાની તમન્ના ન જાગતી હોય. ત્યાં આવી આવી વાતો કરવી એ તો અંધા આગળ આરસી ધરવા જેવું જ થાય.

ગુણગ્રાહી દૃષ્ટિ આવી જાય તો આ બધી વાતો સરલતાથી સમજી શકાય તેવી છે.

**શાસન પ્રભાવનાનું પ્રતિક**—ચતુર્વિધસંઘની સેવા શાસન પ્રભાવનાના પ્રતિક સમી છે. કદાચ કોઈ નિર્મલ જીવ હોય તો એને પણ તે વખતે એવું થઈ જાય કે મારી આ ભક્તિ એ શ્રીસંઘ ભક્તિ છે. આ સંઘ ભક્તિને હું પોતે સાધક ન હોવા છતાં મારી ભક્તિ થાય છે તો જરૂર મારે હવે જીવનમાં કંઈક કર્તવ્યને અદા કરવા જાગૃત થવું જોઈએ. આવી ભાવનાના બળે પણ કોઈક જીવ બોધબીજ પામી જાય.

સાથે સાથે સંઘભક્તિ સ્વીકારનારે પણ ખૂબ જાગૃત રહેવું જોઈએ; કે આ ભક્તિને સ્વીકારવાની અમારી લાયકાત કેટલી? ભક્તિ કરનાર તો પુણ્ય ઉપાર્જન કરે છે; પણ સ્વીકારનાર જો સાવચેતી ન રાખે તો કોઈક વખત પુણ્યપથથી પતન થવાનો પણ સમય આવી લાગે.

## પ્રભાવનામાં પરિવર્ત્તન કેમ આવ્યું?

પ્રકારેણાધિકા માતઃ! ભાવનાતઃ પ્રભાવના।
ભાવના સ્વસ્ય લાભાય; સ્વાન્યયોસ્તુ પ્રભાવના॥

ભાવના કરતાં પણ પ્રભાવના વધી જાય છે. શાસન પ્રભાવનાને જોઈ કેવલ જૈન જ નહિ- જૈનેતરો પણ ધર્મ વાસિત બની જાય. ભાવના તો કેવલ પોતાના જ લાભ માટે થાય છે જ્યારે પ્રભાવના પોતાના અને પરના બંનેના લાભ માટે થાય. પણ એમાં આજે જેવું આચરણ આચરો છો. એવું ન જોઈએ.

આજની થતી પ્રભાવના માં કેટલું પરિવર્તન આવ્યું છે? એ જાણો છો; જાણે યાચકવૃંદ એકઠું થયું હોય તેવું આચરણ થાય છે. પણ જો શુદ્ધ ભાવનાપૂર્વક આપનાર હાથ જોડીને આપે અને લેનાર હાથ જોડીને લેતાં શીખે તો જે શીસ્ત અને સભ્યતા નું અવળું પ્રદર્શન થઈ રહ્યું છે એ કદિ ન થાત! ખરી રીતે જોતાં આજની પ્રભાવનાઓ પણ કેટલાક આત્માઓને ઉલ્લાસને બદલે શોક નું પણ કારણ બની જાય છે...

આ વાત બતાવી ને હું આજના આચરાતા કર્ત્તવ્યોને વખોડી નથી કાઢતો. પણ તેમાં જે પરિવર્ત્તન થવું જોઈએ, એનીજ દિશાસૂચવી રહ્યો છું.

**પ્રભાવના થી પામી ગયાઃ**—શાસન પ્રભાવનાના સત્કાર્યોથી અનેક આત્માઓ શાસનને સ્પર્શી કલ્યાણ સાધી ગયા છે.

આર્યસુહસ્તીસૂરિ મહારાજને ચતુર્વિધ સંઘસાથે જતાં જોઈ સંપ્રતિ મહારાજા સુશ્રવક બની ગયા.

મોગલ સમ્રાટ અકબર, ચંપાશ્રાવિકા ના છમાસી તપનો વરઘોડો જોઈને વિચાર મગ્ન બની ગયો. અંતે હીરસૂરીશ્વરજી મ. પાસે અહિંસાની ઉપાસના કરનાર બન્યા. આવા અનેક ઉદાહરણો ઇતિહાસ આપણને પૂરા પાડે છે—માટે શાસન પ્રભાવના કરનાર શ્રીસંઘની ભક્તિ કરિ ચૂકવી જોઈએ નહિ.

શ્રીસંઘને સ્પર્શેલા પવિત્ર રજકણો કર્મરજને દૂર કરવામા સહાયક બને છે—શ્રીસંઘને જોઈ હૃદય પ્રફુલ્લ બનવું જોઈએ—હૃદયમાં થવુ જોઈએ કે મારો પુણ્યોદય જાગતો કે હુ શ્રીસંઘનાં દર્શન કરી શક્યો! આજ સુધી સગાં સંબંધીઓની સેવામાં સમય બરબાદ કર્યો પણ શ્રીસંઘ ભક્તિ મને આજે મળી છે; માટે મન વચન અને કાયાથી જેટલી શ્રીસંઘની સેવા થઈ શકે તેટલી કરી લઉં.

**વસ્તુપાલની સંઘ ભક્તિ:**—સવત ૧૨૮૬ ની સાલમા મારવાડ નીવામી નાગોરના પુનડ શ્રાવક છરી પાળતો સઘ કાઢયોહતો સંઘમાં ૧૮૦૦ ગાડાં હતાં અને હાથી ઘોડા વિગેરે પણ પ્રમાણમાં ઘણુ હતા. શ્રીસંઘ સિદ્ધાચલને સ્પર્શવા જઈ રહયો હતો. હજારો ભાવિક યાત્રીઓ છરી પાળતા યાત્રા કરવા આવી રહયા છે.

છરીના નામ આ પ્રમાણે છે.......

સમ્યકત્વધારી પથિ પાદચારી; સચિત્તવારી વરશીલધારી
ભુસ્વાપકારી સુકૃતી સદૈકાહારી વિશુદ્ધાં વિદધાતિ યાત્રામ્॥

૧. સમ્યકત્વ ધારી ૨. માર્ગમાં પગેથી ચાલનાર. ૩. સચિત્તનો ત્યાગી. ૪. બ્રહ્મશીલને ધારણ કરનાર (બ્રહ્મચારી). ૫. ભૂમિસંથારો કરવાવાળો. ૬. એકસણું કરનાર, આ પ્રમાણે છરી ને પાળતા જે યાત્રા કરવામાં આવે તેજ શ્રીતીર્થ યાત્રા સાચી ગણાય.

**આજની ટ્રેઈન યાત્રા:**—આજેતો સગવડીયો ધર્મ વધી-ગયો છે. ટ્રેઈનમાં ઉપડ્યા યાત્રાએ: ત્યાં ન હોય સચિત્તનો ત્યાગ: ન હોય વ્રત પચ્ચક્ખાણ: તીર્થયાત્રાને બદલે પર્યટનો વધીગયાં. સાધનો અને સામગ્રી વધી પછી દિવસો શામાટે બગાડવા ? પણ એ યાત્રા તીર્થયાત્રાનું મન ફળ આપી શકે. આવી યાત્રાના પરીણામે તીર્થસ્થાનોમાં જૈનેને પણ અભક્ષ્યાહાર વધી ગયા. રાત્રી ભોજનના ત્યાગ ને બદલે રાત્રેતો ચા ને ભજીયાં ઉડાવવા ખાસ જોઈએ જ.

પણ ધ્યાનમાં રાખજો કે:—

અન્યક્ષેત્રે કૃતં પાપં; તીર્થક્ષેત્રે વિનસ્યતિ ।
તીર્થક્ષેત્રે કૃતંપાપં; વજ્રલેપો ભવિષ્યતિ ॥

બીજા ક્ષેત્રામાં આચરેલ પાપ તીર્થસ્થાનોમાં જવાથી દૂર થઈ શકે પણ એજ પવિત્ર તીર્થસ્થાનોમાં કરેલું પાપ વજ્રલેપ સમાન નીકાચિત બની જાય છે.

ત્યારે વિચાર જોકે ! તીર્થયાત્રાની કિંમત કોણે ઘટાડી ? સાધનો વધ્યાં એટલે પાપારંભો પણ વિશેષ વધ્યા–
સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા આદિ ચતુર્વિધ સંઘ સાથે પગેચાલતાં જે તીર્થયાત્રા થાય છે. એજ ભવોદધિથી તારવાવાળી બને છે.

પૂનડ શ્રાવકનો સંઘ શંખેશ્વરજીની યાત્રા માટે માંડલ નગરના પાદરે રોકાયો છે. ધોળકાના મંત્રી વસ્તુપાલને જ્યારે ખબર પડી ત્યારે પોતાના ભાઈ તેજપાલને પોતાની જન્મભૂમિ માંડલમાં મોકલ્યા.

તેજપાલે શ્રીસંઘને બહુમાન પૂર્વક માંડલમાં બોલાવી ખૂબ સેવા ભક્તિ કરી. ત્યાંથી વિદાય લેતાં પુનડ શ્રાવકને તેજપાલે કહ્યું.

તીર્થાધિરાજ શ્રીશત્રુંજય ને સ્પર્શી આપ શ્રીસંઘ સાથે પાછા ફરતાં ધોળકા નગરને અને અમને પાવન કરજો.

"અઘહરઃ—સંઘ" પાપને દૂર કરે તેજ શ્રીસંઘ, યાત્રા કરવા જતાં મનુષ્યોનાં મન કેટલાં પવિત્ર હોય! એ પવિત્ર રજકણો પાપીને પણ ઉદ્ધારી શકે :—

શ્રીસંઘ સિદ્ધાચલ તીર્થાધિરાજ ને સ્પર્શી પાછો આવી રહ્યો છે ધોળકાના વીરધવલ રાજાના મહામંત્રી વસ્તુપાલ તેજપાલે એ સમાચાર સાંભળ્યા ત્યારે મહામંત્રી શ્રીસંઘના સ્વાગત માટે સામે જઈ રહ્યા છે.

વ્યક્તિનો મોહ મારે—સંઘ પ્રીતિ તારે:—અહીં ધ્યાન રાખવું જોઈએ કે વસ્તુપાલ તેજપાલ પુનઃ શ્રાવક નું જ નહિ સમસ્ત સંઘનું બહુમાન કરવા સામે જઈ રહ્યા છે. એમની સંઘપ્રીતિ જ એમને સ્વાગત કરવા પ્રેરી રહી છે. વ્યક્તિરાગને સ્થાન આપતા કદી શીખશો નહિ કારણ વ્યક્તિરાગ કેટલીક વખત મોહનું કારણ પણ બને છે એ વ્યક્તિરાગ દ્રષ્ટિરાગમા પરીણત થાય છે માટેજ કલિકાલ સર્વજ્ઞ ભ. હેમચંદ્ર સૂરીશ્વરજી ફરમાવે છે કે.

કામરાગસ્નેહરાગા-વીષત્કર નિવારણૌ।
દ્દષ્ટિરાગસ્તુ પાપીયાન્; દુરુચ્છેદઃ સતામપિ ॥

કામરાગ અને સ્નેહરાગનું નિવારણ જલ્દી થઈ શકે છે પણ દ્દષ્ટિરાગ મહાક્રૂર છે. સજ્જન પુરુષો પણ એ દ્દષ્ટિરાગને દૂર કરી શકતા નથી...સાથે સાથે એ વાત પણ ધ્યાન રાખવી ઘટે કે—ગુણીના સદ્ગુણો જોઈને કદાચ એ ગુણી પર રાગ જાગ્યો હોય તો વાંધો નથી. વ્યક્તિરાગને બદલે જો સંઘરાગ જાગી જાય તો જ કલ્યાણ થઈ જાય.

પવિત્ર રજ:—મહામંત્રી વસ્તુપાલ ઉઘાડા પગે શ્રીસંઘની સામે જાય છે; જે બાજુ જઈ રહ્યા છે એ બાજુનો પવન વાઈ રહ્યો છે.

જેથી ધૂળ ઉડી ઉડીને મંત્રી પર પડી રહી છે: આ જોઈ નજીક રહેલા એક સેવકે કહ્યું.

મંત્રીશ્વર! આપ આ બાજુ છોડી બીજી બાજુ ચાલો. ઉડતા ધૂળના ગોટે ગોટા આપના ઉપર પડે છે. આપનું શરીર બગડશે. આપ જેવાએ શરીરને સાચવવું જરૂરી ગણાય.

મંત્રીશ્વર હસીને બોલ્યા ભાઈ! પવિત્ર તીર્થાધિરાજને સ્પર્શીને આવતા શ્રીસંઘની આ ઉડતી રજ પણ પવિત્ર છે. શુભભાવનાં અમી એમાં છંટાયેલાં છે. આ રજ તો મને આજે પવિત્ર બનાવી રહી છે. શરીર નશ્વર છે. એની ખાતર તો અનેક જન્મ મરણ કર્યાં. આવો પવિત્ર સમય આજે મળ્યો છે. એને હું શા માટે જવા દઉં? મંત્રીશ્વરનો આ જવાબ સાંભળી સહુ આશ્ચર્ય મગ્ન બન્યા.

મંત્રીશ્વર અને પૂનડ બંને ખૂબ ભાવથી ભેટ્યા. ધોળકામાં ઠાઠથી સંઘનો પ્રવેશ કરાવી, વસ્તુપાલ જાતે જ બધાનું બહુમાન કરે છે. બધા સાધર્મી બંધુઓના દૂધથીપગધોઇ તિલક કરી જમવા બેસાડે છે.

ગુજરાતનો મહામંત્રી પોતાની જાતે બધાને પીરસે છે. સાથે સાથે નાગપુરનો સંઘ પણ વ્યવસ્થિત બેસી જાય છે. નથી ત્યાં હાહો થતી કે નથી ગરબડ થતી. શાંતિ પૂર્વક નમ્રતાથી બધા સંઘ ભક્તિને સ્વીકારે છે. ભોજન પતી ગયાં પછી વસ્તુપાલ બધાંને પહેરામણી કરે છે.

બે પ્રહર વીતી જવા છતાં મંત્રીશ્વરના મુખ પર સ્હેજ પણ ગ્લાનિ નથી. ભાવનાના પ્રબલ જોરે નાચ કરતા મંત્રીશ્વર બોલે છે કે—આજનો મારો દિવસ ધન્ય બન્યો. આજે મારી સમગ્ર આશાઓ ફળી. મારાં ભાગ્ય ઉઘડયાં જેથી મને આવી અમૂલ્ય સંઘસેવા કરવાનો અવસર મળ્યો.

તેજપાલ વસ્તુપાલને જમી લેવા કહે છે ત્યારે વસ્તુપાલ એકજ

જવાબ આપે છે કે આજના પવિત્ર દિવસે સંઘભક્તિનું કાર્ય મારી જાતે પતાવી પછીજ જમીશ!

આવી ઉત્તમ ભાવના અને આવી અજબ સંઘભક્તિ જો મળી જાય તોજ આત્મ કલ્યાણ સધાય—

પ્રાન્તે "જૈનમ્ જયતિ શાસનમ્"નો પ્રઘોષ વિશ્વમા ચારે બાજુ આપણે ફેલાવવો છે. અને એના માટે સંઘબળની ખૂબજ આવશ્યકતા છે. અરિહંત ભગવાનોની આજ્ઞા નીચે આપણે બધા ફરી એકત્રિત બની શાસન રાગની પવિત્ર જ્યોત્સ્ના જગતમાં ફેલાવીએ— અને આ રીતે આરાધનામાં મશગુલ બનેલ આગળ વધેલ શ્રી સંઘ ભક્તિને હૃદયમાં સ્થાન આપીએ એજ હિતાવહ છે.



— પુષ્પ અને પરાગ —

જીવનમાં પ્રત્યેક પળ સાવધાનીમાં વિતાવવા છતાં પ્રમાદનો પ્રવેશ થઈ જાય તો શ્રીનવકારનું સ્મરણ કરવું.

માનવ જો દાનવ બનતો હોય તેનું કારણ કેવળ સ્વાર્થ લંપટતા જ છે.

સ્વમાન ઘાતમાં ઉતરી જનાર અન્યનું અપમાન ઉદાસિન હૃદયે કરે એ કેટલી અધમતા!

પરોપકાર કરતાં ન આવડે તો કંઈજ નહિ પણ હસતે મુખે પરોપકાર કરવા કદિ પ્રેરાશો નહિ.

ॐ અર્હમ્

# સાધર્મી સેવાનો શુભ સંદેશ

ભા. વદ ૧૧ ગુરૂવાર તા. ૪-૧૦-૬૧ ઝવેરીવાડ ખરતરની ખડકી સામે

## વ્યાખ્યાન સાતમું

શાસન સેવાના પ્રતિક સમી સાધર્મી ભક્તિનો શુભ અવસર તમારી સામે આવી ગયો છે. સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા ચતુર્વિધ સંઘમાં પરસ્પર ભક્તિની લાગણી હોવી જ જોઇએ. એક બીજાને દેખી અંતર લાગણી ઉલ્લસિત થવી જોઇએ.

**શ્રાવક આરાધના કરતા શ્રાવકને જોતાંજ ભાવથી નમી પડે. એનું અંતર એ શ્રાવક પ્રત્યે બહુમાનવાસિત બની જાય. માને કે મારાં અહોભાગ્ય છે કે-મને આવા સાધર્મિકની સેવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે.**

કર્ત્તવ્યની કોટિમાં જે મૂકાય તેજ સાચી ભક્તિ, બાકી ગમે તેટલી બાંગો પૂકાર્યા કરો કે સાધર્મિકોનો ઉધ્ધાર કરવો જોઇએ- કરવો જોઇએ. કબૂલ! પણ એમ વાતો કરવાથી કશુંજ નહિ વળે! એના માટે તો આચરણ જોઇશે.

### શ્રાવક કહેવાય કોને ?

શ્રદ્ધાલુતાં શ્રાતિ જિનેન્દ્રશાસને;
ધનાનિ પાત્રેષુ વપત્યનારતમ્ ।
કરોતિ પુણ્યાનિ સુસાધુસેવનાત્;
અતોઽપિ તં શ્રાવકમાહુરુત્તમાઃ ॥

જીનેશ્વરના શાસન પર જેને શ્રધ્ધા હોય; પાત્રને વિષે ધનનું વપન-દાન કરતો હોય; સુસાધુની સેવાથી જે પુણ્યોપાર્જન કરતો હોય; તેને ઉત્તમ પુરુષો શ્રાવક કહે છે અથવા શ્રધ્ધા વિવેક ક્રિયાને જે વરેલો હોય તેને શ્રાવક કહેવાય.

આવા શ્રાવકની સુશ્રાવકોએ શક્તિ મુજબ અવશ્ય સેવા કરવી જ જોઇએ. વાર્ષિક કૃત્યોમાં સાધર્મી ભક્તિને ખૂબ જ વર્ણવી છે જેમ પોતાના સંબંધી વર્ગને જોઇ હૃદયમાં આનંદનાં પૂર ઉભરી પડે છે. હેતથી સંબંધીને ભેટી પડો છો. તેવોજ આત્મીયભાવ સાધર્મી પ્રત્યે આવવો જોઈએ.

સમાન ધર્મનું આચરણ કરનાર સાધર્મી મેળવાનો શુભ અવસર મહા પુણ્યોદયે પ્રાપ્ત થાય છે.

## ભક્તિનું મહત્વ

એગત્થ સવ્વ ધમ્મા, સાહમ્મિઅ ભત્તિ એગત્થ ।
બુદ્ધિતુલાએ તુલિઆ; દોવિ અતુલાઓ ભણિયાઓ ॥

એક બાજુ સર્વ ધર્મ અને બીજી બાજુ સાધર્મિક ભક્તિને મૂકો. બુદ્ધિ રૂપી ત્રાજવાથી જો એને તોલવામાં આવે તો બંને અતુલ છે-સમાન છે.

અર્થાત્ સર્વ ધર્મની આરાધના અને સાધર્મિક ભક્તિ બંને સમાન ફલદ છે. શક્તિ હોવા છતાં જે ધનવાન ગૃહસ્થ પોતાના ગરીબ સાધર્મીનો ઉદ્ધાર નથી કરી શકતો. તેને મહાપ્રાયશ્ચિત્ત આવે છે.

આજે તો સાધર્મી ભક્તિ દિવસે દિવસે ભુલાતી જાય છે. કેટલાક એવા પણ સાધર્મીઓ હશે કે જેમને જીવન નિર્વાહ પૂરતું કોઈ સાધન નહિ હોય. એમનું ધર્મ કાર્ય સીદાતું હશે. પણ... મોહની મમ્મીમાં મસ્ત બની મોજ શોખની પાછળ ધનને વાપરી જાતની સાર્થકતાને કરવા ઇચ્છા એવી ભુમરોને ક્યાં એવી પડી છે !

**ભક્તિ કઈ રીતે થાય?:**—સાધર્મી ભક્તિની આજની પ્રથા જ લગભગ જુદી જાતની છે. અરે! કેટલીક વખત જાહેર ફંડ ફાળા કરી સાધર્મીઓના ઉદ્ધારની વાત થાય છે. પણ...આ રીત તદ્દન સુધારો માગી લેછે. સીદાતા સાધર્મી બંધુને પોતે તેની પાસે જાતે જઈ તેની સમાજમાં કોઈ અવગણના ન કરે; ધર્મ આરાધનને કોઈ નીંદે નહિ; એ રીતે તેને સહાયતા કરવી જોઈએ. કીર્તિદાનની જેને લાલસા ન હોય. દુનીયા પોતાની વાહ વાહ બોલે, એવી જેને ખેવના ન હોય એજ સાચી સાધર્મી સેવા કરી શકે છે. બાકી બોલનારા તો બૂમો પાડવાના. પણ કહેવું પડશે કે એમને પોતાને જ હજુ સાચી સાધર્મી સેવા સમજાઇ નથી. સમજવા માટે પ્રયત્ન પણ થતો નથી. માટેજ સેવાનું સાચું રહસ્ય પણ સમજાતું નથી.

**સેવાનો શુભ ઉદ્દેશ:**—સાધર્મિક સેવાનો ઉદ્દેશ એજ હોવો જોઇએ કે એનાં આજીવિકાના નિર્વાહના અભાવે ધર્મકાર્યો સીદાઇ રહ્યાં છે. ધર્મારાધનથી વિરત થઇ રહ્યો છે માટે એ ધર્મારાધનમાં વિશેષ કેમ મજબુત બને? એના માટે જ સાધર્મીની બને તેટલી તન મન અને ધનથી સેવા કરવી જોઇએ.

પણ...જ્યાં સંસારને પોષવાની, વધારવાની, ખોટી વાહ વાહ બોલાવાની ઇચ્છા જાગે એના માટે પ્રયત્ન પણ થાય ત્યાં સેવાનો શુભ ઉદ્દેશ તૂટી જાય છે સેવાને નામે જ કુસેવાનાં કાળાં કર્મો અદરાય છે.

શાસ્ત્રોમાં કોને શું આપવું? એના માટે પણ નિયમો નક્કી કર્યાં છે. જે ધર્મને ન પામ્યો હોય એવી વ્યક્તિને અનુકંપા બુદ્ધિથી ખાવા પીવા, પહેરવા, ઓઢવા બધું સાધન આપવું જોઇએ. પણ પૈસા તો અપાય જ નહિ. કારણ તે પૈસાથી કદાચ અનાચાર સેવે તો?

અને જે આરાધના કરી રહ્યો છે, જેનું આચરણ ધર્મવાસિત છે. એવી વ્યક્તિને ધન પણ અવસરે આપવું જોઇએ. શક્ય તેટલી બધી જ મદદ કરવી જોઇએ.

સાધર્મી ધર્મમાં વધુ ને વધુ દૃઢ બને એના માટે પ્રયત્નશીલ થવું જોઈએ. આનું નામ જ સાચી ભક્તિ.

**આદરભાવ કેળવતાં શીખો:**—સાધર્મી ભલે ગરીબ હોય પણ એને આદરભાવથી નીહાળતાં શીખવું પડશે. બીચારા. અને બાપડા શબ્દથી નવાજવા જતાં તમારા હૃદયમાં એ સાધર્મી પ્રત્યે કદિ બહુમાન નહિ આવે.

હૃદયમાં એમ થવું જોઈએ કે—**લક્ષ્મી તો પુણ્યના યોગે મળી જાય પણ ધર્મારાધન તો મહાપુણ્યદય હોય તો જ મળે. અને એ ધર્મને વરેલો મારો સાધર્મી જ્યાં સુધી ખરાબ સ્થિતિમાં જીવતો હોય ત્યાં સુધી મને સુખે અન્ન પણ ન ભાવવું જોઈએ.** સમાન ધર્મી શ્રાવકોપર જો આવો આદરભાવ કેળવાઈ જાય તો માની લેવું જોઈએ કે તમને ધર્મારાધન પચ્યું છે. શાસન પ્રત્યે અવિહડ પ્રેમ જાગ્યો છે.

અરે ! આજની વાતો લગભગ જુદી જ થઈ ગઈ છે. તમારા ત્યાં નોકરી રહેનાર સાધર્મી કેવી સ્થિતિમાં જીવતો હોય છે. એનું જો ધ્યાન આપવામાં આવે તો એ પરિસ્થિતિનું પારાયણ તમને ઘણું ઘણું સમજાવી દેશે.

બીજા નોકરો કરતાં તમને એ સાધર્મી પર બહુમાન જાગે ખરું ! એને ધર્મારાધનની બધી જ સગવડતા આપો ખરા ! આરાધનની સગવડતા તો દૂર રહી પણ કેટલીક વખત મહાપર્વના દિવસોમાં પણ તમારા ત્યાં રહેલા સાધર્મીઓ ધર્મારાધનથી વંચિત રહી જાય છે. પછી તેના જીવન નિર્વાહ માટેની વાતનાં ઉંડાં ઉતરવા જતાં તો ઘણું શરમજનક પરિણામ દેખાશે.

**ધનવાનોનું કર્તવ્ય:**—માંડવગઢનો મહામંત્રી પેથડશા જ્યારે ઘોડે ચડી નગરમાં ફરવા જતો ત્યારે કપાળમાં તિલક કરેલા કોઈ

પણ સાધર્મીને જુએ ત્યાંજ ઘોડા પરથી નીચે ઉતરી તે સાધર્મી-બંધુને પ્રણામ કરે. પ્રણામ કરી પોતાના ત્યાં તેને લઈ જઈ; જમાડી પહેરામણી કરી પછી તેને વિદાય કરે.

પેથડશાના હૃદયપટ પર કેટલી સાધર્મી ભક્તિ વસી હશે? તમે તો બોલશો કે "ચાંલ્લા કરનાર કેટલાક દંભીપણ હોય છે." ચાંલ્લાને વગાવે છે. ધર્મારાધનને વખોડે છે. તેમનું જીવન કેટલીક ખામીઓ ભરેલું હોય છે. આવુ આવું બોલનારા ઘણા મળશે. કારણ વાણી સ્વાતંત્ર્યનો આ યુગ છે. પોતાના દોષ જોવાને બદલે બીજાના દૂષણો જોવાની આદત વધતી જાય છે. પણ "દૃષ્ટિ તેવી સૃષ્ટિ" પોતાના દંડે બધાને માપવાની મનોવૃત્તિ આવું બોલાવી રહી છે.

કરવું કશું જ નથી. વાતોમાં જીવન વીતાવતાં આવડે છે. **ખરાબની જેવી કલ્પના થાય છે. એના બદલે સારાની જો કલ્પના કરતાં શીખી જવાય તો કેટલું સારૂં?**

સવ્વે જીવા કમ્મવસ ચઉદ્દહ રાજભમન્ત ।

ચૌદ રાજલોકમાં ભમતા સર્વ જીવો કર્મને વશ છે. જેથી સદાચરણ અને અસદાચરણનું યુગલ દૃષ્ટિ સામે તરવરતું જ રહેવાનું પણ તેમાં ભક્તિ કરનાર દોષનો ભાગી બની જાય એવું માનવાની જરાએ જરૂર નથી.

હકીકતમાં કેટલીક વખત એવું બની જાય છે. કે આવી આવી કુકલ્પનાઓ કરવાથી ધર્મારાધનથી, સાચી સેવાથી વિમુખ બની જવાય છે.

**પારસમણિના યોગે:**—જો તમારી સાધર્મી ભક્તિ હૃદયપૂર્વકની હોય પાત્રાપાત્રની વિચારણા દ્વારા એ ભક્તિયોગ સધાતો હોય તો કેટલીય વખત એવું પણ બની જાય કે તમારા સાહચર્યથી નિર્બલ મન વાળો સાધર્મી સબલ બની જાય.

**પારસમણિના યોગથી કથીર પણ કંચન બની જાય. એમાં કથીરની યોગ્યતા કરતાં પારસમણિનો સંસર્ગ વધુ ઉત્તેજક છે.**

સાચી સેવા હજુ સમજાઇ નથી અને દુનિયાના પ્રવાહમાં તણાઇ જઇ સેવાની મોટી મોટી વાતો કરવી છે. આ બને વાતોનો કદિ મેળ બેસે જ નહિ.

ભક્તિ એ કોઇ બજારૂ ચીજ નથી એ તો અંતરના ઉંડાણમાંથી ઉપસી આવે છે. આવી અનુમોદનીય ભક્તિ કરનાર મહાભાગ્યશાળી સાધનાના પથે જલદી પગરવ માંડી શકે છે.

કદાચ શક્તિ ન હોય તો સાધર્મી સેવા ન થાય એ બને પણ હૃદયનો પ્રેમતો અતૂટ રહેવો જોઇએ. અને એ હૃદય પ્રેમ એક દિવસ જરૂર કર્તવ્યની કોટિમાં ઉતરશે. એ ધર્મની, ધર્મને આચારનાર કોઇ પણ વ્યક્તિની ક્યાંય પણ નિંદા થતી હોય. (પોતે તો નિંદા કદિ કરે જ નહિ) તો પણ એના હૃદયમાં ખૂબ આઘાત લાગે

**આવું બને ક્યારે?**:-ધર્મ અને ધર્મીની નિંદા સાંભળી હૃદયમાં આઘાત ક્યારે લાગે? કુટુંબ પરિવાર કરતા ધર્મારાધકોને વિશેષ માને તોજ ને? પરિવારથી વિશેષ આરાધકોને ન માનતો હોય તો પોતે પણ એ નિંદામાં શૂર પૂરાવી દે એવું બને અને ને? પણ કેટલાક તો રીતસર એવી પણ કહે છે કે—

પૈસો મારો પરમેશ્વર, પત્ની મારાં ગુરુ
છોકરાં મારાં સ્વામીભાઇ, ધર્મ હું શું કરું? ॥

આવું ઉપહાસ પાત્ર વચન બોલનાર કદિ સાચી સેવા પામી શકે ખરો? સાચું પૂછો તો હૃદયમાં આવું બધુંજ બેઠું છે માટેજ સાધર્મી અને દિનાનુદિન વધુ ઉપેક્ષા ભાવ આવતો જાય છે. એ ઉપેક્ષા ભાવનું પરિણામ ક્યાં જઈ અટકશે તેતો જ્ઞાની મહારાજ જાણે!

**તેજના ટકોરે:**-કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રાચાર્ય જ્યારે શાકંભરીમાં પધાર્યા ત્યારે એક ધનાક નામનો શ્રાવક કે જે ધર્મનો પૂર્ણરાગી હતો. અરિહંત દેવનો ઉપાસક હતો. તેણે પોતાના માટે બનાવેલું એક જાડું વસ્ત્ર ગુરૂ મહારાજ આગળ ધર્યું. તેની આર્થિક સ્થિતિ ખૂબજ સામાન્ય હતી. આજીવિકાના સાધનનો પૂરતો અભાવ હતો. છતાંય પોતાના શહેરમાં સૂરિજી પધારે તો પોતે યોગ્ય ભક્તિ કરી લાભ લેવો જ જોઇએ તેવું એનું ધ્યેય હતું.

દરિદ્રાવસ્થા છતાંય દાનની રુચિ કેવી? લક્ષ્મી મળી એટલે ગર્વ ન કરશો અરે! પૈસાને તો કુતરાં પણ ખાતાં નથી. મળેલ લક્ષ્મીનો જે સદુપયોગ કરી શકે તેજ સાચો ભાગ્યશાળી. બાકી તો દરિદ્ર કે ધનવાનમાં ફરક શો?

દરિદ્રાવસ્થામાં કરેલું દાન, યુવાવસ્થામાં કરેલો ત્યાગ જ વિશેષ લાભદાયક બને છે.

સૂરીશ્વરે ધનાક શ્રાવકની ભકિતનો સહર્ષ સ્વીકાર કરી લીધો. એની સાચી ભાવનાનો સમર્થ સૂરિવર પણ ઇન્કાર કેમ કરી શકે?

**પાટણમાં પ્રવેશ:**—સૂરીશ્વરજી શાકંભરીથી વિહાર કરી કુમારપાલ મહારાજાની વિનતિને માન્ય કરી પાટણ નગર તરફ પધારી રહ્યા છે. સમગ્ર નગર સૂરિજીને લેવા માટે સામે જાય છે. લક્ષાધિપતિ કોટયધીપતિઓ; શેઠ; સામન્ત; અને બીજા રાજાઓ સાથે અઢાર દેશના અધીપતિ કુમારપાલ રાજા ઉઘાડા પગે સૂરિજીને સામે જઇ રહ્યા છે. કેટલી ગુરુભક્તિ?

ગુરુદેવના સામૈયાને આડંબર ન માનશો. જો કે ગુરુને સામૈયાની જરૂર ન હોય. એતો ત્યાગી છે પણ તમે હજુ સંસારના રાગી છો. અપ્રશસ્ત રાગને દૂર કરવા આવો પ્રશસ્ત રાગ હૃદયમાં જરૂર જગાવવો જોઇએ.

: : શાસનની ઉન્નતિ માટે ભક્તિ જેટલી થાય તેટલી સુશ્રાવકોએ અવશ્ય કરવીજ જોઇએ. કેટલીક વખત આવા આડંબરો ધર્મ વિમુખ આત્માઓને ધર્મ સન્મુખ લાવે છે. બીજો વર્ગ પણ આવાં આવાં શાસન ઉન્નતિનાં સત્કાર્યો જોઈ પામી જાય છે.

. ખૂબજ ઠાઠથી નગર પ્રવેશ થઈ રહ્યો છે. હજારો વાજીંત્રોના નાદથી ગગનને ગજવી રહ્યા છે. મહામંત્રી ઉદયન વાગ્ભટ્ટ આમ્રભટ્ટ વિગેરે પણ આવેલા છે.

, અઢાર દેશના અધીપતિ ગુર્જરેશ્વરની નજર કલિકાલસર્વજ્ઞ સૂરીશ્વરજી ઉપર પડી. જોતાંજ કુમારપાલ આશ્ચર્યમગ્ન બની ગયા.

દેખાવમાં જાડા સ્પર્શમાં કર્કશ એવા વસ્ત્રથી અંગને ઢાંકી ગજરાજની ગતિએ રાજમાર્ગ પર ચાલતા સૂરિજીને જોઈ કુમારપાલનું હૃદય ન રહી શક્યું

સૂરીશ્વરજી પાસે જઈ નમ્રભાવે કુમારપાલે નિવેદન કર્યું.

ગુરુદેવ! અમારા જેવા સમૃદ્ધ શ્રાવકો વિદ્યમાન હોવા છતાં આપશ્રી આવો જાડો અને કર્કશ કપડો પહેરો એ અમને ન શોભે! પાટણ શહેરમાં અમે લાજી મરીએ.

અઢાર દેશના અધીપતિના હૃદયમાં કેવી ગુરુભક્તિ વસી છે!

; ': સંયમ આરાધનામાં રક્ત એવા સુસાધુઓની પ્રત્યેક સંયમ સાધનાની જરૂરીયાતનું સુશ્રાવકોએ ખૂબજ ધ્યાન રાખવું ઘટે.

ગુરુજીનો સ્પષ્ટ જવાબ—કુમારપાલના ભક્તિભર્યાં વચનોનો મધુરતાથી ઉત્તર આપતાં સૂરીશ્વરે જણાવ્યું મહાનુભાવ! જેમ તારા જેવા સમૃદ્ધ શ્રાવકો અમારી ભક્તિ કરવા ઇચ્છે છે. તેમ સામાન્ય સ્થિતિવાળા ધર્મરુચિ શ્રાવકો પણ અમારી ભક્તિ કરવાને ઇચ્છા વાળા જ હોય. કોઈની પણ યોગ્ય ભક્તિનો ઇન્કાર અમારાથી ન થાય.

બાકી હવે આમ કરવાથી તને શરમ આવતી હોય તો સામાન્ય સ્થિતિવાળા સાધર્મી બંધુઓના ઉદ્ધારની લાગણી તારે પહેલી રાખવી ઘટે, તું રાજા છે. તારી પાસે સત્તા છે. અધિકાર છે. બધું જ છે. ધારે તો, સાધર્મિક સેવાનો ખૂબ લાભ ઉઠાવી શકે તેમ છે.

સૂરિજીના સ્પષ્ટ જવાબને કુમારપાલ સાંભળી રહ્યા. આવા સમયે સમર્થ સૂરિવરો સદુપદેશ આપી મહાન્ વ્યક્તિઓને પણ ઠેકાણે લાવતા.

કુમારપાલને પોતાની ભૂલ સમજાઈ. તેઓને તો ટકોરાની જરૂર હોય; સૂરિવરના શબ્દોએ કુમારપાલને જાગૃત કર્યા. કુમારપાલને થયું કે ! મારા જેવો અઢાર દેશનો અધીપતિ હોવા છતાં મારો એકપણ જાતિભાઈ આવી સ્થિતિમાં જીવે તે ખરેખર ! મને લાંછન સ્વરૂપ છે. જો હું સાધર્મી ભક્તિ ન કરી શકું તો–મારી રાજ્ય સત્તાનો પણ શો ઉપયોગ ? ગુરુજીએ આજ મને ઉંઘમાંથી જગાડયો.

**તમને શું લાગે ? :**—હિતબુધ્ધિથી કદાચ કડવાં વચનો તમને સાંભળવા મળે તે ટાઇમે તમને શું લાગે ? સામેની વિશિષ્ટ વ્યક્તિ પ્રત્યે પણ ઘૃણા થઇ જાય ને ?

"રીસ ચઢે શીખામણ લેતાં ભાગ્ય દશા પરવારી"

હિતબુધ્ધિવાળાં કટુ વચનો પણ સાંભળવાથી જે દિવસે ક્રોધ આવે ઘૃણા થાય ત્યારે માની લેવું કે હવે સુધરવાનો આપણા માટે એકે અવસર રહ્યો નથી. **કડવું ઔષધ તો સગી માતા જ પાઈ શકે.** કદાચ અહિં તમને કેટલીક વખત હિતમિશ્રિત કટુ વચનો પણ કહેવામાં આવતાં હશે ? પણ એમાં ઉદ્ધારની જ લાગણી કામ કરતી હોય છે. **સુસાધુઓની** તો એ ફરજ છે કે **મોહની ઘેરી નીદ્રામાં સોડવાળી સુતેલા માણસોને બનતી મહેનતે શકય પ્રયત્ને જાગૃત કરવા પ્રયત્ન સેવવો જ જોઇએ તો જ પરસ્પરની હિતબુધ્ધિ કાયમી ટકી રહે.**

કુમારપાલે તુરત જ હેમચંદ્રાચાર્ય પાસે પ્રતિજ્ઞા લીધી ગુરુદેવ! આજથી માંડી દર વર્ષે મારા સાધર્મી બંધુઓના ઉદ્ધાર પાછળ હું એક ક્રોડ દ્રવ્ય ખરચીશ. તેમજ મારા રાજ્યમાં વસતા કોઈ પણ સાધર્મી બંધુનો હું કરવેરો લઈશ નહિ. રાજ્યની એ આવક મારા ખર્ચમાંથી હું પૂરી કરીશ.

**ચૌદ વર્ષના શાસનકાળ દરમ્યાન ચૌદ ક્રોડ દ્રવ્ય કુમારપાલ મહારાજાએ સાધર્મીના ઉદ્ધાર પાછળ ખર્ચ્યું.**

કુમારપાલનું આ ઉદ્બોધન કેટકેટલી પ્રેરણા આપી જાય છે. હૃદયમાં હવે તો ચોક્કસ થવું જ જોઈએ કે અમને ભૂખે ખાવા મળતું હોય તો અમારા સાધર્મી બંધુના પહેલા ખબર કાઢી પછી જ જમીશું—જમવા બેસતા પહેલા સુપાત્ર, અને સાધર્મી બંધુ યાદ આવવા જોઈએ. જે દિવસે કોઈ પણ સાધર્મી ન મળે તે વખતે હૃદયમાં દુઃખ થવું જોઈએ પણ. આ બધી વાતો કોને સંભળાવવી? સેવાની સહેજ પણ લાગણી હૃદયમા ઉપજી હોય તેને જ આ વાતો સંભળાવી કલ્યાણ કર ગણાય–પુણીયા શ્રાવકની પાસે બાર દોકડાની પૂંજી હતી. જ્યાં કદિ સાધર્મી ભક્તિને તે ચૂકતા નહિ. એક દિવસ પોતે ઉપવાસ કરે. એક દિવસ પત્ની ઉપવાસ કરે બદલામા સાધર્મી ભક્તિ રોજ કરે, માત, પિતા, ભાઈ, બ્હેન આદિથી પણ સાધર્મી પ્રત્યે વિશેષ બહુમાન હોય ભક્તિભાવ હોય તો જ આ બધુ બની શકે તેમ છે.

**મહામંત્રી ઝાંઝણશા:**—માંડવગઢના મહામંત્રી પેથડશાના પુત્ર ઝાંઝણશાએ સિદ્ધાચલનો સંઘ કઢાવ્યો હતો. ધર્મઘોષસૂરિ આદિ ૨૧ આચાર્યોની નીશ્રામાં ૧૩૪૦ના મહાસુદિ પાંચમના શ્રીસંઘનું મંગલ પ્રયાણ શરૂ થયું હતું. વિપુલ સાધન સામગ્રી સાથે શ્રીસંઘ અવિરત પ્રયાણ કરી રહ્યો છે.

મહામંત્રી ઝાંઝણશા શ્રીસંઘમાં પધારેલા સાધર્મિકોની ભક્તિમાં જરા પણ ખામી ન આવે તેની ખૂબ જ કાળજી રાખી રહ્યા છે.

મંત્રી બન્યા છે પણ મંત્રી પણાનું અભિમાન નથી. એમને તો એમ જ લાગે છે કે—આ ભૌતિક આબાદી છે. આ આબાદી પાછળ જો હું પાગલ બનીશ, તો મારી આધ્યાત્મિક આબાદી બરબાદીમાં ફેરવાઇ જશે. ઝાંઝણશા સવારમાં બધાંના જાગ્યા પહેલાં જાગતા. શ્રીસંઘ પ્રયાણ કરે પછીથી પોતાના બે હજાર અંગરક્ષકોને લઇ સંઘની પાછળ પાછળ બધાની ખબર રાખતા પ્રયાણ કરતા.

પાલીતાણાની યાત્રા કરવા જતો સંઘ કર્ણાવતી પહોંચ્યો. કર્ણાવતીના ભાટે જઈ સારંગદેવ રાજાને ખબર આપી.

મહારાજા ! ઝાંઝણશા ઘણા માણસોના સમુદાય સાથે જાત્રા કરવા નીકળ્યા છે. અને કર્ણાવતી તરફ પધારી રહ્યા છે.

મહારાજા સારંગદેવ સમાચાર સાંભળતાં જ પોતાના હાથી ઉપર બેસી વિવિધ પ્રકારના વાજીંત્રોથી ગગનને ગજવતા ઝાંઝણશાની સામે જાય છે. ઝાંઝણશા અને સારંગદેવ આનંદથી ભેટી પડ્યા...... મહારાજા સારંગદેવને ઝાંઝણશામંત્રી પોતાના સાધર્મી બંધુઓની ઓળખ આપે છે.

સારંગદેવ ઝાંઝણશાના વિવેકને નમી રહ્યો. તેને થયું કે આવો મહાપુણ્યશાલી પુરૂષ જો મારે ઘેર પધારે તો કેવું સારૂં?

**સારંગદેવનું આમંત્રણઃ**—સારંગદેવ પોતાના રાજમહેલમાં જાઇ. ઝાંઝણશાને પોતાના ખાસ સારા સારા માણસો સાથે જમવાનું આમંત્રણ મોકલાવે છે. સારંગદેવનો મંત્રી ઝાંઝણશા પાસે આવી કહે છે કે મંત્રીશ્વર ! મહારાજ સારંગદેવ આપને આમંત્રણ આપે છે કે, આપના સંઘમાંથી જે આપને યોગ્ય લાગે તે બે પાંચ હજાર સારા સારા માણસોને લઇને આપ રાજમહેલમાં જમવા પધારો.

મંત્રીની વાત સાંભળી ઝાંઝણશાએ હસતાં હસતાં જવાબ આપ્યો. મંત્રીશ્વર ! મહારાજનું આમંત્રણ મારે શિરોમાન્ય છે પણ. હું આ રીતે આવી શકું તેમ નથી.

## મારા બધા સાધર્મી ઉચ્ચતમ છે.

ઇમે સાધર્મિકાઃ સર્વે; લોકા મે બાન્ધવાધિકાઃ ।
માનનીયા પૂજનીયાઃ; સર્વે કષ્ટેન મીલતાઃ ॥

અહીં શ્રીસંઘમાં એકત્રિત થયેલ મારા બધાજ સાધર્મીઓ મારે મન બન્ધુથી પણ અધિક પ્રીય છે માનનીય છે પુજનીય છે. મારા એક પણ સાધર્મીને છોડી હું જમવા નહિ જ આવી શકું.

મંત્રીશ્વરના વચનો તમને વિચાર કરતા મુકી દે તેમ છે. સાધર્મીકોના ઉદ્ધારની બાંગો પૂકારનારનો તો કદિ યે ટોટો છે નહિ. અને તેમાંય આ સ્વાતંત્ર્ય યુગમાં તો વાત ન પૂછો:

શાસ્ત્રને શસ્ત્ર બનાવી ઉટપટાંગ વાતો કરનાર ઘણા મળશે એક પણ સાધર્મીના ઉદ્ધારનું કામ એમના માથે આવી પડશે ત્યારે ઘરના ઉંદરની જેમ ઘરના બરામાં રહેવા ઘણા તૈયાર થઇ જશે.

મંત્રીશ્વરને ગુજરાતનો રાજા સન્માન આપવા તૈયાર થાય છે. છતાંય મંત્રીશ્વર કેટલા નિશ્ચલ છે. ? કેવી અપૂર્વ સાધર્મીભક્તિ એમને વરી હતી ? સારંગદેવ રાજાએ એ જનુ વખત આમંત્રણ મોકલ્યું પણ ઝાંઝણશાનો તો એકજ ઉત્તર હતો.

સારાસારનો ભેદ:- ફરીને પણ સારંગદેવનો મંત્રી ઝાંઝણશાને સમજાવે છે કે મંત્રીશ્વર ! જગત માત્રમાં ધર્મ-અધર્મ; પુણ્ય-પાપ; પેય-અપેય; ભક્ષ્ય-અભક્ષ્ય આદિ સારા અને ખોટાના ભેદો રહેલા છે, તો તમે પણ સારી વ્યક્તિઓને લઇ જમવા કેમ નથી આવતા ?

દીધું. એટલી તો સુંદર વ્યવસ્થા કરી કે જમનારને જરા પણ તકલીફ પડે નહિ.

પાંચ પાંચ દિવસ સુધી પાંચ પાંચ લાખ માણસોને ઝાંઝણશા એ જમાડયાં. સારંગદેવ મુખમાં આંગળી નાંખી ગયો.

તેને લાગ્યું કે—આ વાણિયો હોવા છતાં પણ જગતનો નીકળ્યો એક રાજા ન કરી શકે એટલું ઝાંઝણશાએ કરી બતાવ્યું.

સારંગદેવને ઝાંઝણશાએ હસતાં હસતાં કહ્યું મહારાજ! આપની ગુજરાતમાં બસ આટલા જ માણસો છે? મારી પાસે તો હજુ ઘણો જ સામાન વધ્યો છે

મોહાણના ભરેલા કોઠાર સારંગદેવને બતાવ્યા સારંગદેવ હવે બોલી શકે તેમ જ ન હતો.

વધેલી મીઠાઈ વિગેરે સાધર્મી બંધુઓને અર્પણ કરી દીધી જૈન શાસનનો વિજયધ્વજ ઝાંઝણશાએ સભપરિષદમાં ફરકાવ્યો

આવો સાધર્મી પ્રેમ. સાચી સાધર્મીભક્તિ તે આનુ નામ ઝાંઝણશાની સંઘ યાત્રામાં બારી લાખ માણસો હતા. સાધર્મિકોની સાચી ભક્તિ કરવી હોય, તો વાતો કરી ઉંડી દર્શ યોગ્ય પ્રવૃત્તિમાં જોડાઈ જાઓ,—જ્યાં સુધી હૃદયમા સાચી ભક્તિ નહિ જાગે ત્યાં સુધી સમકિત પણ પામી શકાશે નહિ—

સ્વામીના ગુણપણુનો અવર ન સગપણ કોય
ભક્તિ કરો સ્વામીતણી સમકિત નિર્મળ હોય....

સંઘની પ્રત્યે સાચો રાગ જાગે. એમની શક્તિ મુજબ ભક્તિ કરવાનું મન થાય તો સમજી લેવું કે તને સમકિત પામ્યા છો. આ પામવાની તૈયારીમાં છો. — વધુ અવસરે —

---

# સાચા સુખનું રહસ્ય

વિદ્યાનગર નં. ૨. ભા. વ. ૭ શનીવાર તા. ૩૦-૯-૬૧

## વ્યાખ્યાન આઠમું

અનન્ત જ્ઞાની મહાપુરુષો ફરમાવે છે કે સંસારની મોહજાળ માનવ માત્રને પીડી રહી છે. સંસાર સાગરના તળીયે બેઠેલો માનવ જેમ જેમ સુખને શોધવા, સુખને પામવા, પ્રયત્ન કરે છે. તેમ તેમ વધુને વધુ સાગરમાં ઉંડે ઉંડે જતો જાય છે: કારણ કે પોતાની સ્થૂલદષ્ટિએ માની લીધેલાં સુખો વાસ્તવમાં સુખ જ છે નહિ. એ ક્ષણિક સુખોની ખાતર પોતાના જીવનની આહુતિ આપનાર જીવનમાં કદિ સાર્થકતા મેળવી શકે જ નહિ.

**મૃગ તૃષ્ણા** :– જેઠ મહિનાના બળબળતા બપોરે મરૂ ભૂમિના અરણ્ય પ્રદેશમાં આથડતાં હરિણોને જ્યારે તૃષા લાગે છે ત્યારે તે પાણીની શોધમાં ચારે બાજુ ભમ્યા કરે છે. નીચે પગતળે રેતી ધગધગતા અંગારા જેવી તપી હોય છે. સૂર્યનો અસહ્ય તાપ શરીરને દઝાડતો હોય છે. પાણી વિના પ્રાણ કંઠે આવી ગયા હોય છે. આવી સ્થિતિમાં પેલું હરણ દૂર દૂરની ક્ષિતિજમાં પાણીનો આભાસ જુએ છે. ડબલ વેગથી દોડે છે. જેમ જેમ દોડે છે. તેમ તેમ પેલું પાણી દૂર ને દૂર જાય છે. બીચારું હરણ !. અંતરમાં રહેલા આશા તંતુના જોરથી ચાલ્યા જ કરે છે. કહ્યું પણ છે ને ? કે—

આશા એ તો મધુરં કડવો અંશ છે જીંદગીનો
– ને ના જીવિત લગીયે છેદતાં જીવ જાતો....॥

આ રીતે ઘોડાએ દોડતો હરિણ પાણીની આશામાં ને આશામાં પ્રાણ વિહોણો બને છે—આવું જ છે સંસારનું સુખ.

જે ધન માટે તમે તનતોડ મહેનત કરો છો એને મેળવવા રાત દિવસ ધમપછાડા કરો છો કાયાની માયામાં ત્યાગી તેજ જીવન ને ગુમાવો છો. પણ કદિ વિચાર આવે છે ખરો કે સુખના મોહના ઘેલા પ્રયત્નો પણ અન્તે દુઃખને જ અપાવવા વાળા છે

સનત્કુમાર ચક્રીને સુંદર શરીર મળ્યું હતું. પણ એ શરીર પાછળના અભિમાનના કારણે સાત રોગોની સ્વાધીનતા પણ સ્વીકારવી જ પડી હતી ને?

મમ્મણ શેઠ ૯૯ ક્રોડ સોનૈયાની પુંજીનો માલીક હતો. મળ્યું હતું પુણ્યથી; પણ એ ધનને ભોગવી ન શક્યો સન્માર્ગે ખરચી પણ ન શક્યો. પરિણામે મરીને સાતમી નારકીમાં અનન્ત દુઃખોને ભોગવવા વાળો બન્યો

માટે જ વિચાર કરવો આવશ્યક છે. કે—મૃગ તૃષ્ણા જેવા સુખો માટે જે પ્રયત્નો કરી રહ્યા છો પણ એ સુખથી કદિ કોઈ સુખી થયું જ નથી.

સ્વપ્ન સમો સંસાર:—સ્વપ્નાવસ્થામાં માનેલા સુખ જેવાં સંસારના સુખો છે પરિણામે દુઃખોની પરંપરાને વધારવા વાળાં છે: જ્ઞાનીઓ સંસારને અસારની ઉપમા કદિ આપતા નથી પણ તેને તો સ્વપ્નના સુખ સમો બતાવે છે સંસારના સાગરમાં ઝંપાપાત કરનાર એના દુઃખોથી અનિશ્ચય રીબાતો હોય છે એને પોતાને દુઃખ સમજતું નથી દુઃખનાં સાધનો ઓછા કરતા નથી. જ્યાંથી સંસારની મોહક જાળ એવી જ છે કે જ્યારથી અવનવાં રૂપ ધારણ કરી માનવ મનને મુગ્ધ બનાવે છે. "લાકડું કે લાડુ ખાવે તો ભી પસ્તાવે નહિ ખાવે તો ભી પસ્તાવે" એવી વાત છે. જ્યારની લાલચ જોઈ

ભોળા આત્માઓ ભોળવાઈ જાય. સુખ દુઃખની વાતો તો એમનો અનુભવ એમને પછીથી પૂરી પાડે છે.

મધથી લેપાયેલી તરવારની ધારને ચાટવા જતાં શી દશા થાય તેતો બધા જાણતા જ હશો ને ? થોડીવાર તો મધની મીઠાશ આવે પણ પરિણામે તરવારની તીક્ષ્ણ ધાર પર જીભ ચાલતાં જ જીભના બે ટુકડા થઈ જાય છે.

તેવીજ રીતે સંસારના સુખોનો સ્વાદ લેતાં થોડી ક્ષણો તો આનંદ અનુભવાશે. પણ પરિણામની વિચારણા જો કરશો.તો અલ્પ સુખના માટે ઘણા દુઃખને જાતે વહોરી લેવા જેવું છે.

ભવિષ્યં નૈવ ચિન્તયેત્‌:- એમ ન કહેશો કે વર્તમાનમાં જે સુખ મળ્યું છે. તે તો ભોગવી લેવું. ભવિષ્યમાં જે થવાનું હશે તે થશે! આજે આવું ઘણા બોલનારા મળશે. પણ એમની વાણી એમને જ મુબારક હો !!!

વ્યવહારની બાબતમાં યા તો સ્વાર્થીય પ્રવૃત્તિઓમાં પહેલાં પરિણામનો વિચાર કર્યા સિવાય પગ મૂકો છો ખરા ? નહિજ. પરિણામનો વિચાર કર્યા વિના ભભડતી આગમાં ભૂસકો મારવા જતાં શું દશા થાય ? બળીને ખાખજ થઇ જવાય... આવી વ્યવહારુ બાબતોમાં વિચારોને જેટલા આવશ્યક માન્યા છે. તેટલા આત્મહિત ચિન્તામાં ઉપયોગી મનાય તો જ કલ્યાણ થઈ શકે.

આપણી વાત એ છે કે "ભવિષ્યં નૈવ ચિન્તયેત્‌" એ શબ્દોને હવેથી સ્વાર્થીય પ્રવૃત્તિમાં રાખો આત્મસાધના માટે તો ભવિષ્યનો વિચાર કરતાં જરૂર શીખજો.

એટલે આજનું માની લીધેલું સુખ; દુઃખથી ભરેલું છે. ક્ષણિક છે. પરિણામે દુઃખને આપવાવાળું છે. માટેજ એ સુખને પણ જ્ઞાનીઓ હેય બતાવતા જણાવે છે કે—

સંસારમ્મિ અસારે નત્થિ સુહં વાહિ વેઅણાપઉરે ।
જાણંતો ઇહ જીવો ન કુણઈ જિણદેસિયં ધમ્મં ॥

સંસાર અસાર છે. વ્યાધિ અને વેદનાથી ભરેલો છે. આ પ્રમાણે જાણવા છતાં પણ જીવ જીનેશ્વરે કહેલા ધર્મને આચરતો નથી:—

**મોહની મદિરા:**—મદિરાના ઘેનમાં ચકચૂર બનેલાને કર્તવ્ય અકર્તવ્યનો કશોજ વિચાર હોતો નથી સારાસારનું જ્ઞાન હોઈ શકતું નથી.એને તો પોતે જે બોલે; પોતે જે માને તેજ સાચું. સિવાયનું બધું ખોટું

તેવીજ રીતે મોહની મદિરાના ઘેનમાં ભાન ભૂલી ગયેલાઓને ખ્યાલ હોયજ શકે નહિ કે આ સુખો ભ્રામક છે ક્ષણિક છે ઝાંઝવાના નીર જેવા છે

જ્યારે જ્ઞાનીઓનો ઉપદેશ એ મોહની મદિરાનું ઘેન ઉતારી આપે છે. અવળા માર્ગે જતા આપણી સામે સર્ચલાઈટ ધરે છે. સાચા સુખનો માર્ગ ચીંધી આપે છે . કર્મના બંધનથી દૂર જવા ધર્મારાધનની તરફ આપણી આંખ ધરે છે

**સુખ કે સુખાભાસ.**—જેમ છીપમાં ચાંદીનો ભ્રમ થાય છે પણ એ છીપ ચાંદી હોતી નથી તેવીજ રીતે સુખાભાસમાં પણ આપણે સુખની કલ્પના કરતા શીખી ગયા છીએ અનાદિ કાલીન એ સુખાભાસના સહવાસમાં દુ:ખને પણ સુખ માની લેવાની માન્યતા થઈ રહી છે માટેજ હજુ પણ સાચું સમજાતું નથી

સંસારમાં કદિ કોઈ સાચું સુખ મેળવી શકતું નથી. મેળવી શકે પણ નહિ. મનોભ્રમણાના પરિણામે થતી મનની પામરતાજ એ દુઃખને સુખ માની લેવાની પ્રેરણા આપે છે.

એક ભીખારી ભોળો તાપસ સાંજે ખૂબ ખાઈ પીને સૂતો હતો. આંખમાં જરા ઝોકું આવી ગયું. રાતે કલ્પનાની દુનિયામાં એ તો વિહરવા લાગ્યો.

તેણે સ્વપ્ન જોયું કે મારી કોટડી બત્રીશ ભોજન અને તેત્રીશ શાકથી ભરાઇ ગઈ. મીઠાઇનો તો ટોટો જ ન હતો. સ્વપ્ન જોઇને એતો જાગ્યો.

આહ! આટલું મિષ્ટાન્ન વિના મહેનતે મળી ગયું છે. આજ સુધી કંઇ પુણ્ય કાર્ય કર્યું નથી. પણ...આજે તો આખાય ગામને જમવાનું નોતરું આપી આવું. હું એકલો તો આટલું થોડું જ ખાઈ શકવાનો હતો! પેલા તાપસે આ પ્રમાણે વિચાર કરી પોતાનું ગાદલું વાળી ઓરડીને તાળું મારી તે ગામમાં ઉપડ્યો:—

શા માટે ગામમાં જાય છે એતો તમને ખ્યાલમાં આવી ગયું ને? આની આ વિચારધારા પર હસવું આવતું હશે એમ પણ થતું જ હશે કે કેવો મૂર્ખ? પણ એ મૂર્ખતાની સાથે ભ્રામક સુખોને સાચાં સુખ માની લેવાની. એ સુખો ખાતર જીવન વેડફી નાખવાની આપણી કલ્પના પણ કેવી છે? એનો ય સાથે વિચાર કરવો જ પડશે:—

તાપસે તો ગામમાં જઈ બધાને જમવાનું આમંત્રણ આપ્યું. ડાહ્યા માણસોએ એની વાત માનવા અનિચ્છા દર્શાવી... પણ... પેલો તો હઠે ચડ્યો. હઠથી બધાંને મનાવી લીધા...

પોતાના પર દેવની મહેર ઉતરી છે. આવનાર બધાને એ દૈવી રસવતી જમાડવાનો છે; વિગેરે વિગેરે ઘણી જ વાતો કહી નાંખી.

**અજ્ઞાનનો અંધકાર:**—કેટલી ઘેલછા? આ ઘેલછાવૃત્તિના કારણે સદાચરણથી વિમુખ બની અસદ્ તરફ દૃષ્ટિપાત કરતા. અજ્ઞાનના અંધકારથી પ્રકાશ શૂન્ય તેજોહીન બનેલા માનવને કોણ સમજાવી શકે? અજ્ઞાનતાના પ્રદર્શનનું પ્રતીક તમારી સામે એટલા માટે જ મૂકવામાં આવ્યું છે કે—હજુ પણ જો સુખ **અને દુઃખની સાચી વ્યાખ્યા ન સમજાય તો સાચા સુખના માટેનો કદિ પ્રયત્ન પણ નહિ થાય.**

તાપસની અજ્ઞાનતાના જેવી જ આપણા અંતર પટ પર અજ્ઞાનના
વાઈ ગઈ છે. જેના કારણે પ્રત્યક્ષ સત્ વસ્તુનું જ્ઞાન પણ આપણે
મી શકતા નથી."

મારે શું કરવું જોઈએ ?.—હમણે પેટ ભરીને હસજો!
તાપસની મૂર્ખતા પર નહિ પણ પોતાની જાતની મૂર્ખતા પર– છાતી
ર હાથ રાખી એકાન્ત સ્થળમાં વિચાર કરજો કે–આજે હું શું
આચરી રહ્યો છું ? અને મારે શું આચરવું જોઈએ ? પરમ તારક
અરિહંતદેવનું શાસન મળ્યા છતાં જો હું આથડતો હોઉં તો–માની
લેવું જોઈએ કે–પરમજ્ઞાનીઓએ બનાવેલા એ પરમપથને હું પામી
પણ નથી શક્યો. અરે! સમજી પણ નથી શક્યો–

જો આ વિચારણા નિર્જનસ્થળમાં થશે તો જરૂર સાચું
આત્મભાન થયા વિના રહેશે નહિ. કર્તવ્યપાલન માટે કટિબદ્ધ વિના
યત્ને બની જવાશે .

આજે તો સુખ અને દુઃખની ભ્રામક વ્યાખ્યાઓએ મગજને
ફેરવી નાખ્યા છે. કેટલાક એવા પણ વિચારો છવો હશે કે જેમને
આવી બધી વાતો હસવા જેવી પણ લાગી જાય આનું મૂળમાત્ર
કારણ એકજ છે કે–સાચા સુખનું રહસ્ય હજુ સમજાયું નથી.

પેલા તાપને તો કદાગ્રહથી આમંત્રણ આપી દીધું–સમયસર
ગામના બધા જ માણુસો જમવા પણ આવી ગયા.

તાપસ પોતાની કોટડીમાં બેઠો બેઠો મહાઈ–(કઈ ? સ્વમની) કોઈ
લઈ ન જાય, બગાડી ન જાય તેની કાળજી રાખતો. ચારી કદીરે
બાંધી ઓટલા પર બેઠો હતો–બધા માણસોની પંક્તિ બેસી ગયા
પછીથી તાળું ખોલી કોટડી ઉઘાડી.

કોટડી ખોલતાં જ તાપસનું મુખ કાળું અમ્બર થઈ ગયું. એની
છાતીના પાટીયાં જ એની ગર્ભ જોરથી બુમો પાડી રડવા માંડ્યો.
આવેલા લોકો તાપસની મૂંઝવણ સાંભળી એકઠા થઈ ગયા.

**વિવાહના સમયે વરસી:**–આ તો વિવાહના સમયે વરસી જેવું કર્યું. જાનની સામે કરી નાંગા–એક ડાહ્યા માણસે કહ્યું ભાઈ! આ બધા માણસોને તેં જમવા માટે બોલાવ્યા છે. અને તું રડવા માંડ્યો છે. આ તે તારું કયું ડહાપણ? તારી રસવતી ક્યાં છે? લાવ બધાને પીરસી લઈએ.

ડૂસકાં ભરતાં તાપસે જવાબ આપ્યો–ભાઈ! હું એટલા માટે વિલાપ કરી રહ્યો છું–કે આજે મેં સ્વપ્નામાં મારી કોટડી મીઠાઈથી ભરેલી જોઈ હતી. એટલા માટે તો હું તમને જમવાનું આમંત્રણ આપી આવ્યો પણ...હમણાં તો એ રસોઈનું નામ નીશાન જડતું નથી. હવે હું બધાને શું જમાડીશ? પણ... વાંધો નહિ ફરીને હું પથારી કરી સૂઈ જાઉં છું મને સ્વપ્ન આવશે. એમાં રસોઈ ક્યાં પડી છે તે જાણી તમને બધાંને જમાડી દઈશ. માટે થોડીવાર ધીરજ ધારણ કરો.

પેલા ભાઈ આ મૂર્ખાધિરાજની વાત સાંભળી પેટ ભરી હસી પડ્યા. પોતે તો મૂર્ખ બન્યો પણ આખા ગામનેય મૂર્ખ બનાવ્યું.

તાપસની પાગલતા પર હસતા હસતા બધા માણસો આવ્યા હતા તેવા ઘેર ગયા. બીચારો તાપસ...દીન વદને આકાશ તરફ જોઈ રડી રહ્યો હતો.

**સંસારનું નાટક:**–આવું જ નાટક આજે ભજવાઈ રહ્યું છે. સ્વપ્ન જેવી હકીકતને સાચી માની માનવમાત્ર સુખની લિપ્સામાં જીવનની પ્રત્યેક ક્ષણો વીતાવી રહ્યો છે. જે સુખ જ નથી. તે તમને સુખ ક્યાંથી આપી શકે?

જે ઠેકાણે બંધાણી મંગલ પાઘડી,
તે ઠેકાણે બંધાશે તારી ઠાઠડી।
જે ઠેકાણે વાજાં રૂડાં વાગીયાં,
તે ઠેકાણે લેવાશે તારાં છાજીયાં॥

આવું આવું ઘણું આપણી નજર સામે જોવા નથી મળતું ! એક ટાણું પહેરવાનો અભાર રમ્યાનો રખડતો ભીખારી થઈ જાય છે. સુખ ચેનમાં દિવસો વિતાવનાર ઉપર જ દુઃખના ડુંગરા ખડકાય છે. સંસારનું વિચિત્ર નાટક નજર સામે તરવરતું હોવા છતાં તેમાં મગ્ગુલ બનેલો માનવ સાચા સુખના માર્ગને પામી શકતો નથી.

સંસારના અસ્થિર સબંધો પરત્વે મમત્વ ભાવને દૂર કરી વાસનાના અચલાને દૂર કરાવતા ધર્મની આરાધનાથી માનવ માત્ર પરમ કલ્યાણને પામો.

આત્મ સિદ્ધિઓનું સામ્રાજ્ય મેળવવા ઇચ્છતા માનવે સંસારના સમસ્ત બંધનોથી દૂર રહેવું હિતાવહ છે — વસુ અવસરે



× પુષ્પ અને પરાગ ×

અવનતિ અટવીમાં અથડાવનાર અહંકાર છે.

સ્વાધ્યાય મનની સ્થિરતાનું અમોઘ સાધન છે સમય મળે ત્યારે સ્વાધ્યાય ચૂકશો નહીં.

જ્ઞાનીનો વિરાધક અનંત જ્ઞાનીઓની આશાતના કરે છે. એ અતિશયોક્તિ રહિત છે.

પાપ ભીરુતા એ સુમતિ શેરીનું પ્રથમ સોપાન છે

વ્યાસપીઠ ઉપર બેસી મુરલી વગાડી સર્પને ડોલાવનાર મદારીની જેમ સોના ઉપર પાક જમાવી દેશો તેથી તમારું આત્મ કલ્યાણ જરાયે થવાનું નથી. વાણી, વર્તન અને વ્યવહાર એક સમાન કરી તો જ સ્વપર કલ્યાણ સધાશે.

ॐ અર્હમ્

# સાચા સુખનો સરલ માર્ગ

ભા. વદ ૧૩ શનીવાર તા. ૭-૧૦-૬૧ દેવશાનો પાડો

## વ્યાખ્યાન નવમું

વીતરાગ સપર્યાયાસ્તવાજ્ઞાપાલનં પરમ્ ।
આજ્ઞા રાદ્ધા વિરાદ્ધા ચ; શિવાય ચ ભવાય ચ ॥
આકાલમિયમાજ્ઞા તે; હેયોપાદેયગોચરા ।
આશ્રવઃ સર્વથા હેયઃ ઉપાદેયશ્ચ સંવરઃ ॥

કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચંદ્ર સૂરીશ્વરજી મહારાજ ફરમાવે છે કે વીતરાગદેવની પૂજા કરતાં પહેલાં તેમની આજ્ઞાનું પાલન કરવા વિશેષ પ્રકારે તૈયાર રહેવું જોઈએ.

ભગવાન શ્રીજીનેશ્વર દેવની પૂજા કરવા છતાં પણ જો એમની આજ્ઞા ઉપર બહુમાન ન હોય. તો એ પૂજનની કોઈ કિંમત નથી. **હૃદયમાંએ અરિહંતોની આજ્ઞા પ્રત્યે જયાં સુધી અખંડ પ્રેમ જાગે નહિ ત્યાં સુધી અરિહંતની પૂજાની પણ કિંમત સમજાય નહિ.** પૂજક પૂજા કરવા જતાં પહેલાં પોતાના કપાળે તિલક કરે છે. એ શું સૂચવે છે ? ભગવન્! તારી પૂજા પછી પહેલી તારી આજ્ઞા હું મસ્તકે ચઢાવું છું.

આજ્ઞા મસ્તકે ચઢાવી કદાચ એ અરિહંતોની આજ્ઞાનુસારે માર્ગનું અનુસરણ ભાગ્યવશાત્ ન થઈ શકે. પણ આરાધક આજ્ઞાનો

અપલાપ તો કદિ ન કરે. અરિહંતોની આજ્ઞાનો અપલાપ એટલે અનન્તા તીર્થંકરોની આજ્ઞાનો અપલાપ શાસનનો અપલાપ: તીર્થનો અપલાપ:

વિચાર કરજો કે—પૂજકના શિર પર કેટલી આજ્ઞાની જવાબદારી રહી છે? આજની આપણી ક્રિયાઓ આરાધનાઓ જેને જોઈતી હોય પરમ શાંતિ ન અર્પતી હોય તો એમાં મુખ્ય કારણ આજ્ઞાનો અપલાપ જ છે.

**કડવી તુંબડી.**—એક ભાઈ ૬૭ તીર્થની યાત્રા કરવા જતા હતા. પવિત્ર તીર્થોમાં સ્નાન કરી પવિત્ર થવાની એમની ઉત્કટ ઈચ્છાને પારખી. તેમને કંઈક બોધ આપવા માટે એમના ધર્મગુરુએ એક તુંબડી આપી. તુંબડી ખૂબ જ કડવી હતી; તેમના ધર્મગુરુએ ભોળા ભક્તને ભલામણ કરતા જણાવ્યું–ભાઈ! તું તીર્થોની યાત્રા કરવા જાય છે. ગંગા જમના જેવી પવિત્ર નદીઓમાં, કહોમાં સ્નાન કરી તું પાવન થઈશ. સાથે સાથે આ તુંબડીને પણ બધાં જ તીર્થોની યાત્રા કરાવજે. પવિત્ર નદીઓમાં સ્નાન કરાવજે અને ત્યારે આ તુંબડી મને પાછી આપજે.

ગુરુની આ આજ્ઞામાં પેલો ભક્ત તો કંઈ જ સમજ્યો નહિ. કડવી તુંબડી અને યાત્રા. આ બધું એને મન એક સમસ્યા જેવું લાગ્યું. છતાં "અનુલ્લંઘનીયા ગુર્વાજ્ઞા" ગુરુની આજ્ઞા અનુલ્લંઘનીય હોય છે. એ આજ્ઞાનું પાલન પ્રભુઓને પણ અવશ્ય કરવું જ જોઈએ—એમ માની—પેલો ભક્ત તો ગયો. તુંબડીને નવરાવી. તીર્થોમાં સ્નાન કરાવી ઘેર આવ્યો ત્યારે ગુરુના ચરણોમાં તુંબડી ધરી દીધી.

ગુરુએ ભક્તને આશીર્વાદ પાઠવી જણાવ્યું ભાઈ! આ તુંબડી પવિત્ર થઈને આવી. આજે તો એનું જ શાક બનાવી આપજે ખાવાનું છે કેમ ભાઈ! આ તુંબડીનું શાક તો બનાવશોને!

ગુરુદેવ ! આ તો કડવી તુંબડી. આનું શાક તો ખવાય જ નહિ. ભક્તનો આ જવાબ સાંભળી ગુરુને હસવું આવ્યું.

વાહ ! તું આવું જાણે છે ખરો. તો વિચાર કરજે કે હૃદયની કડવાશ જ્યાં સુધી નહિ જાય. ત્યાં સુધી આ તીર્થસ્નાન–યાત્રા વિગેરે ફળશે ખરાં ?

**બાહ્ય શુદ્ધિ કરતાં આંતર શુદ્ધિ તરફ વિશેષ લક્ષ્ય જો અપાય તો બાહ્ય શુદ્ધિ સ્વતઃ થઈ જાય**

**હૃદયની કડવાશ કાઢવાનો ઉપાયઃ—**જો અરિહંતોની આજ્ઞા પર બહુમાન જાગે તો હૃદયમાંથી આજ્ઞાના અબહુમાનની કડવાશ જલ્દી દૂર થઈ જાય અઢાર દોષથી રહિત અરિહંત દેવો. જગતના સમગ્રજીવોના કલ્યાણને માટેનો જ માર્ગ બતાવી રહ્યા છે. રાગ અને દ્વેષની નીબીડ ગ્રંથીઓ જેમની નષ્ટ થઈ છે. એવા પરમ તારક દેવ સ્વાર્થથી પર બનેલા છે. જગતને સન્માર્ગે વાળવા માટેનો સન્માર્ગ ચીંધી રહ્યા છે– જો અરિહંત દેવનું આવું સત્ય સ્વરૂપ સમજાઈ જાય તો અનાયાસે પણ અરિહંતોની આજ્ઞા પ્રત્યે બહુમાન જાગ્યા વિના રહે નહિ.

અહિં પહેલી તો વાત એક જ એ આવવાની કે— **"ક્રિયાની આરાધના પછી આજ્ઞાનું બહુમાન પહેલું"** આજ્ઞાની આરાધના ન આવી ત્યાં સુધી ભવની પરંપરા કદિ અટકે નહિ.

ભલે આચરણમાં કદાચ ઓછું થતું હોય. પણ આજ્ઞાનું બહુમાન આવી ગયું તો સમજી લેવું કે એ આજ્ઞાની આરાધના જરૂર સત્ક્રિયાના સ્ટેજ સુધી પહોંચાડી દેશે. પણ ક્રિયા કરવા છતાં આજ્ઞા પર બેદરકારી રહી તો કડવી તુંબડી જેવી જ દશા થવાની.

તો કેટલો આનંદ થાય છે? પાંચ દશ હજારની મૂડીમાં બીજા પાંચ દશ હજાર ભળે એટલે તો આનંદની શીમા આગળ વધે છે. પણ વખત જતાં એ આવેલું ધન ક્ષીણ થવા માંડે ત્યારે શોકનો પાર જ હોતો નથી.

પત્નીને પરણી લાવતાં આનંદ. થોડા દિવસના સહવાસ પછી કંઈક લડવા ઝઘડવાનું થાય. અણગમો વધતો જાય. પરિણામ એવું પણ આવે કે. કાલનાં પતિ–પત્ની આજ રામ–રાવણની નજરે એક બીજાને જોતાં થઈ જાય.

પુત્ર રહિતને પુત્રનું પારણું બંધાતાં હૃદયમાં હર્ષનાં મોઝાં ઉછળી પડે. પુત્રને ભણાવ્યો પરણાવ્યો પુત્ર એવો અવિનીત પાક્યો કે પિતાને થાપ મારી છૂટો થઈ ગયો. તે વખતે વૃદ્ધ માતા પિતાની શી દશા?

માનવીએ પોતાની માન્યતા મુજબ માની લીધેલાં સંસારનાં સમગ્ર સુખો તરફ દૃષ્ટિપાત કરવા જતાં સહેજે જણાઇ જશે કે. આ બધાં જ સુખો ભ્રામક છે. વિનશ્વર છે. એ સુખો મળવા છતાં શાન્તિ મળતી નથી. અધિક અને અધિક સુખો મેળવવાની આશા જાગ્યા કરે છે. એ આશા ઘણી વખત અનાચરણ પણ કરાવે છે.

સ્વર્ગના ઇંદ્રોને મનુષ્યો કરતાં અનેક ગણી સિદ્ધિ હોય છે. સિદ્ધિઓનો સમુદાય એમની સામે ઉભરાતો હોય છે છતાંય ૨૮ લાખ વિમાનનો માલીક ૩૨ લાખ વિમાનના સ્વામીને જોઈ બળી જાય છે. શાશ્વતી સિધ્ધિઓ કોઇથી ઉપાડી જવાતી નથી. એક સ્થાનથી બીજા સ્થાને ખસી શકતી નથી. છતાં ય એના માટે ભયંકર યુધ્ધ આરંભાય છે. ખૂનખાર જંગ જામે છે. કાપાકાપી મારામારી ચાલે છે. કેવું છે લોભનું કારસ્તાન?

ધર્મનો મર્મ જ્યાં સુધી સમજાય નહિ અરિહંતોની આજ્ઞાનું બહુમાન જાગે નહિ. ત્યાં સુધી આવું આવું નમવુ સ્વાભાવિક છે.

નાખે નાથો ભાઈ" આવી પરિસ્થિતિ ઘણી વખત નજરે સામે દેખાય છે:

પેલો યુવક ધન માટે મહેનત કરી. પરીણામે હાથ ઘસતો ઘેર આવે છે એની પત્ની ખૂબ જ કર્કશ વચનો સંભળાવે છે. ઘરમાંથી બહાર નીકળી જવા માટેની ધમકી પણ આપી દે છે!

જોયો સંસાર! જેમાં શાશ્વત સુખો માની બેઠેલા છો. એજ તમારા સંસારની આ વાતો મંડાઇ રહી છે. **જેને તમે તમારા માનો છો તે ત્યાં સુધી તમારા રહેવાના. જ્યાં સુધી એમનો સ્વાર્થ તમારાથી પોષાતો હોય. સ્વાર્થ પોષાતો બંધ થતાંની સાથે જ પોતાના માણસને પણ પર માનતાં જરાએ વાર લાગતી નથી**...સંસારની સ્વાર્થીયલીલા આવી જ હોય છે પેલો યુવક પત્નીનાં કઠોર વચનો સાંભળીને કમકમી ઉઠયો. એના અંતરમાં ઉંડો આઘાત લાગ્યો...જીવન જીવવું પણ કઠીન થઈ પડયું... એક તરફ ભૂખ્યાં બાળકો રોટલાના ટુકડા માટે ટળવળી રહ્યાં છે. બીજી તરફ પત્ની વાણીના તીક્ષ્ણ બાણો વરસાવી રહી છે રહેવાની ખોલડી પડી જવા માટે જ ટકી રહી છે. ઘરમાં ખાવા માટે અન્ન નથી. પહેરવા માટે કપડાં નથી. આવા સ્થિતિમાં એ યુવકને જીવન કરતાં મરણ વધુ પસંદ પડે છે.

## માનવ લોકમાં પણ નરક :-

કુગ્રામવાસઃ કુનરેન્દ્રસેવા કુભોજનં ક્રોધમુખીચ ભાર્યા ।
કન્યાબહુત્વં દરિદ્રતા ચ ષટ્જીવલોકે નરકાનિ સન્તિ ॥

સાત નરક તો નીચેની પૃથ્વીમાં છે એ તો તમે સાંભળ્યું જ હશે. પણ એક કવિ તો આ માનવ લોકમાં જ છ નરક હોવાનું સૂચવે છે. ૧. ખરાબ ગામમાં વાસ કરવો. ૨. ખરાબ રાજાની સેવા

કરતી. ૩. ખરાબ ભોજન ૪. ક્રોધ મુખી પત્ની ભગતી. ૫. ધર્ય કન્યાઓ ૬ અને દરિદ્ર પણુ. આ ૭ નરકો માનવ લોકમાં હોય છે. જેમ નારકીમા રહેલો નારક દુ:ખથી દૂર થવા માટે સતત પ્રયત્ન સેવે. પણુ એનુ દુ:ખ લેશ પણ ઓછુ થઈ શકતુ નથી. બાંધેલા કર્મ ભોગવ્યા સિવાય કદિ છુટકો હોતો નથી. તેવી જ રીતે આ ૭ નરકોની યાતના પણ માનવ માત્રને પીડતી હોય છે માનવ એમાથી નીકળવાના ફોગટ ફાંફા મારે પણ એ દુ:ખ ભોગવ્યા સિવાય છુટકો જ થવાનો

તો દુ:ખમાં પણ શાન્તિ મળે—જો કર્મસત્તાનુ કંઈ પણ જ્ઞાન થયુ હોય તો ગમે તેવી દુ:ખી અવસ્થામાં પણ જરૂર શાન્તિ મળે. દુ:ખના ડુંગરા સામે દેખાતા હોય, આપત્તિઓ સામે અટ્ટહાસ્ય કરતી હોય. તે વખતે કર્મ સત્તાનુ પ્રબલ જ્ઞાન ઘણી ધીરજ આપી જાય છે બાકી તો આવી અવસ્થામાં ધીરજના બંધન છૂટી જાય. શાન્તિનો તંતુ તૂટી જાય અને માનવ આર્ત ધ્યાન રૌદ્ર ધ્યાનમાં અનન્ત દુ:ખ રાશિને આમંત્રણ કરતો જાય આવુ પણ બને

પેલો યુવક હવે રહી ન શક્યો એણે તો નિશ્ચય કર્યો કે મરણ સિવાય હવે મારા માટે કોઈ ઉપાય નથી.

અરે! આટઆટલા દુ:ખોને નજર સામે નિહાળી રહ્યો છુ સાક્ષાત નરકની યાતનાને ભોગવી રહ્યો છુ. મારો સંસાર સળગી રહ્યો છે બળગો. પત્ની, દરિદ્રતા દુ:ખાદિને એક પછી એક આવેલાં અનન્ત દુ:ખોને ભોગવવાની એ દુ:ખોમા સબડતા રહેવાની હવે મારી તાકાત નથી બસ એક જ મરણનુ શરણુ મારા માટે હો.

મરણના માટે ઉદ્યત થયેલ યુવક ત્યાંથી રવાના થઈ ગયે. પત્નીને મન નિર્ધન પતિ કરતાં મૃત પતિ વધુ પસંદ હતો. ક્યાં એ જાય છે? એ જોવાની એને પડી ન હતી

દૂર દૂર જતા પતિને પત્નીએ સંભળાવી દીધું. ધન મેળવ્યા વિના જો અહીં આવશો તો ઘરમાં પેસવા જ નહિ દઉં !

ઘરમાં રાજ્ય કોનું ચાલે છે. પતિનું કે પત્નીનું !

આવા કટુ અને કર્કશ શબ્દોનો ઉત્તર આપવા માટે યુવક ના-ઇલાજ હતો. એ તો ગયો દૂર દૂરના જંગલમાં, મોટા વડની વડવાઇઓએ દોરડું બાંધી ગળે ફાંસો લગાવી દીધો.

**સુખનો રાગ–દુઃખનો દ્વેષ:**—પ્રાયઃ કરીને માનવમાત્રને સંસારની સુખસગવડતામાં ઘનિષ્ટ રાગ અને દુઃખ પર પૂર્ણ દ્વેષ હોય છે. સુખ અને દુઃખની સાચી વ્યાખ્યા સમજાતી નથી. માટે જ હૃદયમાં રહેલ રાગ–અને દ્વેષ આવાં ભયંકર પરિણામ સર્જે દે છે. આભવના દુઃખથી કંટાળેલાને પરભવમાં સોનાનાં સિંહાસનો મળશે. **એવું નક્કી છે ખરું ?** જ્ઞાની વિના એવુ કોઇ નક્કી કરી શકે ખરો ? નહિ જ. છતાંય માની લીધેલાં સુખ દુઃખમાં હર્ષ–વિષાદ; વાવટોળને વિકુર્વી અનેક આત્માઓને હત પ્રહત કરે છે. સન્માર્ગની કેડીથી દૂર કરે છે.

જેમ નાનો બાળક અગ્નિના તણખા જોઇ એને પકડવા મહેનત કરે છે. એના હિતેચ્છુ એને અગ્નિથી દૂર કરવા જાય તો બાળક રડે પણ ખરો ! કારણ— અગ્નિના તણખાને તણખા રુપે માનતો જ નથી.

આપણી ઘણી વખત આવીજ પરિસ્થિતિ થાય છે. સંસારના સુખોનો વ્યામોહ એવી તો ભ્રમણામાં મૂકી દે છે માનવમાત્ર એના માટે અનન્ત પ્રયત્નોને આરંભી દે છે; એ સુખોને મેળવવા તનતોડ મહેનત કરતાં પણ જ્યારે એ ન મળે ત્યારે– દુઃખના દરિયામાં ઝંપપાત કરી મરણને શરણ થવા પણ તૈયાર થાય છે.

પેલો યુવક મરવાની તૈયારીમાં છે. પ્રાણ કંઠે પહોંચી ગયા છે. પણ કંઇક પુણ્યોદય જાગતો હશે. જેથી એ વડના અધિષ્ઠાયક દેવે આવી એનો પાશ છેદી નાંખ્યો. દેવે પાણી છાંટી પવન નાંખી યુવકને ભાનમાં

"દૂધનો દાઝ્યો છાશ ફૂંકીને પીએ." આવી પરિસ્થિતિ જ્યારે ઉભી થાય ત્યારે વિચારવાન્ પ્રાણી ચારે બાજુની તપાસ કરવા તૈયાર થાય છે બુદ્ધિનીકસોટીએ પરિસ્થિતિનાં પાસાની ચકાસણી થાય છે.

પણ...ઘણી વખત આપણી સ્થૂલ દૃષ્ટિ આપણને ધોખાબાજીમાં નાંખી દે છે. સુખ...સુખ અને સુખ...દરેકને સુખ જોઈએ છે. સુખની શોધમાં બધાજ ભમી રહ્યા છે... સુખ મેળવતાં પણ દુઃખ...ભોગવતાં પણ દુઃખ...ભોગવ્યા પછી પણ દુઃખ...... સંયોગ વિયોગ...જન્મ જરા મરણ...આ બધું જ સંસાર વિનશ્વરતાના પ્રતિક સરખું નથી શું?

અરે! આવું સમજવા છતાં જાણવા છતાં...એ સુખો પાછળ કેટકેટલી દોડધામ ચાલી રહી છે?

યુવક એક જગ્યાએ ગયો. એ ઘરમાં ખૂબજ ધન હતું. સાત માળનો બંગલો હતો. પતિ–પત્ની વૃદ્ધ હોવા છતાં ખોળાના ખૂંદનારની ખોટ હતી. બિચારાં વૃદ્ધ દંપતી ચોધાર આંસુએ રડી રહ્યાં હતાં.

અખૂટ ધન હોવા છતાં તેનો વાપરનાર વારસદાર ન હતો. વૃદ્ધ દંપતીની સેવા કરનાર પુત્ર ન હતો.

અઢળક ધન મળ્યા છતાંય દુઃખ! આવું દુઃખ ન જોઈએ જે સુખમાં દુઃખનો લેશપણ હોય એવું સુખ કોઈનેય જોઈએ ખરું? સર્વથા દુઃખ રહિત અક્ષય સુખની બધાને આશા છે. પણ મળેલાં સુખો તો કદિ કાયમી ટકી શકતાં નથી.

યુવક બીજી જગ્યાએ ગયો. પતિ, પત્ની, પુત્ર પરિવાર પૈસો બધુંજ હતું... પણ... કુટુંબ કલેશના કારણે કોઈ સુખે ખાઈ પણ શકતું ન હતું. પ્રભાતના મંગલ પ્રહરમાં ઝઘડાના શ્રીગણેશ એમના ઘરમાં મંડાઈ જ ગયા હોય...

આવું સુખ પણ મારે ન જોઈએ. યુવકનું અંતર પોકારી ઉઠયું!

કોઈ સુખી નથી. સંસારનું સુખ કોઇને ય સુખઆપી શક્યું નથી.

મહાનુભાવ ! અનન્ત જ્ઞાની મહાપુરુષોએ સંસારને હેય બતાવ્યો છે. સંસારનાં સમસ્ત સુખોને હેય બતાવ્યાં છે. જ્યાં સુધી એ સુખોમાં મમત્વ પડયું છે ત્યાં સુધી માનવ દુઃખની પરંપરાને વધારનાર સુખોને સુખ માની લેવાની મહાભૂલ કરે છે.

ભોગે રોગ ભયં કુલે ચ્યુતિ ભયં વિત્તે નૃપાલાદ્ ભયં ॥

ભોગોમાં રોગનો ભય રહેલો છે. કુલમાં નશ્વરતાનો ભય રહેલો છે. ઘણું ધન મળ્યું હોય તો રાજા. ચોર આદિનો સતત ભય રહેલો છે. **જગતની સમગ્ર ચીજો ભયથી ભરેલી છે. એ ભય માનવને શાંતિથી જીવવા નથી દેતો.** સાધનો મળ્યા પછી એને સાચવવાની ટકાવી રાખવાની કેટકેટલી ચિન્તાઓ થયા કરે છે. છતાંય આપણા ધાર્યા પ્રમાણે એ સાધનો ટકી શકતાં નથી.

આવા સળગતા સંસાર દાવાનળમાં કોઈ સુખી થયું નથી. ભાઇ ! તું મારું સુખ જોઈ મારા જેવું સુખ મેળવવા ઇચ્છી રહેલો છે સારું થયું મને તેં પૂછ્યું. નહિતર તું પણ મારી જેમ દુઃખી થઈ જાત.

મારું દુઃખ મારું અંતર જ જાણે છે. આજ સુધી એ દુઃખ મેં કોઇને ય જણાવ્યું નથી. જણાવવા માગતો નથી. જણાવવાથી કદિ લાભ થાય નહિ. છતાંય આજે તું સુખની શોધમાં ભમી રહ્યો છે. માટે ભૂલો ન પડે મારા જેવું સુખ માગી લઇ વધુ દુઃખી ન ન થાય. માટે જ તને જણાવું છું.

જો સાંભળ...યુવાવસ્થામાં મારાં લગ્ન થયાં. લગ્ન થયા પહેલાં મેં એક મુનિરાજ પાસે શુક્લપક્ષમાં બ્રહ્મચર્યનો નિયમ લીધેલો. મારી પત્નીએ પણ ગુરુણીજી પાસે કૃષ્ણપક્ષનો નિયમ લીધો હતો.

દૈવ સંયોગે અમારા બન્નેના લગ્ન થયાં. લગ્ન થયા પહેલાંથી નિયમની જાણ થતાં જ મેં તો જીંદગીભર બ્રહ્મચર્ય પાળવાનું નક્કી કર્યું. પત્નીએ મારી સામે તો નિયમ કબૂલ રાખ્યો, પણ—

"સ્ત્રિયા ચરિત્રં પુરુષસ્ય ભાગ્યં
દૈવો ન જાનાતિ કુતો મનુષ્યઃ ।"

સ્ત્રીનું ચરિત્ર અને પુરુષના ભાગ્યને દૈવ પણ જાણી શકે નહિ તો મનુષ્યની તો તાકાત જ ક્યાંથી હોય?

થોડા દિવસમાં સ્ત્રી ગર્ભવતી બની. જે પુત્રને તું જોઈ રહ્યો છે તે મારો નથી. ખરેખર! આ વેદનાથી મારું અંતર ઉકળી રહ્યું છે. હૃદય હેબતાઈ ગયું છે. અંતરની અનંત વેદનાઓને આજસુધી હું અનુભવી રહ્યો છું. શેઠ બોલતા બોલતા ચોધાર આંસુએ રડી પડયા.

સાચું સુખ ત્યાગમાં છેઃ—ભાઈ! આ સંસાર તો એવો જ છે. સંસારમાં સાચું સુખ કદિ કોઈનેય મળ્યું નથી—મળશે નહિ.

મધુબિંદુ સમો સંસાર સુજાણ ગણાતા એ,
સંસારે સુખી અણગાર જિનેશ્વર બોલતા એ

આશ્રવનો સર્વથા ત્યાગ કરી સંવરને સ્વીકારનાર સાચા સુખને મેળવી શકે છે. સાધન સિદ્ધિઓનો ભોક્તા બની શકે છે.

શેઠના શબ્દોને પેલો યુવક સાંભળી રહ્યો. તેને હવે સમજાયું કે સાચું સુખ મેળવવું હોય તો ત્યાગથી જ મળી શકે. રાગમાં બળતો કોઈ પણ પ્રાણી સાચું સુખ મેળવી શકે જ નહિ.

શેઠ અને યુવક બન્ને જણે વૈરાગ્ય વાસિત બની જ્ઞાની ગુરુની નિશ્રામાં ત્યાગ માર્ગને સ્વીકારી લીધો.

માટે જ કલિકાલ સર્વજ્ઞ ભગવાન જણાવે છે ;

ઇત્યાજ્ઞારાધનપરાઃ અનન્તા પરિનિર્વૃત્તાઃ ।
નિર્વાન્તિ ચાન્યેકવચન; નિર્વાસ્યન્તિ તથા પરે. ॥

આ પ્રમાણે અરિહંતોની આજ્ઞાનું ભાવથી આરાધન કરનાર અનન્ત આત્માઓ શાશ્વત સુખના ભોક્તા બન્યા છે. બનેછે અને બનશે–

આપણે પણ સાચું સુખ મેળવવું છે. એના માટેની જ તનતોડ મહેનત ચાલુ છે.

સાચા સુખનો સરલ માર્ગ એક જ છે કે

આશ્રવનો સર્વથા ત્યાગ કરી–

સંવર ભાવને સ્વીકારવો.–

સંસારના સુખો પ્રત્યે અપેક્ષા ભાવ નહિ રાખતાં–ઉપેક્ષા ભાવ કેળવતાં શીખો. આજ સુધીનું સંસારનું દબાણ આપણને એ નકલી સુખો પર આશક્તિ ભાવને જરા પણ ઘટવા દેતું નથી. પણ હવે તો સાચું સમજાયા પછી કુંભકર્ણની નિંદ્રાનો ત્યાગ કરી. ભ્રમણાને દૂર કરી જ્ઞાનીઓએ બતાવેલા પરમ પંથે વિચારવા પ્રયત્ન સેવવો હિતાવહ છે.

—૦—

## પુષ્પ અને પરાગ

અન્યનાં રાઈ જેટલાં દૂષણો પર્વત સમા જોનાર પોતાના પર્વત જેટલા દુર્ગુણો રાઈ સમાન નહીં ગણનાર માનવની પાગલાતા કઇ હદની ગણાય?

બાહ્યાડંબરમાં આજે અધઃપતનની ઉંડી ઘોરો ખોદાઇ રહી છે અને આપણે આપણી સર્વ શક્તિઓનું ખૂબ જ આનંદથી એમ બલિદાન આપીએ છીએ.

ઉપવાસની તો વાત જ દૂર રહી. એક જ શ્રધ્ધાદીપક એમના હૃદયમાં ઝલહલતો હતો. એ શ્રધ્ધાના સહારે એમણે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું...

આરાધના નાની હોય પણ શ્રધ્ધાની મજબુતાઈ ઘણી જ જોઈએ. સાત માળનું મકાન તૈયાર થયું પણ તેના પાયા જ કાચા હોય તો એ મકાનને જમીનદોસ્ત થતાં વાર લાગે નહિ...જેટલી પાયાની મજબુતાઈ તેટલું જ મકાન વધુ ટાઇમ ટકી શકે.

આરાધનામાં પણ શ્રધ્ધાની મજબુતાઇનું પ્રમાણ વિશેષ હોવું જ ઘટે.

શ્રદ્ધા ભરી એ સત્યથી. તે તો કદિ ફરતી નથી.
શ્રદ્ધા વિહોણી જીંદગી જગમાં કદિ ફળતી નથી....!

શ્રદ્ધાના સત્ય તેજથી ભરેલી જીંદગી અજ્ઞાનના અંધકારને દૂર હડસેલી મૂકે છે. શ્રદ્ધા રહિત જીંદગી કદિ ફળ આપી જ શકતી નથી.

**જડવાદની શ્રદ્ધા:**–દિવસે દિવસે જડવાદ પ્રત્યેની શ્રદ્ધા વધતી જાય છે. આજના વૈજ્ઞાનિકોની વાહિયાત વાતો પ્રત્યે જેટલી આપણને શ્રદ્ધા હોય છે. તેના અંશે પણ જ્ઞાનીઓના માર્ગ પર હોય છે ખરી? સામાન્ય બુદ્ધિના પણ માનવના મગજમાં ન ઉતરે એવી વાત પણ જો વિજ્ઞાનના નામે પ્રચલિત થઈ જાય તો હોશે હોશે એને સ્વીકારવાની માનવાની અરે! જીવનમાં ઉતારવાની પણ તૈયારીઓ થઈ જાય છે. જ્યારે જ્ઞાનીઓની તત્વપૂર્ણ સદ્જ્ઞાનથી ભરેલી વાતોને પણ કેટલીક વખત અશ્રદ્ધાની આંખે આપણે જોવા તૈયાર થઈ જઈએ છીએ.

એ અશ્રદ્ધા જ્ઞાનીઓના વાક્યોને પણ હમ્બક માનવાની. કહેવાની. તમન્ના હૃદયમાં જગવે છે.

કેટલાક બોલી પણ નાંખે છે કે આ શુષ્ક ક્રિયાથી શો ફાયદો થવાનો? સામાયિક, પ્રતિક્રમણ; પૂજા; વિગેરે ક્રિયાઓ શુષ્ક–જડ કહેનારનું હૃદય સરોવર જ શ્રધ્ધાના જળ વિનાનું હોય છે.

માર્ગ પર જો સંપૂર્ણ શ્રદ્ધા જાગી જાય તો પછી ગમે તેવી કપરી કસોટીમાંથી પણ એ આત્મા પસાર થઈ શકે છે.

પુરુષોનું પુરુષાતન એ શ્રદ્ધાના સહારે પ્રદીપ્ત બને છે.
સ્ત્રીનું સ્ત્રીત્વ શ્રદ્ધાબળથી ઝળહળી ઉઠે છે.

**મહારાણી મૃગાવતી:**—કોશામ્બીના શતાનીક મહારાજની મહારાણી મૃગાવતી રુપ રુપના અંબાર જેવાં હતાં. મૃગાવતીના રુપની સુવાસ માલવાધીશ ચંડપ્રદ્યોત સુધી પહોંચી. ચંડપ્રદ્યોતના અંતઃપુરમાં રાણીઓ ઘણી હતી. પણ વિષયની વાસનાથી અંધ બનેલા ચંડપ્રદ્યોતે શતાનીક રાજા પર મૃગાવતીનું માગું મોકલ્યું.

બ્હેન, બેટીનાં માગાં તો શોભે, પણ...આ તો વિવાહિતા વધૂનું માગું ? કામાંધ બનેલા પુરુષોની સ્થિતિ કોઈ વિચિત્ર જ હોય છે.

ચંડપ્રદ્યોતની વિચિત્ર માગણીનો શતાનીક શાંતિથી જવાબ મોકલાવે છે—

મહારાજ ! પરિણીત પત્નીની યાચના આપના જેવાને ન શોભે ! આપ મારા મસ્તકના શિરતાજ છો; બીજી જે ચીજ જોઈએ તે આપને મોકલાવું—પણ...મહારાણીને મોકલાવાય ?

શતાનીકનાં શાન્તવચનોએ ભભડતી અગ્નિમાં ઘીની ગરજ સારી; ચંડપ્રદ્યોત વધુ ગરમ થઇ ગયો.

વિષયાન્ધ પુરુષોની આવી જ પરિસ્થતિ હોય છે—હિતવચનો પણ એમને અહિત કરનાર નીવડે.

કામી જનોનાં કાળજાં, ત્યાં કાળનું રહેઠાણ છે.
લાખો કથન સ્પર્શે નહિ. એ કાળજાં પાષાણ છે.

ચંડપ્રદ્યોત મહારાજાએ મૃગાવતીને મેળવવા ખાતર મોટું સૈન્ય તૈયાર કરી શતાનિક રાજા પર ચઢાઈ કરી.

જેમ સૌરભ વિનાના પુષ્પની કિંમત નથી તેમ સતીત્વ વિનાના સ્ત્રીત્વની પણ જગતમાં કશી જ કિંમત ન હોઈ શકે.

**નિરાધારનો આધાર:**—નિરાધાર બનેલાં મહારાણીના હૃદયમાં ધર્મશ્રદ્ધાનો પૂરો આધાર હતો...શ્રદ્ધાનો સબલ આધાર નિર્બલ નરના પ્રાણમાં પ્રાણ પૂરે છે— પતિતને પુનરુદ્ધારના પંથે લઈ જાય છે: ગમે તેવી દુર્દશામાં વર્તતો પ્રાણી પણ જો શ્રદ્ધાને હૃદયમાં ધારણ કરતો હશે તો જરૂર એ શ્રધ્ધા એના જીવનને ઉન્નતિના ઉજ્વલ પંથે લઈ જશે.

નિરાધાર નારી પણ શ્રધ્ધાના બલથી બળીયા સામે કુનેહથી કામ લેવા તૈયાર થઈ ગઇ.

"શઠં પ્રતિ શાઠયમ્ કુર્યાત્"

લુચ્ચા માણસની સામે લુચ્ચાઈ આદરવી એવી વ્યવહાર નીતિ છે; એ નીતિ લક્ષ્યમાં રાખી—મહારાણીએ ચંડપ્રદ્યોતને કહાવ્યું—

રાજન્! મહારાજા ગયા. હવે મારા માટે તમારોજ આધાર છે. ચંડપ્રદ્યોત આ શબ્દો સાંભળતાંજ રાજી થઇ ગયા. જેના માટે ભયંકર યુદ્ધ કરવા તૈયાર થયો હતો. એજ મૃગાવતીનો આ સંદેશો ચંડપ્રદ્યોત આનંદથી સાંભળી રહ્યા—જવાબમાં કહેવરાવ્યું—મહારાણી! તમારા માટે ચંડપ્રદ્યોત આકાશ—પાતાળ પણ એક કરવા તૈયાર છે. તમારું આવું સુંદર રૂપ માલવાધીશના અંતઃપુરમાં જ શોભશે—હું તમારી આતુર નયને રાહ જોઈ રહ્યો છું. માટે જલ્દી આવી મારા મનને પ્રમોદ પમાડો.

વિષયના વિષથી ભરેલા ચંડપ્રદ્યોતના જવાબને મૃગાવતી શાન્તિથી સાંભળી રહી—એવો જ મધુર જવાબ વાળતાં મૃગાવતીએ ચંડપ્રદ્યોતને જણાવ્યું.

અસર થાય નહિ...જ્ઞાનીઓનાં સોનેરી સુવાકયોની કિંમત પણ એને સમજાય નહિ...કુવાસનાઓ હૃદયમાં બેઠી છે. માટે જ આજસુધી શ્રદ્ધાના દીપકો હૃદયસદનમાં પ્રકટ પણ થયા નથી.

ચંડપ્રદ્યોત ચંડ છે એ વાત આજે આપણને લાગશે પણ જ્યારે આપણી પ્રવૃત્તિઓ પર દૃષ્ટિપાત કરવા જઇશું તો આપણને પણ લાગ્યા વિના નહિ રહે કે આજે આપણે કયાં આગળ ઉભા છીએ ? જીવનની જવાબદારીઓને ભૂલી જઈ માનવ જ્યારે કુવાસના પાછળ દોડધામ મૂકે છે ત્યારે આવીજ સ્થિતિ સરજાઈ જાય છે.

ચંડપ્રદ્યોતે ૧૪ રાજાઓ સાથે કોશામ્બીને ઘેરો ઘાલી દીધો. મહાસતી મૃગાવતી નગરીના દરવાજા બંધ કરી શાન્તિથી ધર્મારાધના કરી રહી છે. એના ઉરમાં અપૂર્વ શાંતિ છે. તનમાં સતીત્વનાં તેજ ઝળકી રહ્યાં છે. મનથી પ્રભુશ્રીમહાવીર દેવનું રટણ ચાલુ છે—

એક નારી જાતિ શ્રદ્ધાના પ્રતાપે જગતમાં શું કરી બતાવે છે. એજ અહીં સમજવા જેવું છે. **સતીનું સતીત્વ સતેજ બને છે ત્યારે સ્વર્ગના સુરેન્દ્રો પણ એની આગળ ઝંખવાણા પડી જાય છે.**

ચંડપ્રદ્યોત કોશામ્બીને લેવા આતુર થઈ રહ્યા છે. મહારાણીને મેળવવા અધીર બની રહ્યા છે. અનેક પ્રલોભનો દ્વારા મૃગાવતીને ભોળવવા માંગે છે પણ મહાસતી જરા પણ મચક આપતી નથી.

દિવસો વીત્યા. વરસો વીતી રહ્યાં છે. એકવખત શ્રમણ ભગવાન મહાવીરસ્વામી પોતાના પરિવાર સાથે કોશામ્બીના ઉદ્યાનમાં પધાર્યા છે.

મહારાણી મૃગાવતી સમાચાર સાંભળતાંની સાથે જ નગરીના દરવાજા ખોલાવી. પોતાના સૈન્ય સાથે ભગવાન મહાવીરને વંદન કરવા જવા તૈયાર થઈ ગયાં.

એ પરિવર્તનનું કારણ મહારાણીની અડગ શ્રધ્ધા હતી.

ચંડપ્રદ્યોતે મહારાણીને અનુમતિ આપી.

મહારાણીએ બાલરાજા ઉદયનને ચંડપ્રદ્યોતને ભળાવી દીક્ષા અંગીકાર કરી મહાસતી ચંદનાનાં શિષ્યા મૃગાવતીના નામથી પ્રસિધ્ધ થયાં.

આત્મવિશ્વાસ સાથે અડગશ્રધ્ધા જગતમાં આદર્શ સ્વરૂપ બને છે. શ્રધ્ધાને જાગૃત કરવાની ખૂબ જરૂર છે. અશ્રધ્ધાનો અચંબો દૂર કરાવી શ્રધ્ધાના સહારે સહુ કોઈ આત્મકલ્યાણ સાધો.

—o—

## — પુષ્પ અને પરાગ —

નિર્દોષો ઉપર અતિકટુ નજરે નીરખનાર પોતાની ઉપર સર્વની મ્હેર કેમ ઇચ્છતો હશે?

પવિત્રતામાં પ્રદારોપણ કરવા ઇચ્છનારે કદિ પામર નહી જ બનવું.

શબ્દોના શણગાર પાછળ અણગાર જીવનની આહૂતિ આપવી એ શૂરવીરતા નથી.

જ્ઞાનના સત્ય પ્રકાશ વિના અજ્ઞાન તિમિર કદાપિ નહિ ઉલેચાય...
" જ્ઞાન સાર સંસારમાં જ્ઞાન પરમ સુખ હેતુ "

અપટુડેટ વસ્ત્ર, શોભાવાળી વસ્તુઓ, મોજશોખની રમઝટ વગેરેની ઉજ્વલતા ક્ષણજીવી છે.

સાચા ત્યાગીને જ સંતોષ વરે છે.

અનન્ત જ્ઞાનીઓના નિર્મલ જ્ઞાન દર્શન આગળ આપણું જ્ઞાન સિંધુમાં બિંદુમાત્ર પણ નથી.

માનવને સાચી સાધર્મી ભક્તિ ક્યાંથી મળે ? આજે સાધર્મી સેવાના મોટી મોટી વાતો કરનાર તમને ઘણા જ જોવા મળશે પણ કર્તવ્યમાં મૂકનાર વિરલા જ હશે—સેવાની વાયડી વાતો કરનારાઓ પણ એવો તો સ્વાર્થીય અંધાપો લઈ ફરતા હોય છે કે—એમની વાતો પર ધણી વખત ન છૂટકે પણ હસવું આવી જાય.

આપણી તો મૂળ વાત એ છે કે—સાધર્મી સેવા મહાપુણ્યો-દયે મળે છે. માટે જેની જેટલી શક્તિ હોય તે મુજબ સાધર્મી સેવા અવશ્ય કરવી જ જોઈએ.

ધર્મારાધના કરતાં સીદાતા દીનબંધુનો સુખા ગૃહસ્થોએ ઉધ્ધાર કરવાની ભાવના રાખવી જ જોઈએ—

આજના જીવન વ્યવહારો દિવસે દિવસે ઘણા બગડતા જાય છે. જેમ જેમ વિજ્ઞાનયુગ આગળ વધી રહ્યો છે. તેમ તેમ તેની પાછળ દોટ મૂકતો માનવ–સમાજ સાચી સેવાને ભૂલી વાતોમાં જ દિવસ રાતો પસાર કરતાં શીખી ગયો છે. પણ...હવે આવી વાતો છોડી સાચી સેવામાં ભાગ લેવા તૈયાર થઈ જવું જોઈએ.

શ્રાવક ધર્મના વિધાનમાં શાસ્ત્રકારો તો ક્યાં સુધી જણાવે છે તે જાણો છો ? જો તમે સુખે પેટ પૂર ખાઈ શકતા હો. તો સાધર્મી સેવાને કદિ ચૂકવી ન જોઇએ......

ગુણગ્રાહી દૃષ્ટિ કેળવતાં પહેલું આવડી જાય તો જરૂર સેવાનો શુભ ઉદ્દેશ આપણને સમજાઈ જાય. પણ...જ્યાં દૃષ્ટિ જ દોષ તરફ દોડતી હોય ત્યાં સાચા સાધર્મીઓ પણ આપણને સાધર્મી રૂપે દેખાય નહિ. ભલે બીજી કશીજ આરાધના ન કરતો હોય પણ શ્રીજિનની આજ્ઞા પ્રત્યે જેને સંપૂર્ણ રુચિ હોય. અથવા શ્રીજિનની આજ્ઞા મુજબ શ્રીનવકારનું પણ જે સ્મરણ કરતો હોય એવો સાધર્મી પણ પૂજનીય ગણાય છે.

સુશ્રાવક સાન્તનુને કુંજીદેવી નામની ધર્મ પત્ની હતી. સાન્તનુ ખૂબજ શ્રીમંતાઇમાં ઉછેર્યો છે. એની શ્રીમંતાઇ જોઈ ઘણાને અદેખાઇ આવતી. સોનાના થાળમાં સાન્તનુ જમતો. સોનાના હિંડોળા ખાટે હિંચતો. ગર્ભશ્રીમંતાઈમાં જીવન ગુજારતા સાન્તનુના દિવસો ફરવા લાગ્યો. સંપત્તિએ એનાથી રૂપણાં કર્યાં. ધીરેધીરે સ્થિતિ ખૂબજ ઘસાવા લાગી.

**પુણ્ય અને પાપ:–** સંપત્તિ અને વિપત્તિ સંસારમાં અનાદિ કાલથી રહેલાં જ છે. એમાં જરા પણ આશ્ચર્ય પામવા જેવું નથી. ઘણી વખત મહાન ધનાઢયપણ પુણ્ય ખૂટી જતાં ધન વિહીન બની જાય છે. અને ગરીબનો પુણ્યોદય જાગતો હોય તો ધનાઢ્ય બની જાય છે.... માટે સંપત્તિ મળતાં આનંદ કે વિપત્તિના સમયે વિષાદ કદિ ન કરવો જોઇએ. પુણ્યશાલી શાલીભદ્રને ત્યાં રોજ નવાણું પેટીઓ ઉતરતી હતી. એમનું પૂર્વ પુણ્ય પ્રબલ હતું. તીવ્ર પાપોદય હોય ત્યારે ગમે તેટલી મહેનત કરો પણ કશું જ વળે નહિ. પુણ્ય અને પાપની લીલા કોઈ અજબ પ્રકારની છે. સાન્તનુ સંપત્તિ વિહીન બની ગયો. ખાવા પીવા માટે કશુંજ નથી; પહેરવા માટે પૂરતાં વસ્ત્રો નથી. રહેવાનું ઘર પણ જીર્ણ શીર્ણ થઈ ગયું છે.

વ્યાપાર કરવા માટે તો પૈસાની જરૂર પડે જ ને? પણ...... એ પૈસા લાવવા ક્યાંથી? ખૂબ વિચારો કર્યા. અનેક પ્રકારના પ્રયત્નો સેવ્યા પણ બધેથી સાન્તનુ હતાશ બની ગયો. કોઇ ઉપાય સૂઝતો નથી તીવ્ર પાપોદય સાન્તનુને મુઝવી રહ્યો છે. અન્તે સાન્તનુએ ચોરી કરી ધન મેળવવા વિચાર કર્યો. એ વિચાર એની પત્ની કુંજીદેવીને એણે જણાવ્યો. કુંજીદેવી પતિના વિચારને પારખી ગઈ, પતિદેવને આશ્વાસન આપતાં તે બોલી.

સ્વામિનાથ! ચોરી તો મહા પાપ છે. નરકનું દ્વાર છે! તમારા જેવા ધર્મીષ્ઠ સત્યપ્રિય વ્યક્તિને આ ન શોભે! નાથ! એક ભવના માટે આવાં ઘોર પાપો કરી આપણે કઇ ગતિમાં જઇશું?

સ્વામિનાથ! ચોરી કરો તો સાધર્મીની કરજો. વિધર્મીની કરશો નહિ...... તમને સાંભળીને આશ્ચર્ય થશે કે આ શું બોલે છે? સાધર્મીની ભક્તિ કરવી જોઈએ. સાધર્મીની કોઈ ચીજ ઉપાડી જતો હોય તેને અટકાવવો જોઈએ તેના બદલે આ તો ધર્મીના ત્યાંજ ધાડ પાડવાની વાતો થાય છે.

પણ... તમારે અહિં ધ્યાન રાખવું જોઈએ કે આ લોકો જે ચોરી કરવાનો નિર્ણય કરે છે. તે દુઃખને લીધે. ચોરી કરવાની ઈચ્છા નથી બીજું કોઈ આજીવિકાનું સાધન મળી જાય તો આ પાપચરણ કરવા એ લોકો બીલકુલ તૈયાર નથી... તેવું કોઈ સાધન તેમને નજર સમક્ષ દેખાતું નથી માટે... ચોરી સાધર્મીની કરવી જેથી અમારો ધર્મ નિંદાન નહિ. ધર્મ સ્થાનો નિંદાય નહિ. કુલ નિંદાય નહિ. સાધર્મિકો નિંદાય નહિ...... આ પ્રમાણે બંને જણ નિર્ણય કરી છૂટાં પડયાં. સાંતનુ પોતાના વિચારને મનમાં રાખી ઉપાશ્રય તરફ આવસ્યક ક્રિયા કરવા ગયો.

**ધર્મ સ્થાનોમાં કઈ રીતે જવું ?** ;—આ બાજુ જિનદાસ નામના મહા ધનાઢ્ય શેઠ પોતાની સંપત્તિ અનુસાર વસ્ત્રાલંકારોથી સજ્જ થઈ ઉપાશ્રય તરફ જઈ રહ્યા છે! અહીં કોઈ પૂછશે કે ઉપાશ્રય વિગેરે સ્થાનોમાં વસ્ત્રાલંકારોથી વિભૂષિત થઈ જવાનું શું કામ ? પણ આવો પ્રશ્ન કરનારા ખરેખર ! હજુ સાચું સમજી શક્યા નથી.

દહેરાસર યા તો ઉપાશ્રય પોતાની સંપત્તિના અનુસારે વસ્ત્રાલંકાર ધારણ કરીને જ જવાનું વિધાન છે. જેથી એમને જોઈને ઘણા આત્માઓ પણ પામી જાય કે—આવા સંપત્તિશાળી પણ આ રીતે ધર્મને આચરી રહ્યા છે, અને એ ભાવનાથી ઘણા આત્માઓ શ્રી જિનની શાસનની આરાધના કરતા પણ થઈ જાય. શ્રી જિન શાસન પ્રત્યે. જિનેશ્વરે ઉપદેશેલ તત્વ પ્રત્યે રુચિવાળા પણ બની જાય.

કુશ્રાવકો પોતાની ભૂલ પહેલી જુએ. બીજાની ભૂલ જોવાની જાણવાની, વિચારવાની એમને ફુરસદ જ ન હોય.

**આજે તો બીજાના રાઈ જેવડા દોષને પર્વત જેવડા કરવાની, અને પોતાના નાના ગુણને મોટું સ્વરૂપ આપવાની આદતો ઘણી વખત નજર સામે જોવાય છે.**

માટે બીજાના ગુણ જોવાનું ઘણું ઓછું થઈ ગયું છે.

જિનદાસને હૃદયમાં પશ્ચાત્તાપ થાય છે. ખૂબ દુઃખ થાય છે કે મારી છતી શક્તિએ મારા સાધર્મિક બંધુનો હું ઉદ્ધાર ન કરી શક્યો.

આ સમયે ધર્મ પામેલા ન હોય એવા અર્ધદગ્ધ ક્રિયાઓ કરનારા શું કરે? સાધર્મિકને વગોવે; ધર્મક્રિયાઓને વગોવે. ધર્મને પણ વખત આવે વગોવતાં વાર ન કરે; આજના જમાનામાં તો બોલનારા પણ મળે કે "આવાઓને તો જેલના સળીઆ ભેગા કરી દેવા જોઈએ."

આવા પ્રલાપો કોણ કરાવે છે?

સાચું સાધર્મી વાત્સલ્ય જાગ્યું નથી. સાધર્મી સેવાની હાર્દિક તમન્ના જાગી નથી. જૈન શાસનની આરાધના કરવા છતાં તેનું હાર્દ સારી રીતે સમજાયું નથી માટે જ આવા પ્રલાપો થાય છે.

બાકી તો વ્યવહાર જગતનો પણ કાયદો છે કે—**પાપને નિંદો પાપીને નિંદશો નહિ.** પાપને નિંદવાથી તો ઉલટું વધારે પાપ તમે બાંધી રહ્યા છો. જડવાદના જમાનામાં દિવસે દિવસે આવી નિંદાની પ્રવૃત્તિઓ વધતી જાય છે; જેથી કેટલાક બીચારા ભોળા આત્માઓ ભોળવાઈ જઈ ધર્મવિમુખ બની જાય છે.

**સુશ્રાવકોનું હૃદય:**—સાન્તનુ હાર ચોરી ઘેર ગયો. જિનદાસ શેઠ પણ ઘેર ગયા. સાન્તનુએ પોતાની પત્નીને મોતીનો હાર બતાવ્યો.

જૈન શાસ્ત્રકારો ફરમાવે છે કે...સાધર્મી બંધુને પોતાના ઘેર આવેલો જોઈ જેને આનંદ નથી થતો તેના સમ્યક્ત્વમાં પણ સંદેહ જાણવો. અર્થાત્ સુશ્રાવકોનું હૈયું પોતાના ત્યાં આવેલા સાધર્મી બંધુને જોતાં જ હર્ષિત બની જાય. જાણે કલ્પવૃક્ષ મારા આંગણે ફળ્યું એવો અપૂર્વભાવ હૃદય મંદિરમાં જાગૃત થઈ જાય.

આનું નામ જ સાચો સાધર્મી પ્રેમ !

આનું નામ જ સાચી સાધર્મી ભક્તિ !

આવો અનન્ય ભાવ જ તમને સાચી સેવાની પ્રેરણા આપી શકે !

અને એજ ભક્તિની શક્તિ મુક્તિના મંગલ માર્ગમાં સહાયક બની શકે !

જિનદાસ શેઠ સાન્તનુનો પોતાના ઘેર પધારવા બદલ આભાર માને છે. વધુમાં જણાવે છે કે બંધુ! આપ મારા સાધર્મી છો. આપ મારા યોગ્ય કાંઈપણ કામ હોય તો વિના સંકોચે જણાવજો.

હાર ચોરનારને ક્યા શબ્દોથી જિનદાસ સંબોધે છે ? સાચી ભક્તિ એમના અંતરમાં વસી હતી. અરિહંત દેવોનું શાસન એમને સત્યરૂપે સમજાયું હતું. આવા ઉદારચરિત મહાનુભાવો પરના દોષ પ્રત્યે ઉપેક્ષા ભાવ સેવનારા જ હોય છે. એમનું મન તો પોતાના દોષને જોઈ તે દૂર કરવા. અને બીજાના ગુણને જ જોઈ તેનું ગ્રહણ કરવા હંમેશાં તત્પર હોય છે. સાધર્મીની વાત દૂર રહી વિધર્મી કે અધર્મીના પણ દોષો જોવાનો શાસ્ત્રકાર નિષેધ કરે છે—

જિનદાસના સુમધુર શબ્દોની સાન્તનુ પર ખૂબ જ ઉંડી છાપ પડી. એનો સંશય અને ગભરાટ બીલકુલ ઓછો થઈ ગયો હતો. શાન્તચિત્તે; સ્વસ્થમને એણે પોતાના ખીસ્સામાંથી મોતીનો હાર કાઢી શેઠના હાથમાં સરકાવતાં જણાવ્યું.

શેઠજી! આ હાર લઈ વ્યાજથી મને પાંચ હજાર રુપીયા આપો ! જિનદાસ શેઠ હારને જોઈ સમજી ગયા. પોતાનો હાર છે એમ ઓળખી

**પુણ્યશાલિનું દ્રવ્ય:**—શ્રીજિનદાસ જેવા ધર્માત્મા પુણ્યશાલીનું દ્રવ્ય સાંતનુના પુણ્યના ઉદયમાં સહાયક બન્યું. સાંતનુના લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ થયો હતો. એટલે એને આ દ્રવ્યથી ધીરે ધીરે લાભ મળવા માંડયો એની સ્થિતિ સુધારા પર આવી ગઇ.

**પુણ્યની લક્ષ્મી પુણ્યમાં સહાયક બને છે પાપની લક્ષ્મી આવી હોય તો પુણ્યશાલીને પણ પાપી બનાવે છે:** ધર્મ કર્મથી મનને વિચલિત બનાવી દે છે. લાવેલ રકમથી વ્યાપાર કરતાં સાંતનુ થોડા સમયમાં અઢળક સંપત્તિશાળી બની ગયો. કુંજીદેવીએ સાંતનુને જણાવ્યું ! સ્વામીનાથ ! આપણી સ્થિતિ સુધરી ગઇ છે. કમાણી સારી થઇ છે. માટે શ્રીજિનદાસ શેઠને ત્યાં જઈ વ્યાજ સહિત રકમ આપી આવો.

સાંતનુ જિનદાસને ત્યાં ગયો. પહેલાં તો લેવા ગયો હતો. અને હવે દેવા ગયો. રકમ ભરી દીધી. શ્રી જિનદાસ શેઠ સાંતનુની સ્થિતિ સુધરેલી જોઇ હર્ષિત બની ગયા. સાધર્મી આજે સુખી થયો હતો. ધર્મારાધનમાં હવે એ નિર્વિઘ્નપણે આગળ વધી શકશે એનો એમને અપાર આનંદ થયો. આજે એમને પોતાનું કર્ત્તવ્ય અદા કર્યાનો પૂરો સંતોષ હતો.

જિનદાસ શેઠે વ્યાજ સહિત રકમ લઇ લીધી. અને તીજોરીમાંથી હાર મંગાવી સાંતનુને પાછો આપવા માંડયો......

**ભૂલનો એકરાર**—હારને જોતાં જ સાંતનુ ચોધાર આંસુએ રડી પડયો. શરમથી એનું મસ્તક નીચું નમી પડયું. શ્રીજિનદાસ પાસે સાંતનુએ પોતાની ભૂલ કબૂલ કરી. ભૂલની ક્ષમા માંગી. શ્રાવક હોવા છતાં પણ પોતે આ અકાર્ય કર્યું એ બદલ એને ભારોભાર પશ્ચાત્તાપ થવા લાગ્યો. એના હૃદયમાં ઉંડો આઘાત થવા લાગ્યો.

સાંતનુની આ સ્થિતિ જોઇ જિનદાસ શેઠ પણ રડી પડયા. જિનદાસ શેઠ માફી માગતા સાંતનુને જણાવે છે કે ! મહાનુભાવ !

આવા સાધર્મીઓને અભિમાનમાં અક્કડ બની ગયેલા ધનવાનો હડધૂત કરી અપશબ્દ પણ બોલી નાંખે. કોણ જાણે એમની સંપત્તિની તુમાખી એમને ક્યાં લઈ જશે?

પશ્ચાત્તાપના સરોવરમાં સ્નાન કરતા સાંતનુ અને જિનદાસ છૂટા પડે છે. બંનેના હૃદયમાં પ્રાયશ્ચિત્તની પૂરી તમન્ના જાગી છે.

ભગવાન શ્રી મહાવીર દેવ ગ્રામાનુગ્રામ વિચરતા ત્યાં પધારે છે સાંતનુ અને જિનદાસ ભગવાન મહાવીર દેવની વાણી સાંભળી દેશના પછી પોતાના પાપનું પ્રાયશ્ચિત માગે છે.

આવા આત્માઓ તો પાપના પશ્ચાત્તાપથી જ પ્રાયઃ શુદ્ધિ સાધી લે છે...

દેશના સાંભળવા આવેલા સજ્જનો બંનેની વાત સાંભળી ભાવથી બંનેને નમી રહ્યા.

સાચી સાધર્મીસેવા આનું નામ, આવી ઉત્તમ આદર્શ સેવા કરનાર. અને સ્વીકારનાર બંને ભવ સમુદ્રથી તરી જાય. બાકી ખોટી વાહ વાહ ખાતર ધર્મ સમજ્યા સિવાય આદર્શ સેવા આવી શકશે નહિ, આવશે તો ટકશે નહિ.

દિન પ્રતિદિન સાધર્મી સેવાની ખૂબ જ વાતો ચાલે છે; પણ, એ વાતો સત્ય સ્વરૂપે કર્ત્તવ્યમાં ઉતરવી જોઈએ.

શ્રાવકો પોતાનું કર્ત્તવ્ય સમજે, કર્ત્તવ્યને અદા કરવા તત્પર બને તો આજનો સાધર્મી સેવાનો પ્રશ્ન ખૂબ જ સરલ બની જશે.

સાત ક્ષેત્રમાં શ્રાવક શ્રાવિકા ક્ષેત્ર પણ આવે છે. સાધર્મી ભક્તિ રોજ કરવી જ જોઈએ, છતાં તે ન બની શકે તો વર્ષમાં એકાદ વખત આવી ઉત્તમ સેવા આચરવા સુશ્રાવકોએ તત્પર બનવું જોઈએ. તો જ સાચી સાધર્મી સેવાને સાધી આત્મકલ્યાણને અપનાવી શકશો.

—o—

ઉચિત દાન કીર્તિદાન અનુકંપાદાન ઘણી વખત સંસાર વધારનાર બને. સંસારને પોષનાર બને. સ્વાર્થીય ભાવોને ઉત્તેજન આપનાર પણ બને—જ્યારે અભય... અને સુપાત્રદાન તો આત્મસિદ્ધિમાંજ સહાયક બને છે.

**સુપાત્ર દાનઃ**—રત્નના પાત્ર સમાન તીર્થંકરદેવ; અને સોનાના પાત્ર સમા અરિહંત ભગવાનના શાસનને અનુસરનાર સુસાધુ ભગવંતો સુપાત્રમાં ગણાય છે. એમની યોગ્ય ભક્તિ... અન્નવસ્ત્રપાત્ર વિગેરેનું યથાશક્ય દાન... સાધનાને સોપાને ચઢતા સાધકને આત્મસાધનામાં સહાયક બને છે... જો હૃદયની અપૂર્વ ભક્તિ હોય પરમ ત્યાગી પ્રત્યે બહુમાનની લાગણી જાગી હોય તોજ આવા અપૂર્વ દાનનો પુણ્ય અવસર સાંપડી શકે.

ભક્તિ બાહ્ય પ્રતિપતિજી; હૃદય પ્રેમ બહુમાન।
ગુણથુતિ અવગુણ ઢાંકવાજી; આશાતનાની હાણ ॥

ઉપાધ્યાયજી શ્રીયશોવિજયજી મહારાજ ફરમાવે છે કેઃ—તારક તીર્થંકર દેવ સુસાધુ ભગવંતો પ્રત્યે પહેલાં બાહ્ય સેવારૂપ ભક્તિ જાગવી જોઇએ પછી હૃદયનો અપૂર્વ પ્રેમ જાગવો જોઇએ. એ તારકોના ગુણની સ્તુતિ અવગુણને ઢાંકવા (દરેક જીવોના અવગુણ તરફ ઉપેક્ષા ભાવ જ હોવો જોઇએ. તેમાં પણ છદ્મસ્થ ત્યાગીના કદાચ અવગુણ દેખાઇ જાય તો તેને ઢાંકવા પ્રયત્ન કરવો).

આશાતનાનો સર્વથા ત્યાગ...શાસનને પામેલા અવિરતિથી માંડી બધા જ મહાપુરુષો પ્રત્યે આવો જ ભાવ રાખવાનો છે. એમાં સુસાધુ ભગવંતો પર તો વિશેષ હોવો જ જોઇએ.

હૃદયનો પ્રેમ જેમ જેમ વધતો જાય તેમ તેમ ત્યાગીઓના ત્યાગી જીવનની સુવાસ આપણા હૃદયની કુવાસનાને દૂર કરતી જાય.

ઉચિત દાન કીર્તિદાન અનુકંપાદાન ઘણી વખત સંસાર વધારનાર બને. સંસારને પોષનાર બને. સ્વાર્થીય ભાવોને ઉત્તેજન આપનાર પણ બને—જ્યારે અભય... અને સુપાત્રદાન તો આત્મસિદ્ધિમાંજ સહાયક બને છે.

**સુપાત્ર દાનઃ**—રત્નના પાત્ર સમાન તીર્થંકરદેવ; અને સોનાના પાત્ર સમા અરિહંત ભગવાનના શાસનને અનુસરનાર સુસાધુ ભગવંતો સુપાત્રમાં ગણાય છે. એમની યોગ્ય ભક્તિ... અન્નવસ્ત્રપાત્ર વિગેરેનું યથાશક્ય દાન... સાધનાને સોપાને ચઢતા સાધકને આત્મસાધનામાં સહાયક બને છે... જો હૃદયની અપૂર્વ ભક્તિ હોય પરમ ત્યાગી પ્રત્યે બહુમાનની લાગણી જાગી હોય તોજ આવા અપૂર્વ દાનનો પુણ્ય અવસર સાંપડી શકે.

ભક્તિ બાહ્ય પ્રતિપતિજી; હૃદય પ્રેમ બહુમાન ।
ગુણથુતિ અવગુણ ઢાંકવાજી; આશાતનાની હાણ ।।

ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજ ફરમાવે છે કેઃ—તારક તીર્થંકર દેવ સુસાધુ ભગવંતો પ્રત્યે પહેલાં બાહ્ય સેવારૂપ ભક્તિ જાગવી જોઇએ પછી હૃદયનો અપૂર્વ પ્રેમ જાગવો જોઇએ. એ તારકોના ગુણની સ્તુતિ અવગુણને ઢાંકવા (દરેક જીવોના અવગુણ તરફ ઉપેક્ષા ભાવ જ હોવો જોઇએ. તેમાં પણ છદ્મસ્થ ત્યાગીના કદાચ અવગુણ દેખાઇ જાય તો તેને ઢાંકવા પ્રયત્ન કરવો).

આશાતનાનો સર્વથા ત્યાગ...શાસનને પામેલા અવિરતિથી માંડી બધા જ મહાપુરુષો પ્રત્યે આવો જ ભાવ રાખવાનો છે. એમાં સુસાધુ ભગવંતો પર તો વિશેષ હોવો જ જોઇએ.

હૃદયનો પ્રેમ જેમ જેમ વધતો જાય તેમ તેમ ત્યાગીઓના ત્યાગી જીવનની સુવાસ આપણા હૃદયની કુવાસનાને દૂર કરતી જાય.

દાન સૌભાગ્યને કરવાવાળું છે. આરોગ્યને આપવાવાળું છે. દાન ભોગનું નિધાન છે. સકલ ગુણ સમુદાયનું દાન એક જ સ્થાન છે; દાન, શીલ, તપ અને ભાવ એ ચાર ધર્મોમાં દાન ધર્મને મુખ્ય બતાવ્યો છે. જ્યાં દાન ધર્મ ન હોય ત્યાં બાકીના ત્રણ ધર્મ ટકી ન શકે.

ચંદનબાલા અઠ્ઠમની ઉપવાસી પગમાં બેડી છે અને માથે મુંડી છે. ભગવાન મહાવીર સ્વામીને અડદના બાકુલા વહોરાવતાં જ એનાં બંધન તૂટી ગયાં. સોનૈયાની વૃષ્ટિ થઇ...એજ ચંદના મહાવીર ભગવાનનાં પ્રથમ શિષ્યા બન્યાં. રાજકુમારીમાંથી દાસીપણું પામ્યા પણ...દાનના પ્રભાવથી પુનઃ કેવલ જ્ઞાનને પણ વરી શક્યાં.

" દાને દોલત વધે ઘણી "

જેમ જેમ દાન કરતો જાય તેમ તેમ તેની લક્ષ્મી જરૂર વધતી જાય કુવામાંથી પાણી કાઢીને વધુ વાપરો તેમ પાણી કદિ ખૂટવાનું નથી...તેવી જ રીતે દાન ધર્મ આચરતો પ્રાણી અનાયાસે અનેક લાભને મેળવી શકે છે. એની ઇચ્છા ન હોય તો પણ જગતની સમગ્ર સિદ્ધિ એનાં ચરણોમાં આળોટે છે. સુપાત્રમાં યોગ્ય વસ્તુનું દાન કરવાવાળો મહાભાગ્યશાળી આત્મા અંતે પરમ પદનો ભોક્તા બને છે.

**શ્રી શાલિભદ્રજીનો પૂર્વભવ**—શ્રી શાલિભદ્રજીની સિદ્ધિથી તમે અજાણ નહિ જ હો ? પણ...એમણે સિદ્ધિ મેળવી હતી કયા પુણ્યથી એ પણ જાણવાની ખાસ જરૂર છે. શ્રી શાલિભદ્રજી પૂર્વ ભવમાં એક રંકને ત્યાં જન્મ્યા હતા. દરિદ્રાવસ્થામાં જ એમનું જીવન પાંગર્યું હતું. કદિ સારૂં ખાવાપીવા પણ મળ્યું ન હતું.

એક વખત મહોત્સવનો દિવસ આવ્યો. ગામમાં બધી જ જગ્યાએ ખીર રંધાઈ રહી છે; જ્યારે આ બાલક પણ માતાને ખીર બનાવવા માટે આગ્રહથી કહી રહ્યો છે. માતાની પાસે કશું જ સાધન નથી આજે ખાધું હોય તો કાલે શું ખાઇશું એ પ્રશ્ન પણ એમની

મા-દિકરાને દુઃખનું કારણ પૂછે છે. પોતાનાથી બની શકે તો એ દુઃખને દૂર કરવા પણ બધાં જ તૈયાર છે.

બાલકની માતા રડતી રડતી ખીરની વાત જણાવે છે. આ સાંભળી એ વાતની કોઇ ઉપેક્ષા નથી કરતું...હસવામાં પણ એ વાતને કોઈ કાઢતું નથી. પણ...કોઇ દૂધ લાવે છે. કોઇ ચોખા લાવે છે. આવી રીતે પાડોશી બહેનો જુદી જુદી ચીજો લાવીને ધરી દે છે...માતા આનંદથી ખીર બનાવે છે. પુત્રને થાળીમાં પીરશી માતા કામવસાત્ બહાર જાય છે.

માતાને પણ ઘણા ટાઇમથી ખીર નહિ મળી હોય. એ વાત તો સમજાય તેવી જ છે ને? જેના પુત્રે જીંદગીમાં ખીરનો સ્વાદ નથી ચાખ્યો. એની માતાને ઘણા ટાઇમથી ખીર નહિ મળી હોય એ બનવા જોગ છે.

છતાં ય માતા ખીર ખાવા બેશી જતી નથી...બાલક ખીરની ભરેલી થાળી જોઇ આનંદથી ખાવાની તૈયારી કરી રહ્યો છે.

**મહા તપસ્વી મુનિરાજઃ—** તે જ ટાઇમે એક મહા તપસ્વી મુનિરાજ પધાર્યા. બાલકની ભાવોર્મિઓ ઉછળવા લાગી... આવા તપસ્વી આજે મારે આંગણે પધાર્યા છે...મારો જન્મ પવિત્ર થયો... મારા આંગણે આજે વિના વસંતે સહકાર ફળ્યો.

રંક બાલકમાં સુપાત્રદાન આપવાના જન્મ જાત સંસ્કાર નથી. અરે! કદિ સુસાધુઓને જોયા હશે કે કેમ? એ પણ શંકા છે: છતાંય એ બાલકની ભવિતવ્યતા બલવત્તર હતી. **ભાવિના શુભ ભાવોની આગાહીનું સુચન આજથી જ થતું હતું...**મહા તપસ્વી મુનિરાજ "ધર્મલાભ"બોલીઘરમાં પધાર્યા. સૂઝતો આહાર બાલકે મુનિરાજના પાત્રમાં ધરી દીધો હતી તેટલી ખીર વહોરાવી દીધી મુનીશ્વરે પણ એના ભાવ ન તૂટે; માટે...એની તથાપ્રકારની યોગ્ય ભવિતવ્યતા જાણીને આનાકાની કર્યા વિના વહોરી લીધું.

અમને પણ આવી ભાવના જાગે ખરી કે—અમારા ત્યાં સુસાધુ કે સાધ્વીજી મહારાજ પધારે ત્યારે અમારે ત્યાં જો સૂઝતાં આહાર પાણી હોય એ એમની આગળ ધરી જ દઈએ પણ આજે તો કેટલીક વખત સંકોચ. દાનની અરુચિ વિગેરે પ્રત્યક્ષ નજર સમક્ષ અનુભવાય છે.

જો કે—વહોરનારે ક્યાં કેટલું વહોરવું? ક્યારે કઈ જગ્યાએથી શું વહોરવું જોઈએ? એ જરૂર વિચારવું જોઈએ કેટલીક વખત સૂઝતો આહાર હોય છતાં ય ભાવદાનનું કારણ દેખાતું હોય તો ન જ વહોરાય. વહોરાવનારની સ્થિતિ, સાધન, સંયોગો, ભાવ બધું જ જોઈને ગીતાર્થ મહાપુરુષો ગોચરીની ગવેષણા કરે. આના માટે દશ વૈકાલિક—પિંડનિર્યુક્તિ વિગેરે મહાગ્રંથોમાં ઘણું જ સુંદર નિરૂપણ કર્યું છે પણ. અહિં તો દાન દેનારના ભાવ કેવા હોવા જોઈએ એની આપણે વાત જોવાની છે

## દાનનાં ભૂષણ

આનંદાશ્રુણિ રોમાંચો, બહુમાન પ્રિય વચઃ ।
કિંચાનુમોદના કાલે, દાનભૂષણપંચકમ્ ॥

દાન આપ્યા પછી અને આપતા દાનના પાંચ ભૂષણ જે આવી જાય તો જ દાન શોભે છે દાન આપતા પહેલા ૧ આનંદના આંસુ આવે ..મારા અહોભાગ્ય જાગ્યા કે— આજે સુપાત્રદાન આપવાનો સમય આવ્યો. ૨. રોમાંચ થવો ૩ સુપાત્ર પ્રત્યે હાર્દિક બહુમાન ૪. ભક્તિભાવ ભર્યાં મધુર ઉદ્ગારો અંતરમાંથી નીકળે ૫ સમયે સમયે આપેલ સુપાત્રદાનની અંતરથી અનુમોદના કરે. આવા ભૂષણથી શોભિત જે સુપાત્રદાન અપાય તે જ કલ્યાણકર બની શકે છે

## દાનનાં દૂષણ

અનાદરો વિલંબશ્ચ વૈમુખ્ય વિપ્રિયં વચઃ ।
પશ્ચાત્તાપશ્ચ પંચામી, સદાનં દૂષયન્ત્યહો ॥

જેમ દાનનાં ભૂષણ છે. તેમ સારા દાનને દૂષિત કરનાર પાંચ દૂષણ પણ છે– ૧. અનાદર–સુપાત્ર જોઈ એનાપર અનાદર થાય. ૨. વિલંબ-દાન આપવામાં વાર લગાડ્યા કરે ૩. વિમુખતા–વારવાર સુપાત્ર તરફ ઉપેક્ષિત નજર થાય. ધ્યાન બીજી જગ્યાએ જતું હોય. ૪. કટુ શબ્દો પણ બોલી કાઢે. ૫. દાન આપ્યા પછી હૃદયમાં બળાપો થાય કે, આના કરતાં દાન ન આપ્યું હોત તો સારૂં હતું.

સુપાત્ર દાનની રુચિ ધરાવતા સુશ્રાવકોએ દાનનાં દૂષણોને દૂર કરવાં જોઈએ અને ભૂષણને અંગીકાર કરવા પ્રયત્ન સેવવો જોઈએ.

શ્રીશાલિભદ્રજીના જીવ–રંક બાલકના હૃદયમાં ખૂબ ખૂબ આનંદ થાય છે. હૃદયથી ખૂબ હસી રહ્યો છે. જો કે એની ખીર ખાવાની લાલસા મટી નથી. ખાવી છે. ખાવા માટે જ ખીર બનાવી છે. લાલસા હજુ પણ છે. છતાંય દાન દેવાની રુચિ. દાન દીધા પછી અંતરનો શુભ આવેશ કેટલો સુંદર છે. એજ આપણે જોવાનું છે...

માતા બહારથી ઘેર આવી. પુત્રને થાળી ચાટતો જોઈ એકદમ બોલી ઉઠી. આટલી વારમાં થાળી ભરેલી ખીર તું ખાઈ ગયો? અને હજુ ભૂખ્યો છે જેથી થાળી ચાટી રહ્યો છે!!! આટલી ખીર આટલી વારમાં તેં ખાઈ લીધી!!

માતાના એક સામટા પ્રશ્નોનો બાલક મૌનથી જવાબ વાળે છે કશું જ બોલતો નથી. ખીર વહોવરાવી દીધી છે એવું પણ બોલતો નથી

**સુકૃતને પચાવતાં શીખો:**—જે સુકૃત કર્યું હોય એને પચાવતાં શીખવું જોઈએ. થોડી પણ આરાધના કરી હોય. અને હૃદયમાં એમ થયા કરતું હોય કે "મેં આ સત્કાર્ય કર્યું છે. તે દુનિયા ક્યારે જાણે? તો એ સુકૃત પાછળની જે પચાવવાની તાકાત જોઈએ તે સાંપડી શકતી નથી...પ્રતિષ્ઠાની લાલસા. પોતાની ખ્યાતિની ઇચ્છા એમાં કામ કરતી હોય છે.

ભાવ કેળવાવો જોઈએ. એની ખૂબ ખામી છે. માટે જ દિવસે દિવસે સુપાત્ર પ્રત્યે રાગ વધવો જોઈએ તેને બદલે ઘટતો જાય છે.

રંક બાલકની માતા ફરીને ખીર પીરસે છે. બાલક ખીર ખાઈ જાય છે. માતા બોલે છે કે– આટલી ખીર એકલો જ ખાઈ ગયો. બીલકુલ ભૂખ્યો હોય તેમ ઉડાવી ગયો. રોજ જરૂર આ બાલક ભૂખ્યો જ રહેતો હશે!

માતાની નજર પુત્રને લાગી. પુત્રે ખીર વહોરાવી દીધી છે. એ માતાને ખબર નથી. માતાની નજરની બાળક પર ખૂબ જ અસર થઈ તેજ દિવસે બાલકને જીવલેણ વ્યાધિ થયો. સખત વેદના અનુભવી સુકૃતની અનુમોદના કરતો મરી એ બાલક બીજા ભવે શાલીભદ્રજી બન્યો!

**અલ્પદાન મહાફળ:**—પૂર્વભવનું અલ્પદાન પણ મળ્યું! આમાં તમને આશ્ચર્ય જેવું નથી લાગતું? જેને પૂર્વભવમાં ખાવાનાં પણ ફાંફાં હતાં. ખીરના માટે રુદન કરવું પડયું હતું. એને આ ભવમાં વિના મહેનતે દૈવી રુદ્ધિ મળી ગઈ. રંકમાંથી મહાસૌભાગ્યશાલી શેઠ બની ગયો. તમે બેસતા વર્ષે ચોપડામાં લખો છો ને?

"શ્રી શાલીભદ્રજીની રુદ્ધિ હોજો"

શાલીભદ્રજીની રુદ્ધિ જોઈએ છે. પણ એ જીવે આપેલ સુપાત્રદાન તરફ નજર જાય છે ખરી? દુન્યવી સિદ્ધિઓ પણ વિના મહેનતે નથી મળતી. પૂર્વનો પુણ્યોદય એમાં પણ જરૂરી છે જ.

શ્રી શાલીભદ્રજી અખૂટ ધનના સ્વામી બન્યા. બત્રીશનારીઓ રાજશાહી ઠાઠ હોવા છતાંય એમને સાચું સમજાઈ ગયું.

અને મહામના શ્રી શાલીભદ્રજી સંપત્તિ અને સ્ત્રીઓનો ત્યાગ કરી મહાત્યાગના પંથે ચાલી નીકળ્યા. વૈભારગિરિ પર અણશણ

કરી સ્વાર્થ સિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થયા. ત્યાંથી મહાવિદેહ ક્ષેત્રમાં જન્મપામી મોક્ષે જશે.

અલ્પદાન કેટલા મહાફળને આપવા વાળુ બને છે એ જોયું ? પણ એ સુકૃત પાછળ ભાવનાની મજબુતાઈ હતી; બીજ અનાજ વાવેલું વાવ્યા પછી એની કેટકેટલી સાચવણી કરવીપડે છે એતો જાણોછોને ? એ સાચવણી ના કારણે જ એમને મેળવી શકે છે.. તેવી જ રીતે સુકૃત ના આચરણ પછીથી હૃદયના ભાવોની દિવસે દિવસે વૃદ્ધિ થવી જોઈએ પુનઃ અવસર પ્રાપ્ત થતાં જ એ સુકૃતની આરાધનામાં જોડાવું જોઈએ. તોજ સુકૃત શુભ ફળને આપી શકે—પરમપદે પહોંચાડી શકે.

સુપાત્રદાનની મહત્તા સમજી આજથીજ સુપાત્રદાનમાં મન વચન કાયાના શુભ યોગોને જોડી કલ્યાણ સાધો

—૦—

## — પુષ્પ અને પરાગ —

અમૂલ્ય જીવનની કાલિમાને દૂર કરી કાલિમા કરનાર અનમ છે

કદાગ્રહ જીવનને કુત્સિત બનાવે છે

દુન્યવી મોહકતામાં અન્ધ બનેલો માનવ સત્પતાન વિહીન બને છે

લોકપ્રિય બનવા કરતાં પ્રથમ આત્મપ્રિય બનાશે તો એ આત્મવના જ "આત્મવત્સર્વભૂતેષુ"ના સામાનુ સ્થાન બનશે પછી દુનિયાને મિત્ર બનાવવાની જરાય જરૂર નહી રહે. દુનિયા જ તમને શોધ આવે જોશે.

ૐ અર્હમ્

# રસનાની રામાયણ

## શામળાની પોળ આસો સુદ ૭ તા. ૧૬-૧૦-૬૧ સોમવાર

## વ્યાખ્યાન તેરમું

પરમ જ્ઞાની પરમર્ષિઓ ભવ્ય જીવોના કલ્યાણના કાજે ફરમાવી રહ્યા છે. કે આજ સુધી ઈંદ્રિયોની ગુલામીમાં આપણે જીવન વીતાવી રહ્યા છીએ. એ ગુલામીના દાવાનળમાં માનવ સમાજ સળગી રહ્યો છે. આંખને આનંદ આપનાર ચીજ જ જોવી. નાકથી સુંદર વસ્તુ સૂંઘવામાં કાનથી કર્ણમધુર શબ્દ સાંભળવામાં આજે સહુ કોઈ મશગુલ છે.

તેમાંય જીહ્વાની વાત જ ન પૂછશો.

દરેક ઈંદ્રિય પર એક કામનો બોજો. જ્યારે જીહ્વા પર તો ખાવું અને બોલવું બે કામ લદાયેલાં છે. તે બંનેમાં જો માનવ સજાગ ન રહે તો એ જીહવાના કારણે ભયંકર સરંજામ સરજાઈ જતાં વાર લાગે નહિ.

એ વાતને આપણે જરા વિસ્તારથી વિચારીએ...

**રસ લોલુપતા:--** માનવ સમાજમાં દિવસે દિવસે રસ લોલુપતા વધતી જાય છે. જ્યાં સુધી રસ લોલુપતા બેઠી છે. ત્યાં સુધી ભલે તપને આદરી શકતા હો. પણ ત્યાગ જીવનમાં ઉતરી શકશે નહિ.

ઉપવાસના પારણે પણ ત્યાગ જીવનમાં ઉતર્યો નથી હોતો માટેજ આટલી ધાંધલ અદરાય છે. એ આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ.

જ્યાં સુધી જીહ્વાનો સ્વાદ મર્યો નથી ત્યાં સુધી સંયમની પરાકાષ્ઠાએ પહોંચેલ પ્રાણી પણ એક ક્ષણમાં પટકાઈ જાય છે. સંયમના આરાધથી પણ વંચિત બની જાય છે. શાસ્ત્રકારો પણ ફરમાવે છે કે–

ઉદ્દહુવિ ઉજ્જમમાણં પંચેવ કરંતિ રિત્તય સમણં
અપ્પથુઈ પરનિન્દા જિબ્ભોવત્થા કસાયા ય ॥

સારી રીતે ઉદ્યમવંત એવા પણ સંયમી જીવને પાંચ વસ્તુઓ ગુણોથી રહિત બનાવી દે છે ૧ આત્મ સ્તુતિ–પોતાની પ્રશંસા ૨. બીજાની નિંદા. ૩. જીભ (રસ લોલુપતા) ૪ વિષય અને ૫ કષાય

હવે વિચાર કરજો કે જીભના કારસ્તાન કેટલા ઉગ્ર છે અગાધ જ્ઞાનીઓ પણ જેના કારણે ડૂબી જાય તો પછી આપણું શું વિસાતમાં ?

**મંગુ આચાર્ય:**— તમે જાણો છો ૫૦૦ શિષ્યોના આચાર્ય મંગુ નામના હતા. શ્રીજિનશાસનની પરમ આરાધના તેઓ કરતા હતા શિષ્યોને પણ તેઓ જ્ઞાન ધ્યાનની સારી તાલીમ આપતા હતા

તેમના તપ તેજથી શ્રાવક સમાજ મંત્રમુગ્ધ બન્યા હતો તેમના પર ખૂબજ અનુરાગી બનેલા ભક્તો તેમની સેવા શુશ્રૂષામાં મગ્ન રહેતા હતા,

પણ ભક્તિભાવથી કરાતી સેવા શુશ્રૂષામાં જો સાધુ પોતાના સાધુત્વનું ધ્યાન ન રાખી શકે તો કયે સમયે પટકાઈ જાય તે કહેવું અશક્ય છે. મંગુ આચાર્ય ધીમે ધીમે જીભની લાલસામાં પડી જાય છે અમુક શ્રાવકને ત્યાં અમુક ચીજ વહોરવાની જ, "આહાર તેવો ઓડકાર" એ ન્યાયે નિત્યપિંડના પરિણામે આચાર્યશ્રીના વિચારો પણ પલટાયા

સંયમ સાધના મન્દ થયાં. જિનવાણીને હૃદયમાં ધારણ કરેલ જ્યાં જીભ લોલુપતા માનવીને ક્યાં પટકે છે તે ખૂબ જ વિચારવા જેવું છે.

નિત્ય ક્રિયામાં પણ પ્રમાદી બનેલા આચાર્ય મરીને નગરની ગટર પાસે જ યક્ષ થાય છે. જ્યાં દુર્ગંધમય વાતાવરણ છે. રહેવું પણ જ્યાં અતિમુશ્કેલ જેવુ લાગે ત્યાં જ આચાર્યશ્રી ઉત્પન્ન થયા.

વિભંગજ્ઞાનથી યક્ષ પોતાનો પૂર્વભવ જોવે છે.

અરે! હું ક્યાં? પરતારક દેવ મળ્યા. તેમનો બતાવેલો સંયમ માર્ગ મળ્યો છતાંય એક ભુલીના લટકાની ખાતર હું પટકાઇ ગયો. જીવન સર્વસ્વ હારી ગયો. અમૂલ્ય ચિંતામણિરત્ન મારા જેવા અભાગીએ એળે ગુમાવ્યું.

પરંતુ આપણે તો જીહવાનાં સ્વાદમાં રક્ત હોવા છતાંય કદિ પટકાઈશું નહિ એવું નક્કી કર્યું છે ને? કારણ કે—આપણને આપણા કુકર્તવ્ય પાછળ જરા પણ બળાપો નથી બલ્કે આનંદ છે.

આચાર્યશ્રીના જીવ યક્ષને ભારે ભાર પશ્ચાત્તાપ થાય છે. હું તો પટકાયો. પછડાયો પણ...મારું અનુકરણ કરી મારા ચિલ્લે ચાલી મારો શિષ્યવૃંદ પણ ગબડી ન જાય તેના માટે કંઈક યુક્તિ કરું. આમ વિચારી યક્ષ પોતાની લાંબી જીભ બહાર કાઢી બિભત્સ અને બિહામણા રૂપે પોતાના મંદિરમાં ઉભો.

સ્થંડિલ જતા આવતા સાધુઓ આવું રૂપ જોઈ ગભરાઈ ગયા એક નિડર સાધુએ નજીક આવી બીહામણા સ્વરૂપવાળા યક્ષને પૂછ્યું.

તમે કોણ છો? અને આમ જીભ કાઢી બધાંને કેમ ડરાવો છો? હું કોણ છું? હું ધર્મ માર્ગમાં પંગુ થયેલો તમારો ગુરુ મંગુ છું. જીહવાની લાલસાના પરિણામે પટકાઇ નીચયોનિમાં અવતર્યો છું.

કર્મનો સિદ્ધાન્ત અચલ છે—સમ્રાટ કે સૂરિ કોઇનીયે કર્મને શરમ નથી હોતી નથી.

હું તો સર્વસ્વ હારી ગયો પણ હવે તમે ધ્યાન રાખજો. જીહવાની લાલસામાં ફસાઇ જીવને બરબાદ કરશો નહિ—ગુરુનો વૃતાન્ત સાંભળી શિષ્યો સન્માર્ગમાં દૃઢ બન્યા.

નિત્ય ક્રિયામાં પણ પ્રમાદી બનેલા આચાર્ય મરીને નગરની ગટર પાસે જ યક્ષ થાય છે. જ્યાં દુર્ગંધમય વાતાવરણ છે. રહેવું પણ જ્યાં અતિમુશ્કેલ જેવુ લાગે ત્યાં જ આચાર્યશ્રી ઉત્પન્ન થયા.

વિભંગજ્ઞાનથી યક્ષ પોતાનો પૂર્વભવ જોવે છે.

અરે! હું ક્યાં? પરતારક દેવ મળ્યા. તેમનો બતાવેલો સંયમ માર્ગ મળ્યા છતાંય એક ભુલીના લટકાની ખાતર હું પટકાઇ ગયો.. જીવન સર્વસ્વ હારી ગયો. અમૂલ્ય ચિંતામણિરત્ન મારા જેવા અભાગીએ એળે ગુમાવ્યું.

પરંતુ આપણે તો જીહવાનાં સ્વાદમાં રક્ત હોવા છતાંય કદિ પટકાઇશું નહિ એવું નક્કી કર્યું છે ને? કારણ કે– આપણને આપણા કુકર્ત્તવ્ય પાછળ જરા પણ બળાપો નથી બલ્કે આનંદ છે.

આચાર્યશ્રીના જીવ યક્ષને ભારો ભાર પશ્ચાત્તાપ થાય છે. હું તો પટકાયો. પછડાયો પણ...મારું અનુકરણ કરી મારા ચિલ્લે ચાલી મારો શિષ્યવૃંદ પણ ગબડી ન જાય તેના માટે કંઈક યુક્તિ કરું. આમ વિચારી યક્ષ પોતાની લાંબી જીભ બહાર કાઢી બિભત્સ અને બિહામણા રૂપે પોતાના મંદિરમાં ઉભો.

સ્થંડિલ જતા આવતા સાધુઓ આવું રૂપ જોઈ ગભરાઈ ગયાં એક નિડર સાધુએ નજીક આવી બીહામણા સ્વરૂપવાળા યક્ષને પૂછ્યું.

તમે કોણ છો? અને આમ જીભ કાઢી બધાંને કેમ ડરાવો છો? હું કોણ છું? હું ધર્મ માર્ગમાં પંગુ થયેલો તમારો ગુરુ મંગુ છું. જીહવાની લાલસાના પરિણામે પટકાઇ નીચયોનિમાં અવતર્યો છું.

કર્મનો સિદ્ધાન્ત અચલ છે–સમ્રાટ કે સૂરિ કોઇનીયે કર્મને શરમ નથી હોતી નથી.

હું તો સર્વસ્વ હારી ગયો પણ હવે તમે ધ્યાન રાખજો. જીહવાની લાલસામાં ફસાઇ જીવન બરબાદ કરશો નહિ–ગુરુનો વૃતાન્ત સાંભળી શિષ્યો સન્માર્ગમાં દૃઢ બન્યા.

વાણી સ્વાતંત્ર્યના નામે કેટલો ભેહુદો બકવાદ થાય છે. એ તો તમે સારી રીતે જાણતા જ હશો ? જેને બોલતાં આવડતું નથી તે બોલતો નથી પણ ખરેખર ! બકે છે, સાચું વાણી સ્વાતંત્ર્ય તેને જ કહેવાય કે જે બોલતાંની સાથે જ સામાને પ્રિય બની જાય.

સત્ય વચન પણ બીજાને પ્રિય લાગે તેવું જ હોવુ જોઈએ.

ક્રોધની આગ જ્યારે અંતરમાં ભભૂકે છે ત્યારે બોલનારને ભાન હોતું નથી કે હું શું બોલું છું ? મારો શબ્દ કેટલો અનર્થકર નીવડશે ? વાસ્તવમાં વિચાર કરીએ તો જણાશે કે શબ્દનું કર્ણ મધુર સંગીત અનેકોને આહ્લાદ પણ આપી શકે છે જ્યારે શબ્દનું રણશીંગું યુદ્ધનો નાદ પણ ગજવી શકે છે.

**કર્મના કટુ વિપાકો:**—વિરાટ વિશ્વમાં પગ મૂકતા પ્રાણીએ પગે પગે વિચાર કરવાનો છે. માત–પિતા–ભાઈ–બ્હેન, પતિ–પત્ની આદિના સંબંધોમાં કેટલીક વખત શબ્દોની શાઠમારી એટલાં તો ભયંકર પરિણામો લાવે છે. જે જોતાં હૃદય હચમચી ઉઠે. આંખે અંધારા આવી જાય.

શબ્દનું તો સ્વરૂપ જ નીરાળું ?

એક માતાને એકનો એક જ પુત્ર હતો. પતિ પુત્રની નાની ઉંમરમાં સ્વર્ગે સીધાવ્યા હતા. બાલકને માતાએ વ્હાલથી ઉછેરી મોટો કર્યો.

એક વખત ગરમીનો સમય છે. બળબળતા બપોર થઈ ગયા છે. પુત્ર ગાયો ભેંસો ચરાવી મધ્યાહ્ને ઘેર આવે છે. માતા પાણી ભરવા ગઈ છે.

ભૂખ્યો થયેલો નાનો બાળક ક્રોધથી ધમધમી ધમપછાડા કરી રહ્યો છે. દૂરથી માતાને આવતી જોતાં જ તે બરાડી ઉઠયો.

શું તારા પગ ભાગી ગયા છે ? આટલું મોડું કેમ કર્યું ? પુત્રના શબ્દોએ માતાને પણ ક્રોધિત બનાવી દીધી.

શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

ક્રોધાન્ધસ્યમુનેશ્ચણ્ડ,–ચાણ્ડાલસ્ય ચ નાન્તરમ્ ।

ક્રોધથી અંધ થયેલા મુનિમાં અને ચંડ પ્રકૃતિના ચાંડાલમાં જરા પણ ફરક નથી. ક્રોધને વશીભૂત બનેલો અનર્થોની પરંપરાને સર્જે છે જીવનની ઉજ્જ્વળતાને અંધકારમય બનાવી દે છે.

ક્ષણિક ક્રોધ પણ કેટકેટલું નુકશાન સર્જે છે કે એ લક્ષ્યમાં રાખજો. માન વિનાના બોલાતા શબ્દો બાળક પકડે છે. પડોશી નાનો બાળક પણ સંયોગને આધીન બનવાથી કુસંસ્કારી બની જતા વાર લાગતી નથી.

માન વિના બનવું સહેલું છે પણ તેના જ્વાળામાંથી બચ કરવી અતિ મુશ્કેલ છે

ક્રોધિત બનેલી માતા પણ બબડી ઉઠી

તારા હાથ ભાંગી ગયા છે? ભાન તો ઉપરના શીકામાં પડ્યા છે હાથે લઈને જમી લેવું હતું?

માતા બોલી પણ તે ક્રોધ ક્ષણિક હતો પુત્ર પ્રત્યે અગાધ વાત્સલ્ય હતું. કહીને માતાએ હેતથી પુત્રને જમાડ્યો. પ્રીતથી પીરસ્યું પણ પડી ગયેલો કર્મનો રસાનુબંધ ભોગવ્યા સિવાય કોઈનોય છૂટકો જ નથી

કર્મની ગહનસ્થિતિ છે

માતા-પુત્ર મરીને બીજા ભવે પતિ-પત્ની બને છે

કેવો સંસારનો સંબંધ? આવા જ સંબંધમાં આજ સુધી જીવન વિતાવવા છતાં કદિ સાચું ભાન પણ માનવને આવ્યું છે ખરું?

બંને ઉંમર લાયક થતાં પરણ્યા. થોડા દિવસ રહી પત્ની પીયર ગઈ. પડોશી એક વખત પૂર્વભવનો પુત્ર આ ભવનો બનેલ પતિ પોતાની પત્નીને તેડવા સાસરે જાય છે.

આ બાજુ તેની પત્ની શણગાર સજીને સરખી સાહેલીઓ સાથે ઉદ્યાનમાં ક્રીડા કરવા ગઇ છે. કાલે સાસરે જવાનું છે માટે આજે સખીઓ સાથે સહેલગાહ માણી રહી છે.

તેજ વખતે ચોરો ચોરી કરવા નીકળ્યા છે. સુંદર ઘરેણાંથી લદાયેલી જોઈ તેણીના ઉપર તૂટી પડયા, બધાંજ ઘરેણાં તફડાવી લીધાં; પણ હાથનાં કંકણ નીકળતાં નથી. ઘણી મહેનત કરી; પણ ફોક.

અંતે છરીથી બંને કાંડાં કાપી નાખી કંકણ લઇ ચોર રવાના થયા. જોયું! કયું કર્મ ઉદયમાં આવ્યું? પૂર્વભવમાં પુત્રને "હાથ ભાંગી ગયા છે?" એ બોલાયેલા શબ્દો આ ભવમાં ઉદયમાં આવે છે.

"બંધ સમય ચિત્ત ચેતીએ ઉદયે શો સંતાપ."

બોલતી વખતે જો ધ્યાન રખાયું હોત તો આવા અવળા સંબંધ બંધાત? આવું કર્મ પણ ઉદયમાં આવત?

આ તરફ પેલા ભાઇસાહેબ આનંદથી આવી રહ્યા છે. હૃદયમાં હર્ષ માતો નથી. માનવ આનંદમાં મશગુલ ભલે હોય પરંતુ ક્યા સમયે એના પર મહાભય નહિ આવે? એનો નિશ્ચય કોણ કરી શકે?

સસરાનું ગામ નજીક છે. માટે થોડા ઘણા ભોજનને ઇન્સાફ આપી વડની છાયામાં આરામથી તે સૂઇ ગયો.

ચોરો હાથ કાપી ઘરેણાં લઇને નાઠા પણ રાજાનું સૈન્ય તેમની શોધમાં આવી રહ્યું છે. **જાન સટોસટીના ખેલમાં પ્રાણને** બચાવવા સુતેલા જમાઇની સોડમાં ઘરેણાં મૂકી ચોરો નાસી છૂટયા. રાજસૈન્યે તપાસ કરી ચોરીના માલ સહિત સૂતેલા જમાઇને ચોર માની પકડી રાજસભામાં હાજર કર્યો.

અદલ ઇન્સાફનું બિરૂદ ધરાવનાર મહારાજાએ તેના પગ કાપી મુખ કાળું કરી, ગધેડા ઉપર બેસાડી ગામમાં ફેરવવાની કડક શીક્ષા ફરમાવી દીધી.

આજનો માનવ પણ જે પોતાના જીવનતેજને ગુમાવતો હોય કલુષિત વાતાવરણમાં જીવન વીતાવતો હોય તો પણ એમાં મુખ્ય ભાગ જીભજ ભજવે છે.

**જ્યારે જીભા જોડીનો સમય આવે ત્યારે "મૌનમ્ સ્વાર્થસાધનમ્" મૌન સ્વીકારનારને કદિ કલેશ ભરેલા વાતાવરણમાં ઉતરવું જ નહિ પડે.**

**ન બોલ્યામાં નવ ગુણઃ—** દુનીયામાં પણ કહેવાય છે કે ન બોલ્યામાં નવ ગુણ છે. ૧. મર્યાદા જળવાય ૨. કષાયો રોકાય. ૩. બીજાને દ્વેષ ન થાય, ૪. વૈરનો અનુબંધ પડે નહિ ૫. કર્મબંધ થતો અટકે ૬. પશ્ચાત્તાપ કરનાનો સમય પણ ન આવે ૭. શારીરિક કલેશ પણ ન થાય ૮. માનસિક ઉદ્વેગ ન થાય ૯. વાણીનો દુર્વ્યય. થતો અટકે.

જોયા ન બોલવાના ફાયદા !

ઘણી વખત ક્રોધમાં ન બોલવાનું બોલી જવાય છે. ક્રોધમાં. ન આચરણ કરવાનું આચરી લેવાય છે. પછીથી પશ્ચાતાપ થાય; હૃદયમાં. બળાપો થાય......પણ... ભાથામાંથી બાણ છૂટી ગયા પછીનો બળાપો. નકામો છે.

ઘણી વખત જીભા જોડીમાં કિંમતી સમયનું લીલામ થાય છે... ક્રોધથી લીલા પીળા થઈ જઇ જેમ તેમ ભરડી નાંખવામાં ઘણાનું અહિત થાય છે... શરીરનું યંત્ર એવું ગરમ થઇ જાય છે કે ક્રોધી. માનવ શાંતિથી કોઈપણ તાત્વિક વિચારણા કરી શકતો નથી.

અરે! વિચારણા કરવા બેસે તો એના ચિત્તની સ્થિરતા કદિ ટકી શકતી નથી. જીભની વાતમાં જેમ જેમ ઉંડે ઉતરીશું તેમ તેમ ઘણું ઘણું જાણવા સમજવા મળે છે– વર્તમાન વ્યવહારોમાં પણ ઘણી વખત જીહવાના કટુ વિપાકોનાં પરિણામો નજર સમક્ષ. જોવા મળે છે

પશુ અને માનવમાં વિવેકનો ફરક છે જો જીવન પૂરું જ કરવું હોય તો પશુ પક્ષી પણ ક્યાં જીવન પૂરૂં નથી કરતાં? પણ...માનવ વિવેકશીલ છે વિચારપૂર્વક વર્તન કરનાર છે. મળેલી ચીજોમાં પણ વિવેક દૃષ્ટિને આગળ કરીને જ કામ કરી શકે છે. તો રસનાની બાબતમાં આટલો ઉપેક્ષિત માનવ કેમ બને?

જો તમારે ઇંદ્રિયોના ઉન્માદને દબાવવો હોય...મનને ધર્મમાં મજબુત કરવું હોય...શારીરિક શક્તિને ધર્મારાધનામાં જોડવી હોય... સ્વપરના ઉપકારની કંઇ પણ આકાંક્ષા જાગતી હોય તો આજથી -રસનાની રસાકસીમાં ન ફસતાં વિવેકદષ્ટિને આગળ કરી રસના પર કાબૂ -રાખતાં શીખો—નાનો અંકુશ પણ મોટા મતંગજ હાથીને કાબૂ રાખી શકે છે. તેવીજ રીતે રસના પરનો કાબૂ બધી જ વસ્તુ પર કાબૂ -રાખનાર બનશે.

પાંચે ઇંદ્રિયોના વિષયોને કાબૂમાં રાખવા હોય, ધર્મમાં મનની સ્થિરતા મેળવવી હોય ધર્માચરણથી આત્મ કલ્યાણ સાધવાની ભાવના જાગતી હોય તો રસનાને કાબૂમાં રાખવા પ્રયત્ન સેવવો જરૂરી છે.

—o—

## — પુષ્પ અને પરાગ —

વિરાટ વિશ્વમાં વિશ્વસનીય કેવલ આત્મ ધર્મનાં અનંત ગુણો જ હોઇ શકે છે. બાકી અવિશ્વસ્તોનાં પંજામાં ફસાઈ જીવન બરબાદ કરનાર દુઃખની ભઠ્ઠીમાં શેકાય છે.

શમ, દમ અને ગમ એ ત્રિવેણીનો સંગમ સંયમ સાગરનાં રત્નોની અમૂલ્ય ભેટ એક દિ' અપાવશે.

આબાદી અને બરબાદીની વ્યાખ્યા કરનાર અનેકો મળશે પણ તેના હાર્દને સમજી બરબાદી નહી નોતરતાર વિરલ જ હશે.

ધર્મ સમજી શકતા નથી. અને...ભોગ વિલાસમાં... અમનચમનમાં આનંદ માણતા દેવોને તો ધર્મારાધનનો સમય જ ક્યાંથી હોય ?

જ્યારે...માનવ જન્મ પામ્યા પછી માનવ જો ધારે તો ધર્મ સામગ્રીને આત્મસાત્ કરી શકે છે. પરમપંથે પૂનિત પ્રયાણ પણ પ્રારંભી શકે છે.

પરમજ્ઞાનીઓ માનવ જન્મની મહત્તાને અનેક રીતે વર્ણાવે છે... આર્ય દેશ ઉત્તમકૂળ મળ્યા છતાં પણ ઉત્તમ ધર્મસામગ્રી મળવી એ કંઈ સહેલી નથી.

ચિન્તામણિ રત્ન મળ્યા છતાં પણ મૂર્ખાધિરાજ કોઈક જો એની કિંમત ન સમજી-શકે તો એ ચિન્તામણિ રત્નને પણ પથ્થર માની લેવાની મહા ભૂલ કરી લે. પણ... સજ્જન વિચારક વિવેકી પ્રાણી આવી ભૂલ કદિ ન કરે...

**ધર્મારાધનની મોસમ :**— વસન્ત ઋતુ ફળની મોસમ છે. વર્ષા ઋતુમાં અનાજ પાકે છે. દરેક વસ્તુ મોસમને આધીન પ્રાયઃ હોય છે. તેમ ધર્મારાધનની મોસમ મનુષ્ય ભવ છે. એ મોસમના દિવસો જેણે વીતાવ્યા એણે સમગ્ર જીવન વીતાવ્યું.

તમે તો બોલો છે ને કે—મોસમની કમાણી મોસમાં થાય. જેણે એ મોસમ વીતાવી તેણે વર્ષ બગાડયું. જ્યારે મનુષ્ય ભવમાં જે ધર્મારાધન ન કરી શકયો એ પ્રાણી પ્રગતિના પંથને કદિ ન પામી શકે.

અનન્તજ્ઞાનીમહા પુરુષો માનવ જન્મને વખાણે છે. માનવ જન્મની મહત્તાની મુક્ત કંઠે પ્રશંસા કરે છે. એનું કારણ કદિ વિચાર્યું છે ખરું ?

શરીરે બલીષ્ઠ હોય તેથી માનવની પ્રશંસા કરવી કંઈ ઉચિત ગણાય ? અરે ! શરીરે તો ઘણા સ્થૂલ હોય તેનાથી તેની પ્રશંસાને સ્થાન જ હોય નહિ ! ધન તો ઘણા મ્લેચ્છ—અને અનાર્ય

માણસોને પણ મળે છે. એટલે એ ધન એની ઉત્તમતામાં ઉમેરો કદિ ન કરી શકે...પુત્ર-પુત્રી પરિવાર સુંદર પત્ની આ ભૌતિક વસ્તુઓમાંથી એક પણ ચીજ માનવની ઉત્તમતામાં સહાયક બની શકશે નહિ...

માત્ર માનવ પોતાની માની લીધેલી ભૌતિક આબાદીના ઉન્નતના માનતો થઈ બેઠો છે; જેમ જેમ ભૌતિક સિદ્ધિઓ મળતી જાય તેમ તેમ એ પોતાની મનઃપ્રસન્નતાને વધારતો આનંદ મશગૂલ બની બેસે છે. આ બધું જ વિચારવા જેવાં સાચે જ ! માનવ પોતાની પ્રગતિને પોતાના જ હાથે હણી રહ્યો છે

**આત્મ સંપત્તિને આછાવનાર; માનવ જન્મની મહત્તાને ઘટાડનાર; આવી ભૌતિક સિદ્ધિઓમાં જે ભાન ભૂલ્યા; તે જ્ઞાન વિહૂણા બની ભવ વનમાં આથડવા જ કરે છે:**

માનવ જન્મ એ પ્રગતિના પંથે પુનિત પ્રયાણ પ્રારંભવાનું પ્રથમ સોપાન છે. સુગતિને પ્રાપ્ત કરવાનું મંગલ દ્વાર છે દુર્ગતિને દલિત કરવાનું અમોઘાસ્ત્ર છે. પણ જ્યારે માનવ સ્વાર્થીય પ્રગતિમાં મશગૂલ બની, અધમ પ્રગતિઓ ભણી પગરવ માંડે છે વાસનાને આધીન બની આત્મીયતાને ભૂલે છે ત્યારે એની માનવતા મરી જાય છે

**મણિરત્ન અને રબારી:**— એક રબારી વેલે ગાયો ભેંસો ચારવાનો ધંધો છે. અજ્ઞાનમય જ જીવન વીતાવી રહ્યો છે. જંગલ એની દુનિયા છે. ગાય–ભેંસો એના સહચર છે વનના પશુઓના શબ્દો એનું સર્વ પ્રિયસંગીત છે. જગતના ભાવો સાથે બીજા રબારીને કશી જ લેવા દેવા નથી. એને તો એનુ જંગલ ભલુ અને એની ગાયો ભેંસો.

એક વખત જંગલમાં પશુઓને ચાર ચરાવી રહ્યો છે રસ્તામાં એણે એક ચળકતો મણિને જોયો. મણિ ચમક ચમક ચમકી રહ્યો છે. રબારી બાળકને એ ફુલ મળી ગયો એના રંગે એને આકર્ષી લીધો

આ પથ્થર ઘેર લઈ જઈશ બીચારા છોકરાં જોઈને ખૂશી થશે. બે ઘડી આ ટુકડા સાથે ગેલ કરશે. એમ વિચારી રબારી મણિ લઈ સાંજે ઘેર આવી રહ્યો છે. રસ્તામાં મણિ હાથમાં રાખી મણિને રમાડી રહ્યો છે.

મણિ કિંમતી છે! મહા મૂલ્યવાન છે! છતાં બીચારા ભોળાને ક્યાંથી ખ્યાલ હોય કે આ મણિ સંસારની સમસ્ત કામનાઓને પૂરનાર છે.

એને મન મણિ એટલે એક ચમકતો પથ્થરનો ટૂકડો

બાળકોને રમત કરવાનું સાધન!

બે ઘડી મન બ્હેલાવવાનું એક જાતનું રમકડું!

આને તમે ભોળપણ કહો કે ગાંડપણ? જો જો ભૂલશો નહિ, ઉતાવળ કરશો નહિ. આના જેવું જ ભોળપણ કે ગાંડપણ આપણે આદરતા નથી ને?

માનવ જન્મ વાસનાના વમળોમાં વહેતા પ્રવાહોમાં વહી રહ્યો છે. મોજશોખ ટાપટીપ પાછળ સમય બરબાદ થઇ રહ્યો છે. એનું આપણને ધ્યાન છે ખરું?

અજ્ઞાનતાનું અંધેર આપણા જ્ઞાનચક્ષુને આવરી લેતુ હોય છે? એ અજ્ઞાનતા સત્ય વસ્તુના જ્ઞાન આડે આવે છે. વસ્તુ સ્વરુપની ઝાંખી થતી પણ અજ્ઞાનતાના કારણે અટકી જાય છે.

મોહમયી દુનીયા નજર સામે આવે છે. એ મોહની જાળમાં ઐન્દ્રજાલિક ચમત્કારિક લોભાવનારા પ્રયોગોમાં લુબ્ધ બનેલો જીવ ખરેખર રીબાય છે. સબડે છે. આથી વધુ અજ્ઞાનતાનું પ્રતિક તમારે કયું જોઇએ છે?

પેલો રબારી મણિ સાથે ગેલ કરતો જઈ રહ્યો છે. એને એક .. ઘણા વર્ષો પહેલાં શેઠનો એક રુપિયો આ રબારીએ લીધેલો.

આનું નામ જ તમે બુદ્ધિની કરામત કહેશો. બીજાને કેમ છેતરવો રાત્રીના ચોર કરતાં પણ દિવસના ડાકુ વધુ ખરાબ ગણાય ને? ધોળે દિવસે સુફીયાણી ભાષામાં બીજાને ઠગવાની વૃત્તિ ધર્મસન્મુખ પણ ન આવવા દે તો તેમાં જરાપણ આશ્ચર્ય નથી !!

પેલો રબારી આનંદમાં ને આનંદમાં બોલ્યો. શેઠજી! આ પત્થરો તો રસ્તામાંથી મને મળ્યો છે. છોકરાં બીચારાં ખેલડી રમશે. માટે લાવ્યો છું પણ... તમારે આ પત્થરની જરૂર છે ખરી? જરૂર હોય તો મારો એક રુપીયો વાળી દો. અને હિસાબ પૂરો કરી લો. આ પત્થર તમે લઈ જાઓ.

શેઠને પત્થર—અરે નહિ જોઈએ છે. સેવો છે. પણ... પેલા રબારીનો રુપીયો તો કેમ છોડાય? રુપીયો વાળી દે. કાલથી દૂધ દહીં ખરીદી લાવવાં પડે! વ્યાજમાં દૂધ દહીંનું કામ ચાલે છે. માટે શેઠે કહ્યું ભાઈ આ પત્થર આપી દે તો તારા આઠ આના વાળી દઉં.

આ પત્થરનો ટૂકડો કોઈ પૈસામાં પણ લે તેમ નથી. છતાંય તારી દયા ખાતર હું આઠ આના વાળી દઈશ. આપવો હોય તો આપી દે.

જોયા દયાના અવતાર!

કેવું અંતર છે? કેવા ભાવ છે? કેટલી લોભવૃત્તિ કામ કરી રહી છે. લોભનું કામ જ આવું છે. લોભને તો કદિ થોભ હોય ખરો? રબારી ભાઈ પણ માથાનો ફરેલો હતો. તેણે તો ચોકખા શબ્દોમાં સંભળાવી દીધું. શેઠજી! જો તમારે પૂરે પૂરો રુપિયો વાળી દેવો હોય તો આ પત્થર તમારો ન વાળવો હોય તો મારો રુપયો ભલે એમને એમ રહ્યો!

રબારીનું ભોળાપણ દયા ઉપજાવે તેવું છે.

વાણીયાનું લોભીપણું લજ્જા ઉપજાવે તેવું છે.

રબારી કે શેઠે એકે પણ મચક ન આપી...

રબારી મણિ લઈ ને ગયો.. શેઠ પણ ધીમે મુખે ઘેર ગયા.

**અને જમુાએ ગુમાવ્યું:**—રબારી તો પોતાની મસ્તીમાંને મસ્તીમાં આજુ બાજુના કશા જ ધ્યાન વિના ચાલી રહ્યો છે. અને તો પોતાની અજ્ઞાનતાનું પ્રદર્શન થઈ રહ્યું છે એનું ભાન થોડું જ છે. ઘણી વખત પોતાની જાતે જ માનવ પોતાની અજ્ઞાનતાનું પ્રદર્શન કરી રહ્યો હોય છે. એ અજ્ઞાનતા પર બીજા ઉપહાસ કરતા હોય જ્યારે અજ્ઞાનીને એનું ધ્યાન પણ ન હોય!

રબારી આગળ વધ્યો. રસ્તામાં બીજા શેઠ મળ્યા રબારીના હાથમાં રહેલ કિંમતી મણિ જોઈ વિચારદક્ષ શેઠજી બોલી ઉઠ્યા.

ભાઈ! આ અમૂલ્ય ચીજ તને મળી છે તારે તે મને આપવી છે? જુઓ શેઠજી! આ પથ્થર મને રસ્તામાંથી મળ્યો છે. મારે શેઠને એક રુપિયો દેવો છે. એ શેઠજી મને મળ્યા હતા. પણ તેમણે આ પથ્થરના બદલામાં રુપિયો વાળી આપવાની ના કરી. તેથી મેં તેમને આ પથ્થર આપ્યો નથી. જો તમે આનો પૂરે પૂરો રુપિયો એક. આપવા માગતા હો તો આ પથ્થર તમને આપવા તૈયાર છું.

બીચારા રબારીની સરળ વાત પર શેઠજી હસી પડયા. ખિસ્સામાંથી દશની નોટ કાઢી કહ્યું ભાઈ! આ દશ રુપિયા તને આપું છું તું તો એક રુપિયો માગે છે પણ હું દશ આપુ છુ લઈ જા પથ્થર..!

રબારી તો આ ઓચિંતા લાભથી ખૂબ જ હર્ષિત બની ગયો. ઝુંપડીમાં જેને રુપિયો પણ જોવા ન તો મળ્યો. એને એક સામટા દશ રુપિયા મળતાં આનંદ ન થાય એ તો બને જ કેમ?

મણિ આપી દીધો. બંને આનંદથી છુટા પડ્યા.

એક ને અમૂલ્ય ચિંતામણિ મળ્યાનો આનંદ હતો..

બીજાને પૂરા દશ રૂપિયા મળ્યાનો હર્ષ હતો...

આ બાજુ પેલા ઝવેરી શેઠ ઘેર ગયા. પણ એમને ચેન ન પડયું. ભોળા રબારીને ગમે તે રીતે ભોળવી મણિ પડાવી લેવા તે તલપાપડ બની ગયા. અરે! દશ આના...બાર આના...સુધીમાં પણ મણિ લઈ આવું! કેવી દાનત? પૂરો રૂપિયો છોડવો જ નથી.

જોઈએ છે મણિ...પણ સાથે સાથે અજ્ઞાનીને રીબામણીના પોતાના પંજામાંથી છોડવવાની ભાવના હજુ સુધી જતી નથી.

ઘેરથી પેલા શેઠ વિચાર કરી રબારીને ત્યાં આવ્યા. બહાર ઉભા રહી બૂમ મારી ઓ ભાઈ! દશ આના સુધીમાં લાવ...તારો પત્થર લઈ લઉં. ઘેર જઇ વિચાર થયો કે—તું બહુ ભોળો છે. નકામી જીદ કરી આઠ દશ આના ગુમાવે છે. માટે તારી લાગણી ખાતર મારે ફરી આવવું પડયું છે.

ઉપકારની લાગણી પણ કોઇ અજબ પ્રકારની છે આવા ઉપકારમાં જ પ્રાયઃ જીવન વીતતું ત્યાં ઉપકારના બહાના હેઠળ જ અપકાર અદરાય છે.

"મધુતિષ્ઠતિ જિહ્વાગ્રે. હૃદયે તુ હલાહલં"

મુખપર મધ ચોટયું હોય અને હૃદયમાં હલાહલ ઝેર ભર્યું હોય ત્યારે જ આવુ બુદ્ધિ અવળું પ્રદર્શન થાય ને?

**સ્વાર્થીયપ્રવૃત્તિ ખાતર બીજાના જીવનનું લીલામ કરતાં માનવને જરા પણ સંકોચ થાય છે ખરો? મુખે કેવી મધુરી પરોપકારની વાતો થાય છે, પણ... હૃદયમાં તો સ્વાર્થનું કાતીલ ઝેર ભર્યું છે.** એ કાતીલ ઝેર આપણને કશું જ સૂઝવા દેતું નથી. ધર્મ માર્ગમાં પણ આવી સ્વાર્થીય વૃત્તિઓ પ્રગતિના પગથાર પરથી પામરતાના પાયખાનામાં ધકેલી દે છે.

ઓ ભોળા માનવ !! તને શું તારી પ્રવૃત્તિઓનું પણ ધ્યાન નથી રહ્યું કે સામાન્ય સ્વાર્થની ખાતર કુટુંબ પરિવારને પોષવા ખાતર પોતાની વાસનાઓને વધારવા ખાતર અત્યાચારની છરી ઘોંચી તારા હાથે તું ખોરી રહ્યો છે.

પેલા આવેલ શેઠને રબારીએ ચોક્ખા શબ્દોમા સમજાવી દીધું કે! લે આ તારો રુપીયો ! દશ આના ને બદલે મને તો દશની નોટ મળી ગઈ છે... મારે તારા દશ આનાની જરૂર નથી તું મને ભોળવવા માંગતો હતો. પણ... તું જ ભોળવાઈ ગયા આટલુ બોલી રબારીએ શેઠ તરફ રૂપીઓ નાંખ્યો.

આ તો ડોશી ગઈ અને ટપ્પુ પણ ગયું એવુ થયુ !

## પરોપદેશે પાંડિત્યમ:

શેઠજી તો સડક જ બની ગયા. ધીરે ધીરે કહી કહ્યું બાપ ! તું ભૂલ્યો આ તો મહામણિ હતો એની તો લાખોની કિંમત ઉપજત તેં એને દશ રૂપીયામાં, ફક્ત દશ રુપિયામાં વેચી કાઢ્યો અરે તારા જેવો મૂર્ખ કોણ ?

શેઠજી ! હું તો નોહતો સમજતો. પણ તમે તો સમજતા હતા એક રૂપીયા ખાતર તમે મણિ ગુમાવ્યો ત્યારે મને એના બદલે દશ રૂપીયા તો મળ્યા ને ? મૂર્ખ કોણ ? હું કે તમે ?

"પરોપદેશે પાંડિત્યં સર્વેષાં સુકરં નૃણામ"

બીજાને ઉપદેશ આપવામાં દરેક મનુષ્યો પંડિત હોય છે. પણ એ ઉપદેશનો અમલ કરવાનો સમય આવે ત્યારે બરાબર સમજણ વગરના જેવા બની જાય છે– રબારીને સમજાવવા જતાં પોતે ગુમાવ્યુ એનું શેઠજીને ક્યાં ભાન છે !

રબારીએ અજ્ઞાનતાથી મહા મુલ્યવાન્ મણિ ગુમાવ્યો. શેઠજીએ લોભના વશપણાથી જાણતાં છતાં મણિ ગુમાવ્યો ..

આ વ્યવહારિક દૃષ્ટાન્ત પણ ઘણું સમજવા જેવું છે. મહા મુશીબતે મળેલા માનવ જન્મને પણ જો આ રીતે અજ્ઞાન દશાથી વેડફી નંખાય તો સાધનાનો અમૂલ્ય સમય આપણે એળે ગુમાવ્યો લેખાય...

આજના અજ્ઞાન વાતાવરણમાં માનવજન્મની મહત્તા ખરેખર! સમજાતી નથી, જ્ઞાનીઓના પરમ જ્ઞાનની તેજ છાયા, માયામાં ગુંદેલા પ્રાણીઓના જીવનમાં પ્રકાશ પાથરી શકતી નથી. જેથી સાર્થકતા પણ થઈ શકતી નથી. ધર્મ સાધનાથી પણ વંચિત રહી જાય છે.

ઘણા એવા પણ માણસો તમને જોવા મળશે. કે જે બીચારા માનવ ભવની કિંમત કશી જ સમજી શક્યા નથી.

ઉત્તમ પદાર્થ હાથમાં આવે એનાથી કંઈ કલ્યાણ થોડું જ થાય? કલ્યાણ તો ઉત્તમ પદાર્થને જાણી, સમજી એને અનુકૂલ વર્તન કરવા તત્પર થવાય ત્યારે જ થાય.

ધર્મારાધનાનાં પ્રત્યેક સાધન મળ્યાં છે. શ્રીજિનબિંબ જિનાગામ પણ આપણી સામે મોજુદ છે...છતાંય રુપ રાગની દુનિયામાં ભૂલા પડેલા માનવને આરાધન માટે સમય જ નથી મળતો.

**આરાધના વિનાનો અવતાર એળે ગુમાવ્યો:**—બાલપણ અજ્ઞાનાવસ્થામાં માતાના મોહમાં વ્યતીત થાય છે. તે વખતે સારાસારની કૃત્યાકૃત્યની વિવેક દૃષ્ટિ હોતી જ નથી. આ રીતે યુવાવસ્થા પણ પત્નીના મોહ પાછળ. પ્રૌઢાવસ્થા પુત્ર પુત્રી આદિના વ્યામોહમાં વ્યતીત થાય છે. માટે જ એક ભક્ત કવિએ કહ્યું છે કે—

આયુર્વર્ષશતં નૃણાં પરિમિતં; રાત્રૌ તદર્ધં ગતમ્;
તસ્યાર્દ્ધસ્ય પરસ્ય ચાર્દ્ધપરમં; બાલત્વ વૃદ્ધત્વયોઃ;
શેષં વ્યાધિવિયોગ દુઃખકલિતં; ચાયુઃપરં ક્ષીપતે;
જીવં વારિતરંગ ચંચલમહો; સૌખ્યં કુતઃ પ્રાણીનામ્॥

મનુષ્યોનું દીર્ઘ સો વર્ષનું આયુષ્ય ગણો તો એ આયુષ્યનો અર્ધો ભાગ તો રાત્રિમાં પ્રાયઃ ઉંઘવામાં જાય છે. એટલે ૧૦૦ માંથી ૫૦ વર્ષ તો નકામાં જ–ધર્માંરાધન વિનાનાં ગયા. બાકીના ૫૦ વર્ષ માંથી ૧૨ાા વર્ષ બાલપણાનાં; ૧૨ાા વર્ષ પૂર્ણ વૃદ્ધાવસ્થાનાં વ્યતીત થાય છે. બાકી રહ્યાં ૨૫ વર્ષ.. એ પચીશ વર્ષ. વ્યાધિ વિયોગ આદિ સંસાર જન્ય ઉપાધિમાં પસાર થાય છે. આ રીતે માનવનું સો વર્ષનું આયુષ્ય પાણીના પરપોટામાં પલાયન થઈ જાય છે... ધર્માંરાધન રહિત બનેલો માનવ ક્યાંય પણ સુખ શાન્તિને મેળવી શકતો નથી.

જેમ જેમ ઉંમર વધતી જાય છે તેમ તેમ સંસારનો આમોદ ઘટવાને બદલે વધતો જાય છે. બાલક માને યુવાન થશું ત્યારે આરાધના કરીશું. યુવાન માને કે આ અવસ્થામાં તો મોજશોખ હોય એશ આરામમાં આળોટવાનું હોય... વૃદ્ધાવસ્થા થશે ત્યારે ધર્માચરણ કરીશું વૃદ્ધાવસ્થામાં તો દશા જ વિપરીત હોય છે

અંગં ગલિતં પલિતં મુંડં; દશનવિહીનં જાતં તુંડં .... ।
વૃદ્ધોયાતિ ગૃહીત્વા દંડં; તદપિ ન મુંચત્યાશા પિંડમ્ .... ॥

આયુષ્ય પુર્ણ થવા આવ્યું છે. માથા પર તો ચાંદીના વાળ ચમકી રહ્યા છે. દાંત વિનાની જીભ મોટા મગરની જેમ લપકારા મારી રહી છે. લાકડીના ટેકે ચાલવું પણ અતિ મુશ્કેલ બની ગયુ છે. આવી અવસ્થામાં પણ આશાથી છૂટકારો મળતો નથી.

આ રીતે ધર્માંરાધનની મોસમ સમા માનવભવને એળે ગુમાવી અનંત દુઃખોને આત્મસાત્ કરી અનેક પ્રયાસે મેળવેલા માનવ જન્મને ચિન્તામણિ રત્નની જેમ માનવ હારી જાશું.

આજે કરીશું કાલે કરીશું ! હજુ ક્યાં સમય વીતી ગયો છે. પણ દિવસો જતા જ આવી ક્ષણોમાં જ્યારે કાળના કરાળ જડબામાં

જ પલાઇ જવાની તૈયારી થાય છે. તે વખતે પણ કદાચ બોલી પણ નાંખે કે–

રહો રહો જમડાજી આજનો દહાડો શત્રુંજય જઈ આવુંજી
શત્રુંજય જઇ ને દ્રવ્ય જ ખરચું મોક્ષ મારગ હું માંગુંજી ॥

આવું બોલનાર બીચારા અજ્ઞાનીને થોડું જ જ્ઞાન હોય છે. અંતસમયે મૃત્યુના મુખમાંથી છૂટવાના લાખો ઉપાય થાય તોપણ તે કદિ કોઈ છૂટી શકવાનું નથી, છૂટી શકશે પણ નહિ.

**તુટી તેની ન મળે બુટીઃ**—જ્યારે ભગવાન શ્રી મહાવીર-પરમાત્મા પુણ્ય-પાપનાં અધ્યયનો પ્રકાશી યોગ નિરુંધન કરવાની તૈયારી કરી રહ્યા હતા. તે વખતે સ્વર્ગના ઇંદ્રે ભગવાનને વિનતિ કરતાં જણાવ્યું. ભગવન્ ! આપની જન્મરાશિ પર ક્રૂર ભસ્મગ્રહ આવી રહ્યો છે. એ ભસ્મગ્રહ આપના શાસનને ઘણીજ હાનિ પહોંચાડશે માટે...કૃપા કરી આપ થોડી ક્ષણ આપનું આયુષ્ય વધારો.

ઇંદ્રને સસ્મિત વદને જવાબ આપતાં પ્રભુશ્રી મહાવીરદેવે ફરમાવ્યું. ઇંદ્રરાજ ! દેવેન્દ્રો, ચક્રવર્તીઓ કે તીર્થંકરો કોઇપણ પોતાના આયુષ્યમાંથી એક ક્ષણ પણ વધારી શકવાને સમર્થ નથી. ભલા ! જો આપણું **વધાર્યું આયુષ્ય વધતું જ હોત તો જગતમાં મરવાનું કોઇ કબુલ ન જ કરત...**મરણ કોને પસંદ પડે છે? મરતાં મરતાં પણ બધાની જીવવાની ઇચ્છા હોય છે. પણ જન્મ મૃત્યુની જંજીરમાં જકડાયેલા જીવો સંસારમાં અનાદિ કાળથી રખડયા કરે છે.

ભગવાન તીર્થંકર દેવો પણ પોતાના આયુષ્યની થોડી ક્ષણો પણ વધારવા અસમર્થ હોય તો આપણે કોણ માત્ર ? આપણી સામે તો મૃત્યુ મુખ ફાડીને ઉભું છે. સોપક્રમી આયુષ્ય કઈ ક્ષણે પૂર્ણ થઇ જશે. એનું આપણને જ્ઞાન છે જ નહિ.

દિવસ નિસા ઘડી માલં; આઉસલિલે જિઆણ ઘિત્તુણં ।
ચંદાઇચ્ચ બઇલ્લા કાલરહટ્ટં ભમાડંતિ ॥

કુવામાંથી પાણી ખેંચવાના અરઘટ્ટને તો તમે જોયો હશે ! એમાં પાણી ખેંચવાની ઘડીઓની માળા હોય છે. જે કુવામાંથી પાણી બહાર કાઢે છે. તેવી જ રીતે રાત્રી અને દિવસ-રૂપી ઘડીઓની માળા આયુષ્યરૂપી પાણીને બહાર કાઢયા કરે છે. કાળ નામના એ અરઘટ્ટને સૂર્ય-ચંદ્ર રૂપ બે બળદો ચોવીસ કલાક ભમાડી રહ્યા છે

. એ ચોવીસે કલાક આપણા માટે અસ્થિરતામાં પસાર કરવાના સરજેલા છે. કઈ રાત્રે કયા સમયે કયા મુહૂર્તે આયુષ્ય પૂરું થશે એ કહ્યું જ કહી શકાય નહિ. બહુ વિઘ્નવાળાં મુહૂર્તો પસાર થાય છે. છેલ્લી ઘડીએ પછી ધર્મારાધનની વાત કરીશું તોપણ હાંસીને પાત્ર થવાશે. માટે જ આજ ઘડીએ તૈયાર થવું જોઈએ.

“ કાલ કરના સો આજ કરો; આજ કરના સો અબ ”

શુભનું કાર્ય કાલ ઉપર દૃષ્ટિ નહિ રાખતાં આજે જ કરી લેવાની ભાવના રાખવી જોઈએ.

અનિત્યાનિ શરીરાણિ વૈભવો નૈવ શાશ્વત. ।
નિત્યં સન્નિહિતો મૃત્યુઃ કર્તવ્યો ધર્મ સંચય. ॥

શરીર અનિત્ય છે. વૈભવશાશ્વત નથી. મૃત્યુ હમેશાં નજીકમાં ઉભું છે. માટે ધર્મનો સંચય કરવા પ્રત્યેક પળે તૈયાર રહેવું જોઈએ.

જેણે એક ભવ સુધાર્યો એના અનેક ભવો સુધરી જાય છે.
જેણે એક ભવ બગાડયો એના અનેક ભવો બગડી જાય છે.

સાધનોનો સદુપયોગ કરો—મનુષ્યપણું મળ્યું પણ ...કદાચ અનાર્ય દેશ મળ્યો હોત તો એ મનુષ્યપણાની કશી જ કિંમત ન હતી ? આર્યદેશમાં પણ ઉત્તમ ધર્મ ન મળ્યો હોત તો એ આર્યદેશથી પણ આપણો ઉદ્ધાર થવો અશક્ય હતો.

આર્ય દેશ; ઉત્તમ કુળ; અને શ્રીજિનેશ્વર દેવનું પવિત્ર શાસન પણ આપણને મળી ગયું છે. મળેલ ઉત્તમ સામગ્રીનો સદુપયોગ કરતાં જો ન શીખાય તો આ ઉત્તમ ભવ પામ્યા છતાં પણ હારી જવાય......

સુકૃતની સાધના થાય તેજ ઉપયોગી લેખાય...નાની પણ સુકૃતની આરાધના ઘણા મોટા ફળને આપવા વાળી બને છે. ઐહિક અને પારલૌકિક સુખને પણ પરંપરાએ અપાવે છે... નિયમિતપણે થતી સુકૃતની સાધના આત્મોદ્ધારના પંથની સમીપ લઈ જવાવાળી બની શકે... અનિયમિતતા હોય ત્યાં સાચી સુકૃતની સાધના પણ થઇ શકતી નથી...

ખાવા, પીવામાં નિયમિતતા વ્યવહારની બાબતોમાં પણ નિયમિતતા વિના બીલકુલ ચાલતુ જ નથી. અનિયમિત જીવન ઘણી વખત નુકશાન કરનાર નીવડે છે. તો ધર્મારાધનામાં આજનું અનિયમિત વર્તન, આરાધનાના આસ્વાદને પણ કયાંથી પામવા દે? થોડી પણ સદ્ગુરુના સંયોગથી ગ્રહણ કરેલી આરાધના ઉત્તમ ફળ અપાવે છે. તેના માટે આપણે એક દૃષ્ટાન્ત વિચારીએ—

**રાજકુમાર ડાકુ બની ગયો:**—રાજકુમાર પુષ્પચૂલની ઉદ્ધતાઈએ માઝા મૂકી દીધી. અધિકાર, યુવાનવય અને સુંદર રુપ... મળ્યાં હોય અને જો હૃદયમાં જરા પણ ધર્મ પ્રેમ ન હોય...સમતા ન હોય તો એનું અજીર્ણ થતાં વાર ન લાગે...રાજકુમાર પ્રજાને પીડી રહ્યો છે. લોકોને હેરાન કરી રહ્યો છે...લોકોની પીડા પમાડવાનું એનું એક મહાકાર્ય બની ગયું. પ્રજા એનાથી પરેશાન થઇ ગઇ... લોકોએ જઇ રાજાને વાત કરી ન્યાયી રાજાએ પોતાના વ્હાલા પુત્રને ન્યાય ખાતર દેશનીકાલની સખત સજા ફરમાવી દીધી.... પુષ્પચૂલ રાજધાનીમાંથી બહાર નીકળી ગયો. એની બ્હેન પુષ્પચૂલા પણ એની સાથે રવાના થઈ ગઈ...

પુંપચૂલની ઉદ્ધતાઈને લીધે લોકો તેને વંકચૂલના નામથી ઓળખતા હતા. વંકચૂલનો કદાવર બાંધો. ઘાટીલું શરીર...વ્યસનોથી ભરેલું એનું જીવન જોઈ બીજા લોકોએ એને પલ્લીપતિ બનાવી દીધો

રાજકુમાર રક્ષણ કરવાના બદલે ધોળે દિવસે લોકોના ધનમાલનું ભક્ષણ કરવા લાગ્યો. લોકો એના નામથી ડરી રહ્યા છે...એની ધાક એટલી બેસી ગઈ છે. કે–એની સામે થવાની કોઈની તાકાત નથી..

રાજકુમારમાંથી ક્રૂર દશામાં આવે છે એ ધ્યાનમાં રાખજો એક નાનું વ્યસન પણ બીજા અનેક વ્યસનોને લાવે છે .જીવનમાં જ્યારે એક વ્યસનનો પગ પેસારો થયો ત્યારે બીજા વ્યસનોનું એના પર આક્રમણ ચાલુ થઈ જાય છે.

## સાત મહાવ્યસન

દ્યુતં ચ માંસં ચ સુરા ચ વેશ્યા.
પાપર્દ્ધિ ચૌર્યં પરદાર સેવા. ।
એતાનિ સપ્ત વ્યસનાનિ લોકે.
ઘોરાતિઘોરં નરકેનયન્તિ ॥

મદિરા, માંસ, જુગાર, વેશ્યા, શિકાર ચોરી પર સ્ત્રીગમન આ સાતે વ્યસન માનવમાત્રને નરકમાં લઈ જાય છે...વંકચૂલ આ સાતે મહાવ્યસનને આધીન બની ગયો છે...એની મોહ મસ્તી દિવસે દિવસે માઝા મૂકતી જાય છે. જેમ જેમ લોકોને વધુ રડતા જુવે તેમ તેમ તે વધુ હસતો જાય છે.

પાગલતાની પણ હદ હોય છે?

આવી પાગલતા હૃદયના એક ખુણામાં પડી હોય. બીજાને પીડી પોતે હસતો હોય એવો પ્રાણી ખરેખર! દર્દ વિનાના હાર્ટફેઇલર જેવો છે.

ક્રૂર માનવીની ક્રૂરતાને એ પોતે વીરતા માને. પણ...એનું શૌર્ય અવળા માર્ગે વહી રહ્યું હોય છે...

વંકચૂલની પ્રવૃતિઓ માઝા મૂકી આગળ વધી રહી છે. એના સાથીઓ એના માર્ગમાં સંપૂર્ણ સહાયક બની એની આજ્ઞા પ્રમાણે વર્તી રહ્યા છે.

એક વખત ચોમાસાની ઋતુ આવી રહી છે. શિષ્યોના પરિવાર સાથે એક આચાર્યશ્રી સિંહગુહા નજીક આવ્યા...ચોમાસાનો નિયત કાળ સાધુ મુનિરાજાઓ નિયત સ્થાને વ્યતીત કરવો જ જોઈએ.

બીજા સ્થાનના અભાવથી આચાર્યશ્રીએ પલ્લીપતિ વંકચૂલ પાસે ચોમાસું રહેવા સ્થાનની યાચના કરી...

વંકચૂલ વિચારમાં પડી ગયો ! સાધુઓને રહેવા સ્થાન જોઈએ છે. જો સાધુઓ અહિં રહે. એમનો કોમળ અહિંસક ઉપદેશ વર્ષતો હોય તો આ મારા બધા જ સાથીઓ ભગત બની બેસે. અને મારો ધંધો પડી ભાંગે.

થોડી ક્ષણો મૌનમાં વીતાવ્યા પછી વંકચૂલ વિનયથી બોલ્યોઃ સાધુરાજ ! મહામના મુનિશ્વર ! આપને રહેવા માટે હું સ્થાન આપીશ આપ ખુશીથી રહો. પણ...એક મારી શરત આપને સ્વીકારવી પડશે !

**સાધુ સાથે પણ શરત?**:—સાધુની સામે શરત મૂકનાર આ કોઈ માથાનો ફરી ગયેલો માનવી તમને લાગશે ! કેમ ખરૂંને ! પણ એની આ સ્થિતિ જોતાં એની યોગ્યતા ઓછી નથી ! આવી વિષમ સ્થિતિમાં આટલી નમ્રતા ! હત્યારા ડાકૂમાં પણ આટલો વિનય ભાવ **કુલના સંસ્કારોનું ઉત્થાન અંતરમાં બેઠું છે. સંયોગાધીન માનવ ફરે છે. પણ...એના જન્મ જાત સંસ્કારો કદિ ફરતા નથી. વિષમ સ્થિતિમાં સંસ્કારના અંકુરા તો અવશ્ય ફૂટવા દે' છે.**

'સૂરીશ્વરજી મહારાજ સૂચક ભાવે વંકચૂલ તરફ જોઈ રહ્યા. વંકચૂલે આગળ બોલતાં જણાવ્યું ! મુનિરાજ ! મારી એક જ આપને પ્રાર્થના છે કે-આપ અહિં રહો ત્યાં સુધી મારી પલ્લીની હદમાં આપે કદિ ધર્મોપદેશ આપવો નહિ.

ભાઈ ! તારી વાત કબૂલ ! પણ મારી પણ એક વાત તારે માન્ય રાખવી પડશે. સૂરીશ્વરજી સુમધુર સ્વરે બોલ્યા...

ફરમાવો ! આપની શી આજ્ઞા છે ? વંકચૂલ વિનયથી બોલ્યો

જ્યાં સુધી અમે અહિં હોય એ ત્યાં સુધી તમારે આ પ્રદેશમાં જીવહિંસા કરવી નહિ...સૂરીશ્વરજીએ પોતાની શરત રજુ કરી

વંકચૂલ પણ કબૂલ થયો...

સાધુ મહારાજાઓ સ્વાધ્યાયમાં સમય વ્યતીત કરી રહ્યા છે. અપ્રમત્ત ભાવથી ગુરુ આજ્ઞા મુજબ અવિરત આરાધના કરી રહ્યા છે. એમના સુસંયમની સૌરભ ચારે બાજુ પ્રસરી રહી છે...એમના પુણ્ય પમરાટ પાપીઓના પાપને દૂર હડસેલી રહ્યો છે.

કાળનો પ્રવાહ અવિરત વહ્યો જાય છે સમય...સેકન્ડ...મિનીટ.. કલાક...દિવસો...મહિનાઓ વીતતા જાય છે. ચાર મહિનાનો સમય તો વીતી ગયો

વંકચૂલ અને એના સાથીઓ સાધુઓના સંયમી જીવનને નીરખી રહ્યા છે, અરે ! ઉંચી આંખ કરવાની મહામુનિઓને ફુરસદ નથી

કોઈ નાના જીવની જયણાં અજાણતાં પણ એ મહામુનિઓ કદિ ઢીલ કરતા નથી...ઈર્યા સમિતિનું શોધન એમના માટે પ્રાણથી પણ પ્યારું છે, જુઠું બોલવાનું તો સાધુ જીવનમાં હોય જ શાનું ? સાચું પણ હિતકારી વચન હોય તો જ સુસાધુઓ બોલે છે.

માલિકની રજા સિવાય મહામુનિઓ પરધન તણખલાને પણ અડે નહિ 'બ્રહ્મચર્યના પાલન માટે તો મુનિરાજો કટિબદ્ધ રહે છે

વસ્ત્ર પાત્ર વિગેરે પોતાને જેટલું ઉપયોગી હોય તેટલું જ મુનિરાજો રાખે છે. બિન ઉપયોગી વસ્તુઓ. પરિગ્રહ તરીકે મુનિરાજો રાખતા જ નથી.

આવા ઉત્તમ માર્ગના અનુયાયી સાધુ ભગવંતોને જોઈ પાષાણ-હૃદયી પલ્લીપતિ પણ પીગળી ગયો. એનું શીર ભાવથી સુસાધુઓના ચરણોમાં ઝુકી પડયું.

કાર્તિક પૂર્ણિમાના પવિત્ર દિવસે આચાર્યશ્રીએ પોતાના શિષ્ય સમુદાય સાથે પ્રયાણ પ્રારંભ્યું. વંકચૂલ પોતાના સહચરો સાથે સૂરીશ્વરજીને વળાવવા ગયો.

વંકચૂલની સીમા વટાવી સૂરીશ્વરજી આગળ વધ્યા. વંકચૂલ પણ સાથે જ હતો...

મહાનુભાવ! તારી શરત પ્રમાણે તારી સીમામાં અમે ઉપદેશ આપ્યો નથી હવે–તું ઘેર જઈશ. અને અમે...અપ્રતિબદ્ધ પણે વિહાર કરીશું–પંખીઓની જેમ સાધુઓ પણ એક સ્થાને કદિ રહેતાં નથી પણ...મહાનુભાવ! ચાર ચાર મહિના અમારા સહવાસમાં રહ્યો. છતાં અમારાથી તું કશું જ ન પામી શકયો એનું અમને દુઃખ થાય છે. સૂરીશ્વરજી વંકચૂલને સંબોધી બોલ્યા...જાણે અંધાર ઘેરા આકાશમાંથી હજાર હજાર વિજળીઓ ઝબૂકી ઉઠી...અમાવસ્યાની રાત્રીમાં તેજનો અંબાર પ્રકટી ઉઠયો.

**પાપનો પશ્ચાત્તાપઃ**—વંકચૂલ નમ્રભાવે સૂરીશ્વરજીને સાંભળી રહ્યો!

ગુરુરાજ! આપનું જીવન જોઈ. આપની દિનચર્યા જોઈ. આપના વગર બોલ્યે પણ મારા હૃદયમાં ઘણું ઘણું લાગી આવે છે રાજકુમારમાંથી હું લૂટારો...હત્યારો...ડાકૂ બન્યો છું. પાપ ડંખી રહ્યું છે. પણ પરિસ્થિતિ આધીન છું માટે પાપ છોડી શકું તેમ નથી.

જ્યાં મારા ધર્મને આંચ ન આવે એવી કોઈ પ્રતિજ્ઞા આપ ફરમાવશો તો આપની આજ્ઞાને કદિ નહિ ઉલ્લંઘું !

જેણે ઉપદેશ આપવાની મનાઈ કરી હતી એ જ વંકચૂલ કેટલો કોમળ બની ગયો...! એના હૃદયમાં પણ પાપ કર્યાનો પશ્ચાત્તાપ કેટલો છે !

હા પસ્તાવો ! વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે.
પાપી તેમાં ડૂબકી દઈને પુણ્યશાળી બને છે

પાપને પખાળવાનું કોઈ સાધન હોય તો તે પસ્તાવો છે... સંસારમાં રહેવા છતાં પણ જો પાપાચરણનો પસ્તાવો હૃદયમાં રહેતો હોય તો સમજી લેજો કે એક દિવસ તમારી સામે એવો આવ્યો હશે કે—તમે સઘળા પાપને તિલાંજલિ આપી પુણ્યના પથે વિચરી ચૂક્યા હશો.

કાદવમાં દેડકું પણ ઉત્પન્ન થાય છે, અને કમળ પણ ત્યાં જ ઉત્પન્ન થાય છે. બન્ને કાદવમાં જન્મે છે. કાદવથી પુષ્ટ થાય છે. કાદવમાં જ એમની વૃદ્ધિ થાય છે. છતાંય દેડકા અને કમળમાં કેમ પણ અંતર આ ? દેડકું પંચેન્દ્રિય હોવા છતાં તેનો શબ્દ સાંભળવો કોઈને ય ગમતો નથી અને કમળ એકેન્દ્રિય છે છતાંય એની અભિલાષા એને પણ ભુવનના નાયકના મસ્તક પર બેસવાની યોગ્યતામાં લાવી મૂકે છે.

એની સૌરભ દિલને ખુશાલી દે છે એની ખુશનુમા સુગંધ વાતાવરણને પણ ભરી દે છે..

સંસારમાં જન્મવા છતાં સાંસારિક કાર્યો કરવા છતાં આવા ભવિષ્યના જે દિવસે આવી ગઈ એજ દિવસે આ પદે નિરંતર પ્રસિદ્ધ થઈ જશે. પલ્લીપતિ વંકચૂલને પ.પૂ. ઉ.શ્રી કહે તેમ નહીં પાપ છોડવામાં પણ ઘણી ઘણી નૈતિક હિંમત કેળવવાની જરૂર છે. પાપમય બનેલો પામર આત્મા પરમાત્મ પથે વિચરવાની

ભાવના પણ સેવે તે વખતે તેના પર પાપનાં અનેક આક્રમણો ચાલું થઈ જાય છે.

પાપાચરણ કરવું સહેલું છે. પાપવૃત્તિને છોડવી ઘણી જ દુષ્કર છે.

સૂરિરાજે પલ્લીપતિની પરિસ્થિતિની પૂરી તપાસ કરી તેનાથી બની શકે તેવા ચાર નિયમ આપ્યા. આપણી દષ્ટિએ તો એ નિયમો બિલકુલ સહેલા જેવા લાગે છે. જ્યારે એના જીવન માટે તો એ નિયમો પણ કટોકટી ભરેલા છે.

૧. અજાણ્યાં ફળ ખાવાં નહિ.
૨. કોઇના પર ઘા કરતાં પહેલાં પાંચ સાત ડગલાં પાછા ફરી પછી જ ઘા કરવો.
૩. રાજાની સ્ત્રીને ભોગવવી નહિ.
૪. કાગડાનું માંસ ખાવું નહિ.

સરલ નિયમો છે ને ? બીલકુલ સુખે પળાય તેવા કેમ ખરુંને ?

પૂજ્ય આચાર્યદેવેશ પાસે પલ્લીપતિએ આનંદથી નિયમો લીધા. મુનિરાજે વ્રત નિયમમાં દઢ રહેવા સૂચના આપી વિહાર કરી ગયા.

**નિયમનો ચમત્કાર:**—એક વખત પોતાની ટોળી સાથે વંકચૂલ ચોરી કરવા નીકળ્યો. મોટા સાર્થમાં જબ્બર ભંગાણ પડયું. ધનમાલ લૂંટી લીધું. અઢળક સંપત્તિ હાથ કરી વંકચૂલ અને બીજા ચોરો ત્યાંથી પલાયન થઈ ગયા. બધાજ એક મોટા જંગલમાં આવ્યા ભૂખ્યા ડાંસ જેવા બનેલા બધા જ ચોરો ચારે બાજુ આહારની શોધમાં ફરી વળ્યા. નજીકમાં જ એક સુંદર મીઠાં અને મધુરાં ફળથી લચી પડેલા વૃક્ષને જોયું. ચોરો તો એના પર તૂટી જ પડયા.

ફળો તોડીને વંકચૂલ આગળ ધર્યાં. વંકચૂલને ખાવા માટે વિનંતિ કરી. વંકચૂલે કહ્યું ભાઈ! મારે અજાણ્યાં ફળ ખાવાનો

નિયમ છે. આ કયા ઝાડનું ફળ છે ! આ ફળનું નામ વિગેરે જણાવો પછી હું ખાઉં ?

બિચારા ચોરો !

જિંદગીમાં જેમણે આ ફળને જોયું પણ ન હતું. એ એનું નામ ક્યાંથી કહી શકે ? એક ટીખળી ચોર બોલી ઉઠયો...પલ્લીપતિ ! નાયક ! આપણે ચોર લોકોને નામ શું અને ઠામ શું ? મળે તે ખાવું અને હાથ આવે તે લૂંટવું ! ધર્મની ધાંધલો. નિયમોની બેડી આપણને ન શોભે !

બાધ ! સૂરિરાજે, મહાનપરના મુનિરાજે આપેલા સરસ અને સ્વચ્છ નિયમને હું કદી નહિ તોડું. વંકચૂલ પોતાની પ્રતિજ્ઞામાં મક્કમ રહ્યો.

ભૂખ કકડીને લાગી છે. ખાવાનું કશું સાધન નથી. છતાં પ્રતિજ્ઞા પ્રત્યેનો પ્રેમ એના અતુલ આત્મબળની સાક્ષી આપી જાય છે.

બધા જ સાથીદાર ચોરોએ તો પેટ ભરી ભરીને ફળો ખાધાં. આવાં સુંદર અને સ્વાદિષ્ટ ફળ માટે પોતાના ભાગ્યદેવને એમણે લાખ લાખ આશીર્વાદ આપ્યા

પણ...થોડી ક્ષણો વીતતાં જ દશ્ય પલટાઇ ગયું !

ફળ ખાનાર બધા જ ચોરો ભૂમિ પર નિરાંતે સૂઈ ગયા. એમનાં સંધિના બંધનો તૂટી ગયાં. આંખો ઉતરી ગઈ. શ્વાસ નિશ્ચેષ્ટ બંધ થઈ ગયો...

અરે એ શું વંકચૂલ...

આ કયા ફળ હતાં તે જાણો છો ! કિંપાક ફળ હતા.

"કિંપાક ફળ અતિમધુર છે. ખાધે છૂટે પ્રાણ"

કિંપાક ફળ સ્વાદમાં ખૂબ જ સરસ હોય. પણ તે ખાતાની સાથે પ્રાણ પંખેરુ ઉડી જાય સ્વૈર વિહાર માટે.

વંકચૂલે પ્રતિજ્ઞા આપનાર ઉપકારી ગુરુનો હૃદયથી 'પાડ' માન્યો. જો આ ફળ વંકચૂલે ખાધું હોત તો તે પણ આ દુનિયામાંથી સદાને માટે વિદાય લેત !

ગુરુરાજના મુખેથી લીધેલો નિયમ પણ કેટલો સરસ ફળ આપવાવાળો બન્યો ! ધનમાલ લઈને વંકચૂલ ભારે હૈયે ઘર તરફ વિદાય થયો.

**બીજી પ્રતિજ્ઞા**—રાત્રે ઘેર આવી જુએ છે તો પોતાની પત્ની સાથે કોઈ પુરુષના લેબાશમાં સૂતેલ છે. વંકચૂલનો ક્રોધ ધમધમી ઉઠયો.

એક તરવાર ને બે ટુકડા કરવા તરત જ તે તૈયાર થઈ ગયો. એનું ખૂની માનસ, લોહી તરસ્યું હૃદય...અંગારા વરસતી આંખો આ દૃશ્ય સહી ન શકી.

પણ...બીજી જ પળે પોતાની પ્રતિજ્ઞા યાદ આવી. ઘા કરતાં પહેલાં પાંચ સાત ડગલાં પાછો ફર્યો. એની તરવાર ભીતે અફળાઈ ગઈ.

સૂતેલાં જાગી ગયા. પુરુષના લેબાશમાં રહેલી પુષ્પચૂલા વંક-ચૂલની બહેન ભાઈને જોઈ ભાઈ પાસે દોડી ગઈ.

કેમ ભાઈ! આ તરવાર કાઢી છે ?

વંકચૂલના બોલવાના હોશ રહ્યા નહિ.

અવિચારીપણે જો પગલું ભર્યું હોત તો બ્હેન અને પત્નીની હત્યા તેણે કરી લીધી હોત.

કોઈ પણ કાર્ય કરતાં પહેલાં એ કાર્ય ખૂબ જ વિચારણા માંગી લે છે. કેટલીવાર ઉતાવળીયું પગલું ભરવા જતાં ઘણું જ નુકસાન થઈ જાય છે.

એવી જ મુસાફુઓની હાર્દિક ભાવના હોય છે... વધુમાં સંસારની વાસનામાંથી આ જીવો પરમ પ્રકાશનાપંથે પહોંચે એવું નિર્મલ ધ્યેય હોય છે... એ નિર્મલ ધ્યેયને નિર્મલ મનના નરો ક્યાંથી જાણી શકે?

**સ્વાર્થીય ભાવનાનું વલણ પરમાર્થ ભાવનાને કદી ન અપાવી શકે, જ્યારે પરમાર્થથી પ્રફુલ્લ બનેલું જીવન સ્વાર્થીય ભાવનાને ન પોષી શકે એ દેખીતી વાત છે...** વંકચૂલ એ પ્રતિજ્ઞામાંથી સાંગોપાંગ પાર ઉતર્યો હતો. અને એનું પ્રત્યક્ષ ફળ એણે અનુભવ્યું હતું...એનું મન દઢ હતું. હૃદય મજબૂત હતું. ભાવના સબળ હતી. માટે જ પ્રતિજ્ઞા ફળી.

મન ચક્રની માફક ફર્યા જ કરતું હોય તો પ્રતિજ્ઞા પણ લાભ-વતી ન જ બની શકે. પ્રતિજ્ઞાના ફલની ઇચ્છા હોય તેમણે મનને મજબૂત રાખવું ઘટે.

એ ચમત્કારિક બનાવથી વંકચૂલનું મન વધુને વધુ ધર્મમાં રક્ત બનતું ગયું...એક વખત સૂરીશ્વરજીના શિષ્યો વંકચૂલની પલ્લીમાં પધાર્યા. વંકચૂલને ધર્મોપદેશ આપ્યો. તેમના ઉપદેશથી વંકચૂલે ચર્મણ્વતી નદીના તીરે શ્રી જિનપ્રસાદ કરાવ્યો...મહાવીર ભગવાનની મૂર્તિ એમાં સ્થાપન કરી...અનુક્રમે એ મહાતીર્થ જગવિખ્યાત બન્યું...

ધીરે ધીરે વંકચૂલના જીવનમાં અજબ પલટો આવી રહ્યો છે કોમલ હૃદયમાં ભાવનાના અંકુરા પ્રકટી રહ્યા છે...દઢ મને પ્રતિજ્ઞાને આનંદથી તે પાળી રહ્યો છે.

**પલ્લીપતિને રાજ્યપદની પ્રાપ્તિઃ**—એક વખત વંકચૂલ ઉજ્જયિની નગરીમાં ચોરી કરવા ગયો છે. ઘોની પુચ્છથી રાજદરબારમાં પેઠો...રાજાની રાણી વંકચૂલનું વિશિષ્ટ રુપ જોઇ મુંઝાઈ ગઈ. વંકચૂલની પાસે રાજરાણી અયોગ્ય પ્રાર્થના કરવા લાગી...

વંકચૂલને પોતાનો ત્રીજો નિયમ યાદ આવ્યો—તેણે સ્પષ્ટ શબ્દોમાં રાણીને સંભળાવી દીધું! મહારાણીજી! મારે નિયમ છે...તમે મારાં

**અજબ આત્મવિશ્વાસઃ**—આત્મવિશ્વાસ જો હોય તો માનવ પ્રગતિના પંથે પૂનિત પ્રયાણ જરૂર પ્રારંભી શકે; પ્રગતિ સહુને ગમે છે. પ્રગતિના પંથે પ્રયાણ પણ ઘણા પ્રારંભે છે. પણ જ્યાં જરા પણ કસોટી નો સમય આવે ત્યાંજ પ્રયાણ અટકી જાય છે. પ્રગતિના બદલે અધોગતિની અવળી દિશા માનવ હાથમાં ધારણ કરી લે છે.

**અધમ પુરુષો વિઘ્નના ભયથી શુભ કાર્યને આરંભતા જ નથી. મધ્યમ પુરુષો પ્રગતિની દિશામાં પ્રયાણ કરે છે. પણ વિઘ્ન આવતાં જ ત્યાંથી પાછા ફરી જાય છે. જ્યારે ઉત્તમ પુરુષો પ્રગતિની દિશામાં પગરવ માંડે છે. ગમે તેવાં વિઘ્નો આવે તો તેની સામે થઈ અને પ્રગતિને સાધીને જ જંપે છે.**

શ્રેયાંસિ બહુ વિઘ્નાનિ, ભવન્તિ મહતામપિ ।
અશ્રેયસિ પ્રવૃત્તાનાં, ક્વાપિ યાન્તિ વિનાયકાઃ ।।

મહાન પુરુષોને શુભ કાર્યમાં પ્રવૃત્તિ થતાં સેંકડો વિઘ્નો એમની સામે આવી ઉભાં રહે છે. અસત્કાર્ય—અશુભ કામમાં પ્રવૃત્ત થનારને વિઘ્ન હોય તો પણ નાશી જાય છે.

સારા કાર્યમાં, પ્રતિજ્ઞા પાલનમાં વિઘ્ન આવે એ વિઘ્ન સામે અજબ આત્મવિશ્વાસ કેળવી વિઘ્નોનો સામનો કરતાં જે શીખે, હસતે મુખે વિઘ્નોને સહન કરતો પણ જે પ્રતિજ્ઞાને ચૂકે નહિ તેજ પ્રગતિને પામી શકે છે.

**અજબ આત્મવિશ્વાસ હોય તોજ વિઘ્નોની સામે થવાનું બળ મળે. જ્યારે વિઘ્ન આવે ત્યારે વિચારવું જોઈએ કે જો હું આ વિઘ્નથી મારી પ્રતિજ્ઞાને તોડીશ તો જગતમાં જન્મ પામી માનવ જન્મની સાર્થકતાને હું સાધી નહીં જ શકું!......**

જેને મહાન બનવું છે એને વિઘ્નસામે હસતે મુખે ઉભું રહેવું જ પડે...વંકચૂલ...ચોર...ડાકુ...હત્યારો...જે ગણો તે... આજે

સાંભળી કાનને કદી પાપી બનાવવા ન જોઈએ. પરપરિવાદ પાપસ્થાનક દિવસે દિવસે વધતું જાય છે

પારકી વાતો પારકી પંચાતોમાં જ દિવસો વહી જાય. પછી આત્મનિરીક્ષણ કરવાનો સમય જ ક્યાંથી મળે? સાચું પૂછો તો—

બૂરા દેખન કો ચલા. બૂરા ન મીલીયા કોય.
દિલ ખોલકે દેખીયે મુજસે બૂરો ન કોય ॥

બીજાની બૂરાઈ તરફ જ્યારે જ્યારે નજર જાય ત્યારે પોતાની બૂરાઈનું માપ કાઢી લેવું જોઈએ...કર્માધીન બીજો પ્રાણી માર્ગ-વિરુદ્ધ વર્તન કરતો હોય સજ્જનપુરુષો તો એની સામે જોવે પણ નહિ...વંકચૂલના ઉદાર હૃદયની, એની સજ્જનતાની ઉજ્જયિનીના રાજા પર ખૂબ જ ઉંડી અસર થઈ......રાજાએ રાણીનું ચરિત્ર જોયું જ હતું જેથી વંકચૂલને બંધનોથી મુક્ત કરી પોતાના પુત્ર તરીકે રાખી લીધો.

રાણીના અપકૃત્ય બદલ રાજા તેને શૂળીએ ચઢાવવાનો હુકમ કરે છે. વંકચૂલ રાજાને આવો ઉગ્રદંડ ન કરવા વિનવણી કરે છે.

પોતાને મારવા ઇચ્છનાર વ્યક્તિ પર પણ કેટલો સમભાવ છે?

વંકચૂલની ઈચ્છાને આધીન બની મહારાણીને મૃત્યુદંડ ન આપતાં દેશનીકાલની આજ્ઞા આપી દીધી.

વંકચૂલ પ્રતિજ્ઞામાં દૃઢ રહી. ગુરુને વારંવાર યાદ કરતો યુવરાજ પદનું સારી રીતે પાલન કરી રહ્યો છે.

એક વખત વંકચૂલને કોઈ રાજા સામે યુદ્ધ કરવા જવું પડયું યુદ્ધમાં વંકચૂલનું શરીર બાણોથી વીંધાઈ ગયું...મરણ પથારીએ પડેલા વંકચૂલને રાજવૈદ્યોએ આવી કહ્યું—'જો વંકચૂલ કાગડાનું માંસ ખાય તો જ બચી શકે તેમ છે....'

એક તરફ મરણ...બીજી તરફ પ્રતિજ્ઞા...

# ઉપસંહાર

—o—

આજે શંહરયાત્રાનો અન્તિમ દિવસ છે પૂજ્ય આચાર્યદેવેશના ઉપદેશામૃતનું પાન કરવાનો આપણને સમય મળ્યો. એ અહોભાગ્યની વાત છે...

પરમતારક જિનેશ્વરદેવનું પવિત્ર શાસન અને શાસનને સમજાવનાર સદ્ગુરુઓનો સુયોગ તમને મળ્યો છે.

શ્રીસંઘ સાથે જિનેશ્વર ભગવાનના દર્શન એ દર્શન શુદ્ધિનું અમોઘ સાધન છે. સંસારના કલુષિત વાતાવરણ માંથી પ્રશાન્ત ભાવને આપનાર શ્રીજિનદર્શન છે. આચાર્ય શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મ. ફરમાવે છે કે—

વપુરેવ તવાચષ્ટે; સ્પષ્ટં વીતરાગતામ્ ।<br>
ન હિ કોટરસંસ્થેઽગ્નૌ; તરુર્ભવતિ શાડ્વલઃ ॥

હે ભગવન્! તારું શરીર જ વીતરાગતાની સ્પષ્ટ રીતે ઝાંખી આપી રહ્યું છે. જે વૃક્ષના મૂળમાં અગ્નિ બળતો હોય એવું વૃક્ષ કદી નવપલ્લવિત બની શકે નહી. તું નવપલ્લવિત છે જગતને પરમ આદર્શ સ્વરુપ છે માટે જરૂર તારા રાગ અને દ્વેષ જડમૂળમાંથી નાશ પામ્યા છે.

વીતરાગનું દર્શન વીતરાગપણાને અપાવે;<br>
રાગીનું દર્શન રાગની આગ હૃદયમાં સળગાવે<br>
ત્યાગીનું દર્શન ત્યાગની ઉત્તમ ભાવનાને વધારે;<br>
યોગીનું દર્શન ભોગ મુક્તિની પ્રેરણા અપાવે

દર્શનથી ભ્રષ્ટ થયેલો ભ્રષ્ટ જ છે. દર્શન ભ્રષ્ટ થયેલ કદી મોક્ષ પામી શકતો નથી ચારિત્રથી રહિત—કદાચ દર્શન શુદ્ધિના પ્રતાપે મોક્ષ પામે...પણ...સમ્યકત્વ રહિત માટે કદી મોક્ષ હોઇ જ શકે નહિ...

ત્યારે આ જિનદર્શન આપણા જીવનમાં દર્શનશુદ્ધિના દીપક પ્રકટાવનાર બનવું જોઇએ...

વીતી ગયેલાં સોનેરી સ્વપ્નોની યાદમાં આપણે જીવનમાં કોઈક યાદગાર નિયમ ગ્રહણ કરવો જોઈએ.

વંકચૂલ છેવટે નાના નિયમથી પણ પ્રગતિ સાધી શકયો. આપણી પણ મહેનત પ્રગતિને સાધવાની જ છે. હોવી પણ જોઈએ.

દિવસે દિવસે મોહનાં મહાતાંડવો આપણી નજર સામે દેખાઈ રહ્યાં છે. ઉત્તેજક–માદક મોહક પદાર્થો નવી નવી ભૌતિકવસ્તુઓ વારંવાર લોભાવી રહી છે. વિલાસનું વિનાશક નૃત્ય આપણી નજર સામે પ્રત્યક્ષ જોવા મળે છે. પ્રેય અને શ્રેયમાં માનવને શ્રેય કરતાં પ્રેયની વધુ કિંમત સમજાય છે. આજનો માનવ પ્રેયમાં પડયા પછી શ્રેયને સાધી શકતો નથી.

ભ્રામક વાસનાઓ ઇંદ્રિયોને ઉત્તેજી રહી છે.
દુન્યવી બંધનો આત્મતત્વને દબાવી રહ્યાં છે.

હવે જાગૃત થઇ જાઓ. શ્રીજિનેશ્વરદેવનાં દર્શનથી આત્મબળ મેળવી નિયમિત જીવન જીવી મુક્તિપંથના પરમઉપાસક બનો.

—o—

સાકરના અણુએ અણુ પાણી સાથે મળી જાય છે. એટલે સાકર પિંડ રૂપે આપણને જણાતી નથી. પણ દ્રવ્યરુપે પ્રવાહ રૂપે એનું રૂપાન્તર જણાય છે.

કહેવાની વસ્તુ તો એ છે કે–વસ્તુમાં વસ્તુના ગુણની સત્તાનો અભાવ કદી આપણને જોવા મળતો નથી. એટલે નિશ્ચય થાય છે કે–દ્રવ્ય અને ગુણ કાયમના સહચારી છે. એવી જ રીતે માનવમાં પણ એક માનવતા નામનો ગુણ રહેલો છે. સૂર્યનો ગુણ પ્રકાશ અગ્નિનો ઉષ્ણતા, પાણીમાં શીતલતા, માનવમાં પણ એક ખૂણે આવી માનવતા પડી છે.

અગ્નિનો ગુણ બાળવાનો છે પણ ચંદ્રકાન્ત મણિ તેની સામે લાવી મૂકવામાં આવે તો દાહનો પ્રતિબંધ થાય છે. એનો ગુણ ઢંકાઇ જાય છે. તેમ માનવની માનવતા પણ કેટલીક વખત પ્રતિબંધક પ્રબલ કારણોને લઇ વિકસતી નથી. અને જ્યાં માનવતા જ ઢંકાઇ પડી હોય ત્યાં એના મૂલ્યાંકનની વાતતો બહુ જ વધારા પડતી ગણાય

સૌરભ વિનાના રંગ બેરંગી પુષ્પની પણ જગતમાં કંઈ કિંમત નથી, શીલ વિનાની વસ્ત્રાભૂષણોથી શોભિત સુરૂપા સ્ત્રીની કંઈ કિંમત નથી, તેમ માનવતા વિનાના માનવની પણ જગતમાં કંઈ કિંમત નથી.

અનન્તજ્ઞાની મહાપુરુષોએ માનવતાની મુક્તકંઠે પ્રશંસા કરી છે. એ ગુણ માનવમાં જેટલા અંશે વિકસ્યો હોય તેટલી જ તેની મહત્તા લેખાય.

માનવ જેમ જેમ આગળ વધતો જાય તેમ તેમ તેની માનવતા પણ વિકસિત બનવી જોઇએ.

**સોનાના ભાવે પિત્તળઃ**—કદાચ અજ્ઞાનની દુનિયામાં જે સોનાની કિંમત ન સમજતા હોય ત્યાં ઠગ માણસ પોતાની ઠગાઇથી

અરે જ્યાં જુઓ ત્યાં ચોગરદમ સોનાના ભાવે પિત્તળની જેમ દાનવતાના ખપ્પરમાં માનવતા હોમાતી હોય એનું જ ઉચ્ચ મૂલ્યાંકન થતું હોય તો કહેવું પડે કે હજુ પણ માનવતાની સાચી કિંમત સમજાઇ નથી.

પરમાદર્શ સ્વરૂપ માનવતાની પાશવી વૃત્તિઓ સાથે તુલનાં થતી હોય. માનવતા ગુણવિહીન બનેલા રાક્ષસના જેવું આચરણ કરતા હોય. સર્વભક્ષી હુતાશનની જેમ પોતાના સ્વાર્થ ખાતર હજારોના જાનમાલને લેતા હોય તે વખતે માનવતાનું મૂલ્યાંકન સમજાવવું અને સમજવું પણ ઘણું કઠીન બની જાય.

ઉચ્ચ અધિકારને પ્રાપ્ત કરતા અધિકારીની જવાબદારી જેમ વધતી જાય છે. તેથી પણ પ્રધાનની, પ્રધાનથી રાજાની જવાબદારી જગતમાં વિશેષ હોય છે. તેવી જ રીતે જગતના બીજા જીવો કરતાં માનવતા ગુણથી યુક્ત માનવની જવાબદારી ઘણી જ વધે છે.

પરોપકાર, દયા, દાક્ષિણ્ય, સરલસ્વભાવ, વિનય, વિવેક, અનીતિનો ત્યાગ, આ ગુણો તો માનવમાં સ્વભાવતઃ હોય જ, સાથે વિશિષ્ટ ગુણોની ઝંખના એ ગુણોના સ્વામી બનવાની તમન્ના હર-હંમેશ હૃદયમાં જાગૃત જ હોય.

**આર્યાવર્તના મહાપુરુષો:**—આપણે પ્રભાતના પ્રથમ પ્રહરે નિદ્રાનો ત્યાગ કરતાંની સાથે જ મહાપુરુષોને યાદ કરીએ છીએ. એમને નમન કરીએ છીએ. એ શા માટે? મંગલના માટે ને? એમના નામમાં પણ મંગલની તાકાત કયાંથી આવી? જે જે મહાપુરુષો પરમાત્મદશાએ પહોંચ્યા એ બધાજ એક વખત આપણા જેવા જ હતા. પણ એમનામાં માનવતા ગુણ પરાકાષ્ટાએ પહોંચ્યો. પોતાના સુખને બાજુએ મૂકી "સવિજીવ કરું શાસન રસી"ની ઉગ્ર ભાવના એમના અંતરમાં જાગી.

એ મહાપુરૂષો પોતાની પવિત્ર વાણીથી, પવિત્ર શરીરથી જેટલા જ્યાં તેઓએ જનતાનો ઉપકાર કરતા જ રહ્યા પરિણામે એમની આત્મા પરમાત્મદશામાં પરિણત બની. એમના નામથી પણ અનિષ્ટ તત્વો દૂર નાસવા માંડ્યાં.

આ બધી વાતો એટલા માટે પીઠીકા રૂપે કહેવાઈ રહી છે કે આજે આર્યાવર્તમાં માનવતાની ઘણી ઘણી વાતો ચાલી રહી છે માનવધર્મના નામે ઘણા ઘણા અવળા પ્રચારો થઈ ગયા છે અને "માનવતા" તો દૂરને દૂર જ બની જાય છે.

માનવતા વિહોણો માનવ, પુચ્છ વિનાના પશુની જેમ ભવવનમાં ભટક્યા કરે છે.

જે પરમાદર્શ સ્વરૂપ માનવતા આવી જાય તો આત્મા જેવા મહાત્મા બની શકે છે. માનવતા નહોય તો માનવ દાનવ જેવું આચરણ કરી પોતાની દાનવતાને પણ જગતમાં જાહેર કરી શકે છે

## માનવતાના ગુણો

માતૃવત્પરદારેષુ પરદ્રવ્યાણિ લોષ્ઠવત્ ।
આત્મવત્સર્વભૂતેષુ ય: પશ્યતિ સ પશ્યતિ ॥

માનવતાના મહા ગુણને વરેલા માનવમાં પહેલા આ ત્રણ ગુણો તો જરૂર આવવા જ જોઈએ ૧-પર સ્ત્રીને માતાની દૃષ્ટિએ જોતા ૨-પારકા ધનને લોખંડ સમાન ગણવું ૩-પોતાના આત્મવત્ જગતના જીવના સર્વજીવોને જોવા. આ ત્રણ મહાગુણો જેનામાં હોય તે માનવમાંથી મહામાનવ બની શકે છે

આ ત્રણ ગુણોનો વિકાસ કેટલો છે એનું આંતર નિરીક્ષણ તો આપણે જ કરવું પડશે માનવતાનું સ્થાપન પણ એ ગણિતે જ જરૂરી છે.

૧–માતૃવત્પરદારેષુ પારકી સ્ત્રી પર માતાની નજરે દેનારના હૃદયમાં કદી વિકારનો અંશ પણ જાગે ખરો ? જ્યાં આ દૃષ્ટિ વલાઈ ત્યાં જ હૃદયપટ પર વિકારની વિષેલી હવા ફેલાઇ જાય છે. માનવ માત્ર એમાં ભાન ભૂલે છે.

તેમાંય આજનું સહશિક્ષણ અને સીનેમા એ તો માઝા જ મૂકાવી દીધી છે. માતૃત્વની મંગલ ભાવનાના બદલે છેલબટાઉપણું વધી ગયું છે. મનગમતી મોઝો માણી જીવનની સાર્થકતા સાધવા પાછળ આજનો માનવ પાગલ બન્યો છે. પોતાના સ્વાર્થીય વલણ વાસનાને પોષવા ખાતર કેટ કેટલી કુયુક્તિઓ થાય છે. એતો તમે જાણતા જ હશો ને?

કહે છે કે–આજના સહશિક્ષણ પાછળ ભ્રાતૃ–ભગિની (ભાઇ–બ્હેન) ભાવ વધે એ ઉદ્દેશ છે. પણ જ્યાં પ્રકૃતિ અને વિકૃતિનું જોડાણ થયું ત્યાં નવો ફણગો ફૂટ્યા સિવાય કદિ નહિ રહે. અગ્નિ અને ઘી બંને પાસે પાસે મૂકો તો શી દશા થાય ? થીજેલું ઘી પીગળ્યા સિવાઈ રહે જ નહિ.

બાલક–બાલિકાઓના સહશીક્ષણમાં પણ આવું જ બન્યું છે. માતપિતા નો વિનય. દેવ.ગુરુ, અને ધર્મની આરાધનાની આશા તો દૂર રહી; રહીસહી માનવતા પણ પરવારી જાય છે જે વિનીતપુત્ર ઉચ્ચ સંસ્કારો લઇને ઉછર્યો હોય તે આવા વાતાવરણમાં દાખલ થતાં જ એનું મન બીલકુલ વિપરીત થઈ જાય છે એનું જીવન વિલાસમય બની જાય છે.

ભણવાનું તો દૂર રહ્યું. પરિણામે ભટકવાનું વધી જાય છે. માતપિતાના પૈસાપર કૂદતા એ નાદાન બાળકોને ક્યાંથી ખબર હોય કે–પશીનોવાળી એકઠા કરેલા બાપના પૈસાનો અમે અમારી લ્હેજતમાં ધૂમાડો કરીએ છીએ

૧–માતૃવત્પરદારેષુ પારકી સ્ત્રી પર માતાની નજરે જોનારના હૃદયમાં કદી વિકારનો અંશ પણ જાગે ખરો ? જ્યાં આ દૃષ્ટિ ચાલી ત્યાં જ હૃદયપટ પર વિકારની વિષૈલી હવા ફેલાઈ જાય છે. માનવ માત્ર એમાં ભાન ભૂલે છે.

તેમાંય આજનું સહશિક્ષણ અને સીનેમા એ તો માઝા જ મૂકાવી દીધી છે. માતૃત્વની મંગલ ભાવનાના બદલે છેલબટાઉપણું વધી ગયું છે. મનગમતી મોઝો માણી જીવનની સાર્થકતા સાધવા પાછળ આજનો માનવ પાગલ બન્યો છે. પોતાના સ્વાર્થીય વલણ વાસનાને પોષવા ખાતર કેટ કેટલી કુયુક્તિઓ થાય છે. એતો તમે જાણતા જ હશો ને ?

કહે છે કે–આજના સહશિક્ષણ પાછળ ભ્રાતૃ–ભગિની (ભાઈ–બ્હેન) ભાવ વધે એ ઉદ્દેશ છે. પણ જ્યાં પ્રકૃતિ અને વિકૃતિનું જોડાણ થયું ત્યાં નવો ફણગો ફૂટયા સિવાય કદિ નહિ રહે. અગ્નિ અને ઘી બંને પાસે પાસે મૂકો તો શી દશા થાય ? થીજેલું ઘી પીગળ્યા સિવાઈ રહે જ નહિ.

બાલક–બાલિકાઓના સહશીક્ષણમાં પણ આવું જ બન્યું છે. માતપિતા નો વિનય. દેવ.ગુરુ, અને ધર્મની આરાધનાની આશા તો દૂર રહી; રહીસહી માનવતા પણ પરવારી જાય છે જે વિનીતપુત્ર ઉચ્ચ સંસ્કારો લઈને ઉછર્યો હોય તે આવા વાતાવરણમાં દાખલ થતાં જ એનું મન બીલકુલ વિપરીત થઈ જાય છે એનું જીવન વિલાસમય બની જાય છે.

ભણવાનું તો દૂર રહ્યું. પરિણામે ભટકવાનું વધી જાય છે. માતપિતાના પૈસાપર કૂદતા એ નાદાન બાળકોને ક્યાંથી ખબર હોય કે–પશીનોવાળી એકઠા કરેલા બાપના પૈસાનો અમે અમારી લ્હેજતમાં ધૂમાડો કરીએ છીએ

સુધી અનાચરણ કરતાં શીખી ગયાં છે એ તમારી નજરે તમે જોતા જ હશો.

સવારમાં ઉઠતાં જ મહાપુરુષોના નામસ્મરણને બદલે એક્ટરોનાં નામની જપમાળા ચાલતી હોય છે.

એક વખત સવારમાં હું બહાર ગયેલો તે વખતે નાનો ત્રણેક વરસનો બાળક ઉંઘમાંથી ઉઠી તરત જ શીનેમાનાં ગાયનો લલકારવા માંડ્યો.

બાલકનાં માતાપિતા બાળકની કાલી ઘેલી ભાષા...ગીતઃ બોલવાની છટા પર વારી ગયાં...પણ મને તો ખૂબ જ દુઃખ થયું.

અરે! જ્યાં માતાપિતા જ આવું પ્રોત્સાહન આપી બાલકને પાગલ બનાવી દેવાની ભાવના સેવતાં હશે. એ આર્યાવર્તમાં ઉચ્ચ આદર્શોને અપનાવનાર મ્હાત્મા પુરુષોનાં નામ સ્મરણ કોણ કરશે?

કેટલું આર્યાવર્તનું અધઃપતન?

કુસંસ્કારોનું પોષણ વધતું ચાલ્યું છે! દિવસે દિવસે નાઈલોન યુગમાં નાઈલોનનો વપરાશ કેટલો વધી પડયો છે? અંગોપાંગની રક્ષા કેઇ કક્ષાની થઈ પડી છે?

જ્યાં આવી પાશવીવૃતિઓનું પ્રદર્શન ભરાતું હોય ત્યાં માનવતાની વાત કરતાં પણ શરમ આવે આર્યાવર્તમાં ઉત્પન્ન થયેલ માનવીઓના આ આચારોથી વિવેકી પુરુષોના હ્દયમાં ઉડો આઘાત પહોંચે છે.

પણ...આ સમજનાર છે કોણ?

ઘણી વખત આવી વાતો કરવામાં આવે ત્યારે આજના નવ યુવકો બોલી પણ જશે કે—એ બધું તો બૂઢિયાપુરાણ ઉકેલાય છે. પણ જો તેઓ જ પોતાનું અંતર તપાસતા શીખી જાય વર્તન અને વ્યવહારોનું નિરીક્ષણ કરવા કંઈ પણ પ્રયત્ન સેવે તો એમને આપો આપ સમજાઈ જાય તેવું છે!

આ બધું જો બનશે તો જ જેના માટે ભાવીમાં સમાજ દેશ રાષ્ટ્ર અને ધર્મના સ્થંભ બનવાની યોગ્યતા છે. એવા ભાવી મહાપુરુષો એમ્રજનમાંથી પાકશે...

યદા યદાહિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત !

એ વાક્ય પર વિશ્વાસ રાખી કામ ચલાવી લઈએ તો સમાજની, ધર્મની નૈયા મઝ દરિયામાં જ જોલા ખાતી રહી જશે.

દષ્ટિ પર કાબૂ રાખતાં શીખો... રૂપની રાશિ સામે જોવા છતાં પણ ચિત્તના ભાવ ચલાયમાન ન થાય એવી દઢતા લાવવા માટેની આ વાત છે. જ્યારે રામચંદ્રજી લક્ષ્મણજી સાથે જંગલમાં ગયા છે, તે વખતે સીતાજીનું હરણ થયું છે તેમની નીશાની તરીકે કુંડલ અને કંકણ વગેરે લાવવામાં આવ્યા છે. રામચંદ્રજી લક્ષ્મણજીને આ કુંડલ વિગેરે કોનાં છે એમ પૂછે છે.

જવાબમાં લક્ષ્મણજી જણાવે છે કે—

કુંડલે નાભિજાનામિ; નાભિજાનામિ કંકણે ।
નુપૂરે એવ જાનામિ નિત્યપાદાભિવંદનાત્ ॥

ભાઈ ! હું સીતાજીના કુંડલને કે કંકણને ઓળખી શકતો નથી... માત્ર એમના પગમાં નમસ્કાર કરવા હું રોજ જતો જેથી પગમાં રહેલાં એમનાં આ ઝાંઝર ને હું જાણી શકું છું આ સીતાજીનાં ઝાંઝર છે.

મન અને નયન બંને પરનો અજબ કાબૂ દેખાઈ આવે છે ને ? રોજ સીતાજીને નમસ્કાર કરવા જાય છતાંય સીતાજીના કુંડલ અને કંકણ ન જાણી શક્યા. એ કઈ રીતે જતા હશે ? ઉંચે મુખે નહિ. નીચું મુખ રાખીને જતા હોય તોજ આવું બનેને ?

અને આ રીતે જો વર્તન ચાલુ થઈ જાય તો ચોક્કસ માનજો કે માનવતાનો પહેલો ગુણ તો આવી જ ગયો.

દષ્ટિનો સ્વપ્ની પાછળ આંધળી દોટ મૂકી દેશે એ સ્વપ્ને પોતાનું
કરવા સદા મહેનત પણ ઉઠાવશે પણ એ મન ઠેકાણે ન રહ્યું
તો ગમતી પરવા સમજાશે

પરદ્રવ્યાદિ લોપટપન ':— માનવનાનો બીજો ગુણ છે
બીજાના ધનને લોભને વશ થઈ તેને પચાવી લેવાની ભાવના
હૃદયમા ન જાગતી જોઈએ જેમ પહેલો ગુણ મુશ્કેલીથી આવે એવો
છે તેમ બીજો ગુણ પણ મુશ્કેલીથી જ ગ્રહણ થાય છે .કારણ. .અનાદિ
કાલના સંસ્કારો સંસારની માયામાં અથડાતી રહ્યા છે.. પોતાને ધન
મળતું હોય તો બીજાને દુઃખી કરી પીસી નાખી .હેરાન પરેશાન
કરી કોર્ટમા દાવો ભરીને પણ પારકું ધન પોતાનું કરવા મહેનત
થાય છે.

લોભ એવી ચીજ છે કે ઘણી વખત માનવ પાસે
કૃત્યો કરાવે છે . ભાઈ ભાઈ વચ્ચે પિતા-પુત્ર વચ્ચે ઝગડા
કરાવે છે...ખૂનખાર યુદ્ધ પણ એ ધનના કારણે થાય છે.

સાથે સાથે જેમ ધન વધતું જાય તેમ અસંતોષ વધતો
જાય છે...નંદરાજાની નવ સોનાની ડુંગરીઓ પણ શું કામમા આવી।
કેવલ લોભવૃત્તિના કારણે પ્રજાને પીસી પીસીને લોહીનો પૈસો એકઠો
કર્યો હતો અંતે એને છોડીને જવું જ પડયુ

જેમ જેમ ધન વધતું જાય છે તેમ તેમ મમત્વ વધતું
જાય છે સંગ્રહવૃત્તિના કારણે માનવ એ ધનને ભોગવી પણ
શકતો નથી. ત્યાગ પણ શકતો નથી

ખારા સમુદ્ર આગળ ઉભેલો તરસ્યો પ્રાણી ખારા પાણીથી
પોતાની તૃષાને છીપાવી શકે નહિ. સમુદ્રને છોડી જઈ પણ શકે
નહિ...ધનના મમત્વની પણ આવી જ કરુણ કહાની છે

"ચમડી જાય પણ દમડી ન જાય." એવો ધનના મમત્વનો
કરુણ પાઠ કૃપણ-પુરુષો પ્રત્યક્ષ જાગતી બનાવે છે... ધનને નોકર

ખાતર, સાચવવા ખાતર... રાતદિવસના ધમપછાડા ચાલુ છે. તેમાં પણ મફતની પારકી મૂડી મળી જાય તો જાણે "ગંગા નાહ્યા" જેવું ઘણાંને લાગે ખરું ને?

પછી પારકા ધનને પત્થર તુલ્ય ગણવાની ભાવના પણ ક્યાંથી જાગે? પણ... યાદ રાખજો. એક દિવસ તમારી ઇચ્છા નહિ હોય તમારે જવું નહિ હોય છતાંય એ ધનમાલને મૂકીને ચાલ્યા જ જવાનું છે. કોઈ અમરપટ્ટો લખાવી નથી લાવ્યું. કોઈ અમરપટ્ટો લખાવી શકે પણ નહિ. જેનો જન્મ તેનું મરણ નિશ્ચિત છે! મરણ સમયે તમારું ઉપાર્જન કરેલું ધન અહીંનું અહીં જ રહી જવાનું છે. ફુટી બદામ પણ તમે સાથે લઇ જવા માંગશો તો નહિ આવી શકે... કદાચ સોનાનો બનાવટી દાંત પણ રહી ગયો હશે તો તેને પણ તોડીને લઈ લેવામાં આવશે.

**પાપનું મૂળ:**—પાપારંભનું મૂળ પૈસો છે અને જેમ જેમ પૈસો વધતો જાય છે તેમ તેમ પ્રાયઃ પાપારંભો પણ વધતા જાય છે. પુણ્ય યોગે મળેલી લક્ષ્મીનો સદુપયોગ કરવાને બદલે જ્ઞાનચક્ષુ વિહીન બનેલા માયામાં જકડાઇ ગયેલા પામર માનવો વધુ દુરુપયોગ કરતા હોય છે. પોતે સુખે જમતા હોય, એશઆરામ કરતા હોય પણ દીનદુઃખીની સંભાળ લેવાનું એમને સૂઝે ખરું? એવા ધનવાનોને ત્યાં કદાચ કોઈ ભિક્ષુ ભિક્ષા લેવા ભૂલેચૂકે ચડી ગયો હોય તો બીચારા ભિક્ષુની બૂરી વલે જ થાય. એમને ક્યાં ખબર છે કે આ ભિક્ષુ ભિક્ષા લેવા નથી આવ્યો પણ એમને સદ્બોધ દેવા આવ્યો છે.

ભિક્ષવો નૈવ ભિક્ષન્તિ, બોધયન્તિ ગૃહે ગૃહે.!
દીયતાં દીયતાં લોકાઃ અદાતુઃ ફલમીદશમ્. ॥

ભીખારી ભીક્ષા લેવા નથી આવતા પણ ઘરે ઘરે બોધ આપવા આવે છે. તમને ઉંઘમાં જગાડતા તે સંબોધે છે કે—

**વિશ્વવિજેતા શીકંદર:**-- વિશ્વ વિજેતા બનવાના કોડ સેવના ગ્રીકના બાદશાહ શીકંદરથી કોણ અજાણ છે? તેની એકજ ધૂન હતી વિશ્વ વિજેતા બનવાની. મનના ભંડારો ભરવાની રૂપ રૂપની પરીઓને પોતાના અંતઃપુરના પાંજરામાં પૂરવાની...

શીકંદર નાની ઉંમરથી જ રણસંગ્રામ ખેલવા માંડયો...જ્યાં જાય ત્યાં એનો વિજય જ થતો...એના વિજયનું ગુમાન વધતું ચાલ્યું...ઘણી વખત એના ધર્મગુરૂઓ એને સમજાવતા...

શીકંદર ! તારા વિજયનો ઉન્માદ વધતો જાય છે. આ ઉન્માદ એક દિવસ તને ઉત્પાત કરાવશે તારા જીગરને ખેંચી લેશે ખમીરને ચૂસી લેશે. તું આગળ વધતો નથી. અમારા મનથી પાછો પડતો જાય છે...જગતને બળતું જોઈ તું રાજી થાય છે. હજારોને હડધૂત કરી તું હસી રહ્યો છે...અનેક સતીઓને પતિવિહોણી બનાવી તું આનંદી રહ્યો છે... શીકંદર ! સાવધાન થા ! વિચાર કર ! તું આચરણને સુધારવા પ્રયત્ન પ્રારંભી દે;

એ શબ્દો પત્થર પર પાણી જેવા હતા ! પોતાના વિજયી ગુમાનમાં મ્હાલતા માનવને સુમધુર શબ્દો પણ કડવા ઝેર જેવા લાગે...

અભિમાનનો નિસ્સો ચઢે ત્યારે ભાન ભુલી જવાય છે.
આચારને વિચાર મૂકી પાપને પોષાય છે.
જ્યારે ઘડો નિજ પાપનો પરિપૂર્ણ રીતે ભરાય છે
ત્યારે તે ફૂટી જાય છે આખર ફજેતી થાય છે....

પછી ગમે તે થવાનું હોય તે થાય પહેલાં તો સદ્‌વિચાર પણ ન સુઝે. કોઇ સદ્‌વિચાર આપવા આવે તો એને ઉડાવી દે...

શીકંદર તો હતો તેવો ને તેવો જ રહ્યો. એને તો નવા નવા દેશ જીતી મહાન બનવાની એક લાલસા વળગી હતી. લાલસાને પોષવા તે તડામાર તૈયારી કરતો હતો.

: ઈ. સ. પૂર્વે ૩૨૭ માં સીકંદરે હિંદ પર ચઢાઈ કરી. હિંદને છોડી બલુચિસ્તાન પહોંચ્યો. ત્યાં આલિગ્ઝન શહેરમાં એનું શરીર ખુબજ શીથીલ થઈ ગયુ.

વૈદ્યો હકિમો દવા લઈને હાજર ઉભા છે મહા નક્ષત્રવાળી દવા પાય છે પણ સીકંદરને જરાપણ આરામ થતો નથી પાણીની જેમ ગાડા ચાલ્યા જાય છે.

**એનો ઉત્સાહ ઓગળી ગયો:**–બત્રીસ વર્ષની ભર યુવાવસ્થા છે. મહાન સીકંદરને હજુ ઘણી આશાઓ છે એની સામે એની રાણીઓ ટગર ટગર જોઈ રહી છે. સીકંદર અસહ્ય વેદનાથી પીડાઈ રહ્યો છે. આંખનો ખૂણો લાલ કરી સીકંદર કડક અવાજે બરાડી ઉઠ્યો.

અય દુષ્ટો! આજ તક મેરા વેતન લેકર તુમ જી રહે થે। મેરા નમક ખા કરભી આજ સબ વૈદ્ય–હકિમ નમકહરામ હો ગયે હો...અય પાગલ! તુમ પુકાર પુકાર કહતે થે કિ હમારે પાસ ઐસી દવાયાં હૈ કિ મુરદેકો ભી હમ જીન્દા કર સકતે હૈ તો મૈં જીન્દા હી હૂં. .મેરા ઇલાજ ભી તુમ લોક નહિ કિયા શકે! યા ખુદા! મેરી આજ હૈસીયત હોતી તો તુમ સબકા ગરદન માર દેતા. .

મૃત્યુ પથારીએ પોઢેલા સીકંદરના શબ્દો કેટલી વ્યથાને સૂચવે છે! મૃત્યુ ગમતું નથી જીવવાની ઝંખના ભરી પડી છે જગતને નાબૂદ કરનાર પણ તૈયાર છે પણ કર્મની કોર્ટમાં કોઈની અપીલ ન ચાલે

સીકંદરના શબ્દો સાંભળી એક ચાલાક હકિમ આગળ આવ્યો રાજાને શબ્દથી નહિ પણ કર્તવ્યથી તેણે સમજાવવા નિશ્ચય કર્યો.

વિશ્વવિજેતા સમ્રાટ સીકંદર! આપના ચરણોમેં યહ સેવક કુછ અર્જ કરતા હૈ...આપકો થોડી દેરકે લિયે હમ બહાર લે

જાના ચાહતે હૈ હમારા વિશ્વાસ હૈ કિ બહાર કી હવાસે આપકો કુછ આરામ હો જાયગા.

વળતી પળે બાદશાને વૈદ્યો ઉપાડી દૂરના જંગલમાં લઈ ગયા ત્યાં પર્વત પરથી મોટો પાણીનો ઝરો વહેતો હતો. શીકંદર અને બધા જ ત્યાં થોભ્યા. પેલા હકીમે આગળ આવી શીકંદરના હાથમાં એક નાની પડીકી આપી. પાણીમાં નાંખવા સૂચવ્યું શીકંદરે દવા પાણીમાં નાંખી કે તુરત જ પાણી પત્થર બની ગયું. શીકંદર આ આશ્ચર્યથી શમશમી ગયો.

જહાંપનાહ! હમારી દવાઈયાં તો વોહી હૈ જિસ મેં પાનીકો પત્થર બનાને કી હેસિયત હૈ વહ આપકા રોગ કો ન રોકે યહ હોના અસંભવ હૈ...હમ નહિ બલ્કે આપકે વિશ્વાસપરહી હમારા જીવન ચલતા હૈ કિન્તુ ખુદા કા ખોફ ઉતર ગયા હો વહાં લુકમાનજી ભી નાઈલાજ હો જાયેંગે! જહાંપનાહ! આપ કહે સો કરને હમ તૈયાર હૈ હમેં તો એક વિચાર સૂઝતા હૈ કિ અબ આપ ખૂદા કી બંદગી કરે!

આ શબ્દો સાંભળતાં જ શીકંદરનો વિજયી ઉન્માદ ઓગળી ગયો. યુવાનીનું ખમીર નષ્ટ થઈ ગયું. ભોગની લાલસા ભાગી ગઈ.

અહા! હા! હા! આજ સુધી પાપમાં જીવન વીતાવનાર શીકંદર ખુદાના દરબારમાં શો જવાબ આપશે! હજારોના પ્રાણ હરણ કરનાર સમ્રાટ મૃત્યુના મુખમાંથી પણ ન બચી શકયો!

એનું અંતર ઉકળી રહ્યું છે. પસ્તાવાનો પાર નથી. શીકંદરને પાછો પોતાના સ્થાને લાવવામાં આવ્યો. પણ આ વખતે પહેલાંનો શીકંદર હતો જ નહી. ગમગીન ચહેરે તે બધાંની તરફ જોતો હતો.

અખૂટ ધન!

રૂપ બજારમાંથી ખરીદેલી બેગમો!

હથીયાર બંધ લશ્કર!

વૈભવથી છલકતું જીવન!

દેશ દેશથી લાવેલી જાત જાતની સામગ્રી!

શું આ બધું છોડીને મારે જવાનું! જેણે સમગ્ર જગત પર જીત મેળવી તે મૃત્યુ પર જીત ન મેળવી શક્યો !

મૃત્યુને મારવું છે? કેમ મૃત્યુ પર જીત મેળવી અમર બનવું છે ને? આપણો પ્રયત્ન અમર બનવાનો છે પણ. અમર બનતાં પહેલાં મરણ મારવાના ઉપાયો શોધવા પડશે! એ ઉપાયોને આચરણમાં મૂકવા પડશે.

મૃત્યુનો મહાભય એવો છે કે એ પ્રત્યેક પ્રાણીને પીડે છે. મૃત્યુ નથી જેમનું ત્યાં આવવાનું જ છે. હવે તો એવો ઉપાય કરવો કોઈએ કે મૃત્યુ જ મરી જાય.

મહાપુરુષો અનેક કષ્ટો સહન કરીને પણ ત્યાગના પંથે કેમ વિચર્યાં તે જાણો છો ને? મૃત્યુ પર વિજય મેળવવા માટે, બીજા વિજયો મેળવ્યા છતાંય પરાજયની શંકા રહે. જ્યારે મૃત્યુનો વિજય એવો જ છે કે જેમા કદિ પરાજયની શંકા રહે જ નહિ.

શહેનશાહ સીકંદરની હવે આંખ ઉઘડે છે. એનાં જીવન પર નજર ફેરી પોતાના દુષ્કર્મોનો પશ્ચાત્તાપ થયો. એનું અંતર એને પોકારી કહેતું હતું. એના અંતરમાં પાપનો એકરાર બને છે નિર્દયી બાદશાહ આજથી સીકંદર પણ અનાસક્ત બનતા આવે છે. એનો બોલવાની શક્તિ નથી. આંખ ઉંચી કરવા જેટલી તાકાત નથી રહી છતાંય એનો અંતરનો ઉદ્ગાર જાણે રૂપે બહાર નીકળે છે.

જે એના ભોગનો સમય હતો. એજ સમયે મૃત્યુ આવી ઉભું રહે છે. વિશ્વવિજેતા બની જે જગતમાં સર્વસ્વ માણતા ફરતા હતા એજ સીકંદર મરણને શરણ થઈ રહ્યો છે.

કર્મનો કાયદો એટલે હોય છે. જે સમયે આયુષ્યની દોરી તૂટી તે ટાઈમે જ આંખો બંધ થઈ જવાની.

મૃત્યુનાં મુખમાં જકડાઈ રહેલો શહેનશાહ શીકંદર જગતને બોધ આપતો જાય છે. તે વિચારે છે કે–મારી જેમ બીજા પણ પોતાના બાદશાહી જીવનમાં અમન ચમન ઉડાવવાના કોડ સેવી અંતે ઝંખવાણા ન પડે માટે હું કંઈક કરતો જાઉં

**શીકંદરના ચાર ફરમાનો:** — મૃત્યુના મુખમાં પડેલો શીકંદર અંતિમ ફરમાનો કરે છે કે–

મારા મરણ સમયે બધી મિલ્કત અહિં પધરાવજો,
મારી નનામી સાથ કબ્રસ્તાનમાં પણ લાવજો.
જે બાહુબળથી મેળવ્યું તે ભોગવી પણ ના શકયો,
અબજોની મિલ્કત આપતાં પણ એ શીકંદર ના બચ્યો.

મારા વ્હાલા સામંતો! અમીરો! ઉમરાવો! સાંભળો જરા સાંભળો! હું જ્યારે મરી જાઉં ત્યારે ધનના ખુલ્લા ભંડારો મારી નનામી સાથે કબ્રસ્તાનમાં તમે લઈ આવજો. આ હું જગત વિજેતા શીકંદર તમને ફરમાન કરૂં છું.

જગતને જાણ થશે કે–જે મેં મારી ભુજાબલથી મિલ્કત ભેગી કરી હતી. હિરા માણેક મોતી પુખરાજ પ્રવાળ ઉત્તમોત્તમ રત્નો... અરે! અબજોનું ઇનામ આપવા છતાં કોઇ ઓલીયો! કોઈ પીર, કોઇ ફકીર, કોઈ ભગવાનનો દૂત શહેનશાહ શીકંદરને ન બચાવી શક્યો.

અને શીકંદર આજે પોતે મેળવેલી લક્ષ્મી છોડી જગતમાંથી વિદાય થઇ રહ્યો છે...અરે! ભૂલે ચૂકે તમે આવું ના કરશો. વિશ્વ વિજેતાને પણ જો મૃત્યુએ ન છોડયું તો બીજા કોને છોડવાનું હતું માટે...આજથી સાવધ થજો...

મૃત્યુનો મહાભય તો જગતના જીવો પર સર્વથી રહ્યો છે. એમાંથી કોઈક વિરલ વ્યક્તિ જ ઉગરી શકે.

જબ તુમ આયે જગતમેં જગત હસત તુમ રોત
અબ કરણી ઐસી કરો તુમ હસત જગ રોત .

જ્યારે જગતમાં આપણે આવ્યા ત્યારે જન્મના મહાદુઃખથી આપણે તો રડીજ રહ્યા હતા પણ જગત જન્મની ખુશાલીમાં આનંદ મનાવી રહ્યું હતું હવે તો એવી કરણી કરો કે આપણા મૃત્યુ વખતે જગત રડતું રહે અને આપણે હસતા હસતા જતા રહીએ.

આવું ક્યારે બને? જીવનને સુકર્મોની સાધનાથી સાર્થક બનાવ્યું હોય ત્યારેજ ને? બાકી તો ઘણા જન્મે છે, ઘણા મરે છે. જગતને એની ક્યાં પડી છે?

જેણે ઉત્તમ રીતે જીવન વીતાવ્યું છે એને મૃત્યુનો ડર હોતો જ નથી જ્યારે કાયર માણસો, નિર્બલ માણસો, પોતાના મૃત્યુ પહેલાં ઘણી વખત મરી ચૂક્યા હોય છે.

મરવાનું તો નિયત થયું છે પણ...મરણ સુધરે એના માટે આજથી તૈયારી કરી રાખો...પછી સુખેથી લલકારજો કે–અમારે આજે મૃત્યુ થાય કે કાલે, અમને એની પરવાહ નથી

હસી મૃત્યુ મુખે ધસવાનું જ છે,
ધસી મૃત્યુ મુખે હસવાનું જ છે ..

આત્મનિરીક્ષણ કરતાં શીખો :–કર્તવ્યની પ્રથમ તપાસના આજે સહુને લાગી જશે કે–ખોટી બાબતોમાં, દંભીપણામાં, જગતને ઠગવામાં આજ સુધી જીવન વિતાવ્યું છે. પરોપકાર, દયા, દાક્ષિણ્ય જેવી ચીજો તો કેવળ વાતોમાંજ રહી ગઇ છે. શાંતિ ક્ષમાના સંદેશો આપતા હોય, ભોળી જનતાને ભોળવી કુમાર્ગે ચડાવતા

હોય. અનીતિનું આચરણ કરાવવું હોય. એ બધું જેના માટે સહેલું બન્યું છે. એને મૃત્યુ વખતે સંતોષ શાનો હોય?

ગમે તે રીતે ગમે તે ઉપાયે પણ સ્વાર્થને પોષવા ખાતર ધનને ભેગું કરવા ખાતર અમૂલ્ય જીવનની આહુતિ અપાતી હોય. ત્યાં સત્કર્ત્તવ્યનો સંદેશ શું અસર ઉપજાવી શકે!

આર્ય દેશ એટલે ઉત્તમતાની ખાણ!
મહાપુરુષોથી પવિત્ર થયેલી પૃથ્વી!
સદ્ધર્મની સાધના કરવાનું અનોખું સ્થાન!

પણ...એ સ્થળ એ ઉત્તમતા આજે કઈ દશાએ પહોંચ્યા છે? **હવે તો એવા પાકયા છે કે મહાપુરૂષોને લાંછિત કરતાં પણ એમને ડર ન લાગે. પોતાના ભોગ, વિલાસ, લાલસાને પોષવા ખાતર પવિત્ર પુરૂષોને પણ બદનામ કરતાં વાર ન લાગે...આવી આર્યાવર્તની દશા?** જોતાં હૈયું હચમચી જાય છે. અંતર ઉકળી જાય છે. જ્યાં ત્યાગની બોલબાલા હતી ત્યાં જ વિલાસનાં તાંડવ ખેલાઈ રહ્યાં છે...નીતિનો સર્વથા નાશ કરી અનીતિમાં આજનો માનવી પગરવ માંડી રહ્યો છે...

આ બધી જનરલ વાતો થાય છે એટલે એમ ન માનશો કે હું આજે આક્ષેપ આપી રહ્યો છું. પણ સત્ય વસ્તુનું ભાન કડક શબ્દો દ્વારા કરાવવું જ જોઈએ એમ મને લાગે છે. માટેજ આજે આટલું કહી રહ્યો છું.

ચારે બાજુ રાગની આગ સળગી રહી છે...ભડકતી આગમાં પતંગીયાની જેમ ભાન ભૂલેલો ભોળો માનવ ઝંપલાવી રહ્યો છે. આજના માનવની શારિરિક–માનસિક વાચિક બધી જ શક્તિઓ હણાઈ રહી છે.

દિવસે દિવસે નકલી ભભકા વધ્યા. શરીરનું ઑજસ ઘટતું ગયું તો પફ, પાવડર, સ્નો વિગેરે ચીજોથી પણ નકલી ઓજસ ઉછીનું લેવાના પ્રયત્નો થાય છે.

આજના કુસંસ્કારોનું વાવેતર ભવિષ્યમાં ક્યાં હશે નહિ ચખાડે ! કણુંકણું ચેતી જજો. સમય છે. સાધન છે. સંયોગો છે.

ઠગારી નકામી દેખાતી ભભક પાછળ જીવન ખર્ચવામાં કદિ કોઈ આનંદ મેળવી શક્યું નથી.

માનવતાનું લીલામ આપણે હાથે ન થાય તેના માટે આજથી આત્મનિરીક્ષણ કરવાની તૈયારી કરી રાખજો. ગજવીગીમાં સુકર્તવ્ય અને કુકર્તવ્યનાં જમા ઉધારનાં ખાતા મુકી નોંધ કરજો દુનીયાને દેખાડવા ખાતર નહિ. પણ પોતાના આત્માને સમજાવવા ખાતર કુકર્તવ્યથી દૂર ખસવા ખાતર...

મરણ સમયે એ ડાયરી સામે હશે તો ઘણો ઘણો બોધ મળશે. પળે પળે દુષ્કર્તવ્ય કરતા વિચારણા આવશે. કુકર્તવ્યથી પાછા હટવાની પ્રેરણા આપશે.

શીકંદરનું પહેલું ફરમાન ઘણું ઘણું સમજવી જાય છે. આપણી વાત માનવતાના મુલ્યાંકનની ચાલી રહી છે. એમાં બીજા પગથીયા પરની આ વિચારણા ચાલી રહી છે.

ધન વધ્યું, આબરૂ વધી, અધિકાર વધ્યો, કુટુંબપરિવાર સેવા કરનાર મળ્યો હોય મિત્ર સરકલમાં સારું માન મળ્યું હોય એટલા માત્રથી મૃત્યુંજય નથી બની જવાતુ

જનમ, જનમનાં પાપો ધોવા માટે મહામૃત્યુ પર વિજય મેળવવા માટે મહા કષ્ટો સહવા પડે છે.

ખાવત પીવત મોક્ષ જો માગે તે જટમા શીરદાર

શીઘ્ર ઉધારનાં હિતસુખ જાણી જતુ હોય તો "આપુ કા સ." પર બધા જ તુટી પડત પણ અરે તો કમનો કાયદો છે કર્મ શાસનમાં કોઈ ખૂપણાની ચલાવવા ચાહેતો ચલે જ નહિ

ગોડ સ્ટેન્ડ ખુરશી ગોદીના વૈભવ બધા વિણશીજશે
કાં કાષ્ઠમાં કે કબર પર બિસ્તર પ્રધર તારો થશે.
વોરંટ વનટે આવશે આણ ચિંતવ્યું યમરાજનું.
છે કાયદો કર્મરાજનો નથી રાજ પોપા બાઈનું....

પોપાબાઈના રાજમાં ગમે તે ચાલે પણ કર્મના રાજ્યમાં રાજા કે રંક ધનવાન કે ગરીબ યોગી કે ભોગી, ત્યાગી કે રાગી કર્મના કાયદા કોઈના માટે અલાયદા છે જ નહિ.

કર્મથી ઘેરાયા ન હો રોગો તમારી પર જુલ્મ ગુજારતા ન હોય. શારીરિક શક્તિ વિકસિત હોય ત્યાં સુધી મૃત્યુંજય બનવા મહેનત કરજો. કર્મનો ભોગવટો જે વખતે ચાલુ હોય તે વખતે વિચાર કરવા જવાથી કશું જ નહિ વળે.

શીકંદરનું પહેલું ફરમાન જોયું. ધનની અનિત્યતાનું, નશ્વરતાનું તમને આટલાથી જ જ્ઞાન થઈ ગયું હશે.

**બીજું ફરમાન** :–હવે શીકંદર બધાંને ચોંકાવનાર બીજું ફરમાન બહાર પાડે છે.

મારું મરણ થતાં બધાં હથીયાર લશ્કર લાવજો.
પાછળ ગેહે મૃતદેહ આગળ સર્વને દોડાવજો
આખા જગતને જિતનારું સૈન્ય પણ રડતું રહ્યું.
કાળ દળથી ભૂપાળને કોઈ છોડાવી નવ શક્યું....

શીકંદર શું કહે છે? હું જ્યારે મરણ પામું ત્યારે હથીયારબંધ લશ્કરને મારા મૃતદેહ સમીપ લાવજો...મર્યા પછી હથીયારબંધ લશ્કરને શું કરવું છે? શું હજુ શીકંદરના મૃતદેહને પણ લડવાનો શોખ રહી ગયો છે!

બાદશાહની નનામી વૈદ્યો ઉપાડે એ શોભારૂપદ છે ? એક બાદશાહ થઈને આવું ફરમાન કરે છે. તમને આશ્ચર્ય નથી થતું. આ તો કશું જ આશ્ચર્ય નથી બાદશાહની આંખ ઉઘડી છે. અને બીજાની પણ એ આંખ ઉઘડાવવા માગે છે બાકી જગતના મહા આશ્ચર્યનું વર્ણન એક કવિએ પોતાની ભાષામાં કર્યું છે જે જાણવા જેવું છે.

અહ્નિ અહ્નિ ભૂતાનિ, ગચ્છન્તિ યમમંદિરમ્ ।
અપરે સ્થાતુમિચ્છન્તિ, કિમાશ્ચર્યમતઃ પરમ્ ॥

રોજ રોજ માણસો યમાલયમાં જાય છે. એ નજરે જોવા છતાં પણ બીજા જોનારા કાયમ રહેવા ઇચ્છતા હોય. મરણ પામવાના જ નથી. એમ માનતા હોય. એનાથી બીજું કોઈ મોટું આશ્ચર્ય જગતમાં નથી.

અહિં જો પૂછવામાં આવે કે...કોઇને મરવું છે ખરૂં ? તો શો જવાબ મળે.

સભા—નથી જ મરવું...

બસ તમારા મુખેથી જવાબ આવી ગયો મીનીટ મીનીટના પ્રયત્નો થાય છે જાણે અમરતાને લઈને આવ્યો હોય તેવા ? જરા નરમ ગરમ થવાય કે તુરત જ ડોક્ટરને બોલાવી દવા ચાલુ કરી લઈએ. એક ડો. થી સારું ન થયું તો બીજા.

બીજા નહિ તો ત્રીજા. એમાંય અમદાવાદમાં ક્યાં ડોક્ટરોનો તોટો છે. એ દવા. વિગેરે ક્યાં સુધી...કામ આપશે. જયાં સુધી આયુષ્ય હશે. પુણ્ય પ્રબલ હશે ત્યાં સુધી...જે સમયે આયુષ્યની દોરી તુટી ગઈ તે સમયે. ગમે તેવા મંત્ર યંત્ર કે તંત્રના પ્રયોગો...કિંમતીમાં કિંમતી દવાઓ. બધું જ નકામું નીવડવાનું

બાંધી હથેલી રાખતા જીવો જગતમાં આવતા.
ને ખાલી હાથે આ જગતમાં સહુનજી ચાલ્યા જતા
યૌવનફના જીવનફના જર ને જમીન પણ છે ફના
પરલોકમાં પરિણામ મળશે. પુણ્યનાં ને પાપના.

જ્યારે જન્મ થયો ત્યારે બાંધીમુઠી રાખીને બધા જ આવ્યા હતા...અર્થાત્ એ વખતે લઈને આવ્યા હતા મરણ વખતે બધું જ મૂકી ખાલી હાથે બધા જ ચાલ્યા જાય છે. યૌવન પણ નકામું છે. યુવાનીના ઉન્માદમાં ઉમળકાભેર જગતમાં ભમતા યુવકોને ધ્યાન પણ હોતું નથી કે—અમારા પર મૃત્યુ ઝઝૂમી રહ્યું છે...જીવન પણ ફના છે પૈસો અને જમીન બધું જ નકામું છે.'.પરલોકમાં કેવળ પુણ્ય અને પાપનું પરિણામ—ફળ મળવાનું છે. જેવું કર્યું હશે તેવું ફળ ભોગવવું જ પડશે

જે પુણ્ય. પાપ. પરલોક જેવી કોઈ પણ ચીજમાં કદિ નહિ માનનાર બાદશાહને આજે બધું જ માનવું પડે છે..બાદશાહ મુસલમાન હોવા છતાં અંત સમયે એની આંખ ઉઘડી જાય છે...બાદશાહ બત્રીશ વયની ઉમરે આશા ભરી બેગમો, ધનવૈભવ. રાજ્યપાટ બધું છોડી રવાના થયો..પણ...એનો બોધ હજુ તમારી નજર સામે તરવરી રહ્યો છે...હવે તો તમને એમ થતું હશે કે. આજ સુધીનું જીવન એળે ગુમાવ્યું...માનવતા વિહીન બની દાનવતાને અપનાવી...પણ... આજથી હવે અમે તૈયાર રહીશું.

સુકૃતની સાધનામાં જ જીવન વીતાવશું. કેમ આવો નિશ્ચયતો. તમે બધાં એ કરી જ લીધો હશે? ન કર્યો હોય તો હવે કરી લેજો.

**શું સાથે લઈ જશો?** :—ધન મેળવવા. પરિવારને પોષવા. તમે તનતોડ મહેનત કરો છો પણ...તમારી સાથે શું લઈ જશો...? એનો તમે કદિ વિચાર કરો છો?

એક શેઠ ભારે કંજુસ હતા. કોઈ વખત ક્યાંય પણ દાનની વાત આવે તો તે દશ ગાઉ દૂર ભાગે. પૈસા ખૂબ જ હતો ખાનાર કોઈ ન હતું...ત્યાંય મમત્વ એવું મજબૂત કે ચમડી આપી દે પણ દમડી તો ન જ આપું ..

કૃપણના કાકા એવા શેઠને સમજાવે પણ કોણ?

ઉપદેશો હિ મૂર્ખાણાં પ્રકોપાય ન શાન્તયે ।
પયઃપાનં ભુજંગાનાં, કેવલં વિષવર્ધનમ્ ॥

મૂર્ખ માણસને ઉપદેશની ઉલટી જ અસર થાય છે. સુંદર ઉપદેશ પણ એમને ખરાબ લાગે છે. શાન્ત કરવાને બદલે કોપને વધારે છે...દૂધ પુષ્ટિકારક છે ઉત્તમોત્તમ છે પણ એ સર્પને પાવામાં આવે તો શું થાય? ઝેર બની જાય. તેવી જ રીતે મૂર્ખ માણસને ઉપદેશ ઉંધો પડે છે. આ શેઠની પણ આવી સ્થિતિ છે!

ઘણા સંત મહંત ત્યાગી તપસ્વી શેઠને સમજાવવા ગયા.. શેઠ તો મનમાં હસતા હસતા બબડતા. આ બધા મારી પાસેથી ધન લુંટવા આવે છે. પણ એમને ક્યાં ખબર છે કે— આ બધા બધાંને ભરમ લગાવી જાય તેવા છે

ધનનો વ્યામોહ શું કરે છે? એ પણ એક સમજવા જેવી દાસ્તાન છે. પૈસાને પરમેશ્વર માની એની પાછળ જીવનની પ્રત્યેક ક્ષણોને બરબાદ કરનારે પ્રાણી પ્રભુતામાં પદાર્પણ કદિ ન કરી શકે. એ તો પામર બનીને જ જીંદગી વીતાવવાને જાણે સર્જાયો હોય છે. એની આંખ તો ધનને જોઈને જ નાચતી હોય છે.

એક વખત ગામમાં એક મહાન સંત પધાર્યાં. લોકોએ શેઠની કૃપણતાની વાત કરી. સંતે વ્યાખ્યાન વાણીમાં જણાવ્યું.

"કર્મણ કી ગત ન્યારી, કેમ પામી શકે સંસારી"

ભાઈઓ ! અનાદિકાલથી વ્યામોહતો વળગેલો જ છે. એ વ્યામોહમાં જ પાગલ માનવ આનંદ માને છે. અખૂટ આનંદના ઓળા એની આંખ સામે નર્તન કરતા હોય છે. પણ...એક સમય એવો આવે છે કે એનો આનંદ અસ્ત થઈ જાય. હર્ષ વિષાદમાં ફરી વળે. એણે માની લીધેલું સુખ ભ્રામક સાબીત થઈ જાય.

સંસારમાં વસતા પ્રાણીઓની વાત જ ન પૂછશો. છતાંય અમારાથી કોઈનો ઉપકાર થાય તો સારું...આજે શેઠજીને અહિં બોલાવી લાવજો.

સંતની આજ્ઞાથી એક માણસ શેઠજીને તેડી લાવ્યો.

સાધુ સંતોને મળી શેઠ પણ રીઢો થઈ ગયો હતો. એના મનમાં નિશ્ચય હતો કે આ સંત બસ ધનનો વ્યામોહ ઉતારવાની જ વાતો કરવાના. પણ...એ વાયડી વાતો સાંભળે એ બીજા. આ વખતે તો એવું શેકડું પરખાવી દઉં કે પછીથી મને ઉપદેશ આપવો જ આ ભક્તશિરોમણિઓ ભૂલી જાય.

વિચારમાં ને વિચારમાં જ શેઠ સંત પાસે પહોંચ્યા.

સંતે શેઠને આવકાર આપ્યો. આડી અવળી વાતો થઈ. છેવટે શેઠ ઉઠવાની તૈયારી કરતા હતા તે વખતે સંતે જણાવ્યું !

શેઠજી ! આ એક ચીજ તમને આપું છું. આ છે નાની સોય મારી યાદ તરીકે જીંદગીભર જાળવજો. અને મરો ત્યારે પરભવમાં સાથે જ લઈને જજો. કેમ આટલું તો તમારાથી બનશે ને ? મારા અને તમારા પરિચયની આ એક નીશાની છે.

આ સંત ઉસ્તાદ નીકળ્યા. ઉપદેશ ન આપ્યો એટલે શેઠને ગમી ગયા. સંતની વાત સહર્ષ સ્વીકારી શેઠજી ઘેર ગયા. પોતાની પત્નીને બધી વાત જણાવી.

પત્ની સંતની યુક્તિ સમજી ગઈ. તેણે ધીરે રહી પતિને પૂછ્યું ! પતિદેવ ! આજ સુધી તમે કેટલાને સ્મશાનમાં મૂકી આવ્યા ?

શેઠનો જવાબ સાંભળી સંતે આછું સ્મિત કર્યું.

શેઠ મૂઢ ભાવે સંતને જોઈ જ રહ્યા.

ધીરે રહી સંતે ઉચ્ચાર્યું ! શેઠજી ! આ નાની સોય પણ તમે સાથે નહિ લઈ જઈ શકો તો ધનના ભંડારો જર જવાહર દાગીના વિગેરેનું શું થશે ?

સંત શેઠની ઉલટી તપાસ કરતા હતા. શેઠ આબાદ રીતે સંતના શબ્દોમાં સપડાતા હતા.

બાપજી ! એ તો કોઈ સાથે લઈ જઈ ન શકે ! હું તો શું મારાથી મોટા મોટા રાજવીઓ પણ આ બધું છોડીને ચાલ્યા ગયા પછી બીજાની વાત જ શું પૂછવી ?

કેવી સુંદર મઝાની વાત ! જે વ્યામોહમાં ગળાડૂબ થયેલો છે એજ વાતો કરવામાં કેટલો હોંશીયાર ! મોટી મોટી વાતો થતી હોય પણ...કર્તવ્યના ટાઇમે હૃદયમાં કશું જ રહે છે ખરું ?

સંત શેઠની વાત સાંભળી રહ્યા...સંતે જવાબ વાળતાં જણાવ્યું શેઠજી ! તમે તો આવું સમજો છો. જાણો છો. વિચાર કરી શકો છો. છતાંય ધન ભેગું કરવાની લાલસામાંથી ઉંચા નથી આવતા ! દાન ભોગ અને નાશ એ ત્રણ ગતિ ધનની છે. દાન અને ભોગ જે ન કરી શકયો. એનું ધન નાશ તો જરૂર પામવાનું છે. અઢળક સંપત્તિ તમને મળી છે. તો દાનનો પ્રવાહ જગતમાં કેમ વહેવા નથી દેતા ? શું સાથે લઈ જશો ! સોય પણ સાથે નહિ આવે તો પછી ધનના ઢગલા તમારી સાથે થોડા જ આવવાના હતા.

ખોટી મૂર્છા રાખનાર ધનના ઢગ પર મરીને સાપ થાય છે. એની પાસે આવનારને તે ફુફાડા મારે છે. શેઠજી ! શું તમે આ મહામૂલો માનવ અવતાર એળે ગુમાવવા ચાહો છો. પ્રભુનું ભજન દૂર રહ્યું. ભજકલદારનું ભજન કરી કઈ ગતિમાં જશો ? હજુ

અવસર છે...સાચું સમજાયું હોય તો કર્તવ્યમાં ઉતારવા આદર કરજો.

સંતના શબ્દો શેઠના હૃદય સોંસરા ઉતરી ગયા. તુરત જ ધનને સન્માર્ગે વાપરી પાપથી દૂર થવા પ્રયત્નશીલ બની ગયા. ધનની મૂર્છા ઓછી થઈ ગઈ. દાનમાં ધનનો સદુપયોગ કરી શેઠ નિશ્ચિંત બન્યા.

હવે તમે તમારા અંતરને પૂછી જોજો કે વિશ્વવિજેતા સીકંદર પણ ભર યુવાનીમાં ભોગ સામગ્રીને છોડી જગતમાંથી આયુષ્ય પૂર્ણ થતાં વિદાય થઈ ગયો. જ્યાંય એ ને એનો આત્મા જાણે. એને સાચું સમજાયું. જગતને સાચું સમજાવતો ગયો.

પણ...આપણી શી દશા થશે? આપણી તો એક ખાસિયત થઈ પડી છે કે કંઈ હોય તો ગમે તે પાપનો ટોપલો ભગવાનના માથે ધરી દઈએ.

**ઈશ્વરને એજન્સી અપાઈ નથી:**—પાપ કરવું છે આપણે દુઃખના ભોગવટાના સમયે ઈશ્વરને દોષ આપવો એ ક્યાંનો ન્યાય? ઈશ્વરને સુખદુઃખના એજન્ટ બનાવી દીધા છે. ઈશ્વર તો કર્તા નથી હર્તા નથી. સૃષ્ટિ અને સંહાર રક્ષણ અને ભક્ષણ એ ઈશ્વરનો વિષય જ નથી.

ઈશ્વર તો માત્ર સ્વ-પરમાત્માનંદમાં રમી રહ્યા છે જગતના કોઈ પ્રત્યે એને રાગ નથી કે દ્વેષ નથી. રાગ-દ્વેષ હોય તો જ એકને સુખી બીજાને દુઃખી ઈશ્વર બનાવી શકે. જેને રાગ-દ્વેષ નથી કર્મ રહિતનો જે કેવળ આત્મા જ છે એવા ઈશ્વરને આપણાં કર્મમાં નિમિત્ત રૂપ માની ખરેખર! ઈશ્વરીય તત્વની આપણે વગોવણી કરીએ છીએ.

તમે કહેશો કે ઈશ્વર કર્મના આધારે પ્રાણીઓને સુખદુઃખ દે આપે છે તો એની સામે અમારો તો જવાબ સીધો જ છે.

કર્માપેક્ષઃ સચેત્તર્હિ; ન સ્વતંત્રોઽસ્મદાદિવત્ ।
કર્મજન્યે ચ વૈચિત્ર્યે કિમનેન શિખંડિના ॥

કર્મની અપેક્ષા એ ઇશ્વર શુભાશુભ ફળ આપે છે. એમ કહેશો તો ઇશ્વર સ્વતંત્ર તો રહ્યો જ નહિ. કર્મજન્ય વૈચિત્ર્ય જગતમાં બધા જ માને છે, તો વચ્ચે ઇશ્વરને કારણ રૂપ માની શુદ્ધ તત્ત્વને દોષિત કરવાની જરાયે જરૂર નથી.

આજે તો વાત વાતમાં બોલી જવાની આદત બની ગઇ છે, જો સારું કામ થયું હોય તો તે પોતાની હોંશિયારીના પરિણામે જ થયું છે. જો ખોટું થયું હોય તો "ઇશ્વરેચ્છા બલીયસી" બોલી ઇશ્વરનો દોષ કાઢવામાં આવે છે.

આપણી તો મૂળ વાત એ છે કે—જે જે પાપકર્મો આપણે કરીશું એનો ભોગવટો આપણે જ કરવાનો છે.

યથા ધેનુ સહસ્રેષુ; વત્સો વિન્દતિ માતરમ્ ।
તથા પૂર્વકૃતં કર્મં કર્તારમનુધાવતિ ॥

જેમ હજારો ગાયોના ટોળામાંથી પણ વાછરડું પોતાની માતાને શોધી કાઢે છે. તેવી જ રીતે પૂર્વકાલમાં કરેલું કર્મ કર્તાની પાછળ ચાલ્યું જાય છે. અને જે કર્મ બંધાયું છે તે ભોગવ્યા સિવાય છૂટકો જ નથી.

હજુ તો સારી સ્થિતિમાં જીવી રહ્યા છો. ખાવા પેટ પૂરતું અન્ન પહેરવા વસ્ત્ર પૂરતાં તમને મળી જાય છે. પણ જ્યારે કર્મનો ભોગવટો ચાલુ હશે. તીવ્ર પાપ ઉદયમાં આવ્યા હશે તે વખતે ભગવાનનું નામસ્મરણ પણ ક્યાંથી યાદ આવશે?

અનન્ત જ્ઞાની મહાપુરુષો માનવ જન્મની મુક્ત કંઠે પ્રસંશા કરે છે. ઘણા ઉત્તમ દેવગતિમાં ગયેલા આત્માઓ પણ માનવ જન્મ

પામવા માટે તલસી રહ્યા હોય છે. તમને તો અમૂલ્ય ચિંતામણિ હાથમાં આવી ગયો છે.

વ્યામોહના અંચળાને દૂર ફગાવશો જ્ઞાનીઓના ઉપદેશ તરફ દૃષ્ટિપાત કરશો તો જરૂર માનવતાનું સુંદર મૂલ્યાંકન તમારી મેળે કરી શકશો.

બાકી તો કુંભારના હાથમાં અમૂલ્ય રત્ન આપી એની કિંમત કરાવા માંગો તો થઈ શકે ખરી? કુંભારની બુદ્ધિ રત્નને માપી શકે ખરી?

**સ્વાર્થની નજરે જ્યાં સુધી જગતને માપતા રહેશો. પોતાની જ ઇચ્છાઓને પૂરી પાડવા મહેનત કરતાં રહેશો ત્યાં સુધી માનવતાનું મૂલ્યાંકન તમારા હાથે કદિ થઈ શકશે જ નહિ કરવા બેસશો તો બુદ્ધિ જરૂર મારી ગઈ હશે!**

મહાનુભાવો! પ્રત્યેકપળ આપણી સામે અતુલ બલ લઈ ઉપસ્થિત થાય છે મોહની નિદ્રામાંથી જાગૃત કરવા આપણી સામે સમય દંડ પીટી રહ્યો છે.

દિવસે દિવસે ઉચ્છૃંખલ વાતાવરણ સમાજમાં સતત વધતું જાય છે. જ્યાં નજર કરશો ત્યાં ભડકે બળતો અંગાર તમારી નજરે આગે તરવરતો હશે. ફરીને બેસવાનું સ્થાન ક્યાંય શોધ્યું નહિ જડે માટે સાવચેત થઈ જાઓ.

વિજળીના ચમકારાની જેમ આયુષ્ય પૂરું થશે અનંત આશા એના અંતર હૃદયમાં અકબંધ પડ્યા રહેશે અંત સમયે સાથે કંઈ ન પરવાની તમન્ના જાગશે પણ **કાળની ખંજરી હાથમાં ઝીંકાયા પછી બધું જ નકામું ગણાશે.**

નિરાશાનો ઉલ્કાપાત અંતરને બાળતો હશે. શરીર જ્યારે બન્યું હશે મરવાની આશાએ જીવવાનું બાકી હશે. તે સમયે આ. ભગ

વિચારો મૂર્ખતામાં ખપશે. માટે. આજથી જીવનમાં નક્કી કરજો કે...ધનનું મમત્વ અમારે ન જોઇએ. પારકા ધનને તો અમે પથ્થર ગણીને જ જગતમાં પગ મૂકીશું.

માનવતાના મૂલ્યાંકનનાં બે પગથીયાંની વાત પૂરી થઇ હવે ત્રીજા પગથીયાની વાત ઉપર આપણે આવીએ.

**પોતાની સમાન બીજા જીવોને ગણો:**—"આત્મવત્સર્વ ભૂતેષુ" નો અર્થ છે.

"મુજ સર્વકાળે સર્વ જીવમાં આત્મવત્ બુદ્ધિ હજો."

મને સુખ પ્રિય છે. દુ:ખ અપ્રિય છે. મને મરવું ગમતું નથી. જીવવું ગમે છે. તેવીજ રીતે કીડીથી માંડી કુંજર સુધીના બધા જ જીવોને જીવવું ગમે છે. કોઈ પણ નાનામાં નાના પ્રાણીને જરા પણ દુ:ખ ગમતું નથી. દુ:ખ ગમે પણ ક્યાંથી? આત્મત્વની દૃષ્ટિએ મારો અને એનો બંને આત્મા સમાન જ છે.

મને કોઈ થપ્પડ મારે તો હું કેવો લાલ પીળો થઇ જાઉં છું? ચપ્પુ મારી સામે ધરે તો! મને કોઇ મારવા પ્રયત્ન કરે તો! ભય વિહવલ બની જઈ હું ગમે તે રીતે પણ મરણમાંથી બચવાના જ ઉપાય શોધું!

તો પછી બીજા જીવો પ્રત્યે મારે સહાનુભૂતિ ન બતાવવી જોઇએ?

આપ સમાણા સઘળા જીવ લેખવીએ મન શુદ્ધે સદૈવ ।
આપણ મરવા નવ હેડીએ તો બીજાને કેમ દુહવીએ ॥

પોતાને જીવવું હોય અને બીજાને જીવનથી દૂર કરવા હોય. એના જેવું જગતમાં મહાપાપ બીજું કયું છે? **આત્મત્વ ભાવની જ જ્યાં ખામી હોય ત્યાં સાચો સમભાવ કદિ ન પ્રકટી શકે.** "આત્મવત્ સર્વભૂતેષુ" એ વાક્યનો પ્રચાર ખૂબ વધી પડયો છે. સાથે સાથે એને આચારણમાં મૂકવાનું ભૂલાતું જવાય છે. અને આજે

તો આર્યાવર્તમાં અહિંસાને બદલે હિંસા વધતી જાય છે. એ હિંસાને ઉદ્યોગના સૂકીયાણા ચઢતો પાછળ હેતુ ન૫ આપવામાં આવે છે. આ પણ એક અન્યાયથી ભરેલું ગણાય ને?

ભારત એટલે અહિંસક દેશ ગણાય, શાન્તિપ્રિય દેશ ગણાય. એના ઉચ્ચ સિદ્ધાંતોને બીજા દેશો આદર્શ તરીકે માનતા હજુ પણ માને છે. પણ ભારતનું કલેવર દિવસે દિવસે બદલાતું જાય છે. જે મહાપુરુષો અહિંસા, સત્ય, સદાચારના બળે ભારતમાં અમર બની ગયા. એજ મહાત્માઓના પુનિત નામ હેઠળ આજના સ્વચ્છંદીઓ હિંસાને ઉત્તેજન આપનારા કામ કરી રહ્યા છે.

ઈશ્વરદીની નદીઓને બદલે માણસે રુધિરની નદીઓ વહી રહી છે.

શાન્તિને બદલે અશાન્તિ, સુખને બદલે દુઃખ વધતું જાય છે. હિંદુસ્તાનમાં કેટકેટલી ઘોર હિંસાઓ થઇ રહી છે. જે ગાયને હિંદુઓ માતા માની પૂજે છે, એની જ આજે કતલ થઈ રહી છે. વાનરોની પરદેશનીકાશ કરી સરકાર કમાણી વધારી રહી છે. મત્સ્ય ઉદ્યોગનું કામકાજ આગળને આગળ વધી રહ્યું છે. બીચારાં મૂંગાં પશુઓનું ઘોર બલિદાન, જાહેર કતલખાનાં આ બધું શું ભારત દેશને શોભાસ્પદ છે? હિંદુસ્તાનની આબરૂ વધારનાર છે? ગીતાજીમાં તો સ્પષ્ટ શબ્દોમાં બતાવી દીધું છે કે—

યાવન્તિ રોમકૂપાણિ પશુગાત્રેષુ ભારત! ।
તાવન્તિ વર્ષલક્ષાણિ પચ્યન્તે પશુઘાતકાઃ ॥

જેટલાં પશુના શરીર પર રોમ હોય છે, તેટલાં લાખ વર્ષ પશુને મારનાર નરકમાં વેદના ભોગવે છે. નરકની ઘોર યાતનાને સહન કરે છે.

શૉ' નો જવાબ સાંભળી બધા જ સમસમી ગયા.

એક વિદેશી વ્યક્તિ પણ કેવો આદર્શ ખડો કરી શકે છે. જ્યારે આજના આપણા નવ જવાનો તરફ દૃષ્ટિપાત કરીએ ઉચ્ચ કેળવણી લઈને તૈયાર થયેલા તેઓની તો દૃઢ માન્યતા હોય છે કે—જગતમાં ઉડવાનો "પાસપોર્ટ" અમને જ મળ્યો છે. બીજાને નહિ.

એજ બર્નાડ શૉ' ૯૨ મા વર્ષે જ્યારે માંદગીને બીછાને પડ્યા છે. એના શ્વાસોચ્છ્વાસની અંતિમ પળો ચાલી રહી છે. ડૉક્ટરોએ આવી શૉ' ને જણાવ્યું કે શૉ' જો થોડું પણ માંસ ખાય તો બચી શકે તેમ છે.

ત્યારે મક્કમતાથી બર્નાડશૉ'એ જણાવી દીધું કે મારી સ્થિતિ ઘણી ગંભીર છે માંસ ખાવાથી બચી શકીશ એવું મને જણાય છે છતાં ય માંસ ખાવા કરતાં મને મરવું વધુ પસંદ છે. મારા મૃત્યુ પછી કોઈ શોક ન કરે. પણ પક્ષીઓ ઉલ્લાસથી એવી વ્યક્તિનું સન્માન કરે કે જેણે માંસ ખાવા કરતાં મૃત્યુને વધુ પસંદ કર્યું હતું.

શૉ'નું હૃદય આર્યસંસ્કૃતિથી વાસિત હતું આર્યધર્મ એમને બહુ જ ગમતો હતો. તે એટલે સુધી કે મર્યા પછી જો હું માનવ થવાનું હોઉં તો આર્યદેશમાં ઉત્તમકુળમાં, ઉત્તમધર્મની આરાધના કરનાર હું બનું! બર્નાડશૉ' નિશ્વાસ દિલથી એમ બોલતા હતા.

મહાન્ સાહિત્યકાર બર્નાડશૉ'ના શબ્દો આજના શોખીનોના ભાન ઠેકાણે લાવી મૂકે તેમ છે. કોડી કોડી પ્રાણીઓના પ્રાણનું હનન કરતાં જેને જરા પણ દયા નથી આવતી એવા આત્માની શી દશા થશે?

આજની દવાઓ જીવડાંઓનો લગભગ આવી જ હત્યાના પરિણામથી બનેલી હોય છે. અભક્ષ્ય આહાર બુદ્ધિને પણ શુદ્ધ ન જ રહેવા દે.

તા. ૧૬.

અજ્જેવા: વિ ઇચ્છન્ત, જીવિઅં ન મરિજ્જિઉં ।
તમ્હા પાણિવહં ઘોરં, નિગ્ગંથા વજ્જયંતિણં ॥

જગતના સર્વ જીવો જીવવા ઇચ્છે છે. તે પણ સુખે સુખે જીવવા ઇચ્છે છે કોઇને મરવું ગમતું નથી. મરણથી સહુ દૂર ને દૂર નાસે છે. માટે જ પ્રાણિવધને શાસ્ત્રકારો મહાપાપ ગણાવે છે.

જેમ અભક્ષ્ય આહારમાં તેમ ઉંચામાં ઉંચા ક્રૂમલેધરનાં બૂટ ક્રેન્ડ બેગ વિગેરે પણ હિંસાના પરિણામે જ સર્જાયાં હોય છે. અને ભારતવાસીઓ એને મહામૂલ્યવાન ગણી આનંદથી વાપરી રહ્યા છે.

**"ક્રૂમ લેધર"ની કરુણ કહાણી**— ઉંચામાં ઉંચી જાતનાં જે ચામડાં આવે છે તે શામાંથી બને છે તે જાણો છો ? સાત આઠ મહિનાની ગર્ભવતી ગાયને કસાઇખાને લઇ જવામાં આવે છે. એને યંત્રની વચ્ચે દાબી દઇ ખૂબ ગરમ પાણી એના શરીર પર રેડવામાં આવે છે એ ગરમ પાણીથી એનાં શરીરનાં રુવાટાં બધાં જ ખરી પડે, અંદર ચરબી જમા થઇ જાય...બીચારી જીવતી ગાય નરકની મહાવેદના ભોગવે છે.

યંત્રદ્વારા પછી એને ગર્ભપાત કરાવવામાં આવે છે. ગાય તો ત્યા સુધી **યમ** દ્વાર પહોંચી ગઇ હોય છે. અને સાત આઠ માસનો ગર્ભ પણ તરફડતો મરી જાય છે.

એજ ગર્ભની કોમળ ચામડીથી બનાવેલાં તમારાં ઉંચામાં ઉંચી જાતનાં બૂટ. જે પહેરીને હિંદુઓ ખૂબ હરખાતા હશે !

કેટલી કરુણ કહાણી છે ? તમને સાંભળતાં કમકમાટી છૂટી જાય છે. જ્યારે જે ગાય વાછરડું પ્રત્યક્ષ આ દુઃખ તમારા મોઝ શોખ પૂરા કરવા ખાતર અનુભવતાં હશે ? એની કઇ દશા થતી હશે, એનો વિચાર કર્યો છે ખરો ?

જો કે હવે તો ધીરે ધીરે આ વપરાશ ઓછો થયો છે. છતાં યે હજુ ઘણી જગ્યાએ આ વપરાશ ચાલુ જ છે. આજથી નિશ્ચય કરજો

કે— આવી ઘોર હિંસાના નિમિત્તભૂત અમે તો કદિ નહિ જ બનીએ અમારામાં આર્યત્વનું ખમીર છે તે આર્યસંસ્કારોના ચરણે જ અર્પણ કરી દઇશું.

"આત્મવત્-સર્વભૂતેષુ"નો પાઠ આજે તો સર્વથા અસ્ત થઈ ગયો છે. જે ભારતમાં અહિંસાની ઓળખાણ હતી ત્યાં જ વિદેશી હૂંડિયામણની ખાતર કેટકેટલી ઘોર હિંસાઓ થાય છે મૂંગા પશુઓની. પરદેશ નિકાશ દિવસે દિવસે વધતો જાય છે

તમે કહેશો કે— વાનર કુતરા વિગેરે નુકશાન કરે છે માટે એમને મારી નાખવાં જોઈએ— તો તમારો સિદ્ધાંત તો એવો બનતો થયો કે જે જેને નુકશાન કરતું હોય તે તેને મારવાને અધિકારી છે કેમ ખરું ને?

તો બીજા પ્રાણીઓ કરતા માનવજાત જેટલું નુકશાન બીજું કોઈએ કરતું નથી...તો...વાનરા ને કુતરા પહેલા માનવ જાતને કંઈ કરવું જોઈએ.

પણ..આતો બધા આપણા ઉપજાવી કાઢેલા બુદ્ધિના તુક્કા છે. જગતમાં બધાને જીવવાનો ને પ્રેમ પૂર્વક જીવવાનો, સમાન હક છે. માનવ કોઈના સુખને લૂંટી લેતો હોય કોઈને જીવનથી જુદા કરતો હોય તો એ બહુ ભિન્ન અધિકારી સમજુ છું બીજાના સુખને છીનવી લેવા જતાં એક વખત તમારું જ સુખ છીનવાઈ ગયું હશે! પછી તમે બૂમરાણ મચાવતા હશો! નીતિનો નાશ કર્યો તેમ તેમ નીતિ વધી જ ગયા.

અનાજનું રક્ષણ કરવા ખાતર ઉંદર વિગેરેના પ્રાણ લીધા પણ દિવસે આગ ચંપાઈ. બધું જ ખાખ થઈ ગયું શું રહ્યું! આજે માનવ સલામત નથી. કારણ..તે બીજાની સલામતી ઈચ્છતો નથી. બીજાનો નાશ કરી પોતે સુખે જીવવા ઈચ્છે છે એ કદી બનવાનું નથી.

"આત્મવત્ સર્વભૂતેષુ" એ ભાવનાને ફરીને ખુબ દૃઢ બનાવો. જ્યાં જ્યાં હિંસાનું આચરણ થતું હોય ત્યાં ત્યાં જાનનું પણ બલિદાન આપીને હિંસાને અટકાવો...ભારતવર્ષમા વધતી જતી હિંસા જો નહિ અટકે તો જરૂર એક દિવસ ભારતનું પતન થશે...

ભારત દેશ જો ઉત્તમ ગણાતો હોય તો ધનથી નહિ...અદ્યતન સાધનોથી નહિ. કેવળ નીતિમત્તાથી જ ભારત દીપી રહ્યું છે. એ નીતિનું પાટિયું આજે ડગમગી રહ્યું છે. અહિંસાની ઈમારતો ભાંગી ને ભૂક્કો થઈ રહી છે.

જ્યાં નજર કરશો ત્યાં ચારે બાજુ હિંસા...હિંસા...ને હિંસા. આર્ય દેશનું આર્યત્વ આજે લુંટાઈ રહ્યું છે. સુસંસ્કારો કુસંસ્કારોમાં પલટાઈ રહ્યા છે શાંતિ અશાંતિમાં અસ્ત થતી જાય છે... હવે તો જાગો...

ભારતના લાડીલા સપૂતો! તમારી અહિંસા માતાની આબરૂ આજે લુંટાઈ રહી છે— જ્યાં ય તમે શાંત અને સ્વસ્થ બેઠા છો... એ શું ઉચિત છે?

હજુ અવસર છે...આજથી જ આળસ ખંખેરી ઉભા થઈ જાઓ.

હિંસાને સર્વથા તિલાંજલિ આપી અહિંસાનો આદરતા થઈ જાઓ.

પવિત્ર પુરુષોનો આપણને આદેશ છે કે— અનીતિ સામે ઝુંબેશ ઉઠાવીને પણ અનીતિને દૂર કરવી જોઈએ...દિવસે દિવસે હિંસા વધતી જશે. આર્ય બાળકો એમાં સપડાતા જશે. તો ધર્મ. રાજ્ય...સમાજ બધી જ વ્યવસ્થાઓ સબડી જશે...પ્રાન્તે અધોગતિમાં ગબડી જવાશે.

સર્વ દાનોમાં અભયદાન એજ શ્રેષ્ઠ દાન છે.

જો આ ત્રણે સિદ્ધાંતો જીવનમાં ઉતરી ગયા તો માનવતાની કિંમત કરોડો કરતાં પણ વધી જવાની...ત્રણ સિદ્ધાંતો વિનાની માનવતા કોડીની કિંમતમાં પણ નહિ ગણાય.

આર્યદેશ અને ઉત્તમ સામગ્રી મળી છે...તો તેને સાર્થક કરવા પ્રત્યેક પળે જાગૃત રહેજો...મહાપુરુષો હજુ પણ આપણને જાગૃતિનો મેસેજ આપી રહ્યા છે જો એને જીવનમાં ઉતારીશું તો આદર્શ જીવન જીવી શકશું. એજ કલ્યાણ કામના.

સર્વેઽત્ર સન્તુ સુખિનઃ સર્વે સન્તુ નિરામયાઃ
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ, મા કશ્ચિદ્ દુઃખભાગ્ભવેત્

